# પ્રાસ્તાવિક

લોકસાહિત્ય એ તો લોકમહેરામણનો સંસ્કારસમૃદ્ધિનો મૌક્તિક-ભંડાર છે. સાગરનાં મોતીઓનું મૂલ્ય તો મરજીવિયાઓના હૈયાની હામ અને સાહસને આભારી છે; લોકજીભે રમતા, લોકકંઠે જીવતા લોકસાહિત્યને ગ્રંથસ્થ કરવાનું કામ પણ પેલા મરજીવિયાઓના પ્રામાણિક પ્રયાસો સમાન છે. લોકોના કંઠમાં જીવતા લોકસાહિત્યને–જનશ્રુતિને લિપિબદ્ધ કરવાના આવા પ્રામાણિક પ્રયાસો પુરાણોમાં મોટા પાયા ઉપર થયા છે.

મુદ્રણયંત્રના પ્રચાર સાથે લોકસાહિત્યને ગ્રંથસ્થ કરવાની પ્રવૃત્તિ વિશેષ સરળ બની. ઔદ્યોગિક ક્રાંતિને કારણે નવાં રચાતાં–વધતાં શહેરોને લીધે ગ્રામજીવનના વિવિધ રંગો પ્રગટ કરતા લોકસાહિત્યનું આકર્ષણ વધ્યું. વળી લોકસાહિત્યનો આસ્વાદ પણ સાહિત્યગુણદૃષ્ટિએ કલાત્મક ને માતબર છે, પરિણામે અહોભાવ કે ઉત્સાહી મુગ્ધભાવથી લોકસાહિત્યના સંચયો થવા માંડે એ સ્વાભાવિક છે.

સંસ્કૃત સાહિત્યની સરવાણીઓનાં સુંદર વહેણ એ કાળમાં વહેતાં રસળતાં લોકસાહિત્યનાં ઝરણાંઓની સમૃદ્ધિને આભારી છે. હિતોપદેશ, પંચતંત્ર, કથાસરિત્સાગર – ઇત્યાદિ સાહિત્યિક રત્નો તો લોકસાહિત્યની નરી પેદાશ છે.

ગિરા ગુર્જરીને ચરણે લોકસાહિત્યના મૂલ્યવાન મોતીઓના થાળ ધરવાનું – અર્ઘ્ય અર્ચન અર્પવાનું કામ ઘણા જૂના સમયથી આરંભાયું હતું. હેમચંદ્રાચાર્યના વ્યાકરણનાં ઉદાહરણો લોકસાહિત્યની સંસ્કારમૂડી છે. એ ઉદાહરણોમાં પ્રજાહૃદયની ઊંડી આશાઆકાંક્ષાઓ અને એષણાઓના, એના આદર્શો અને શમણાંના પડઘા સાંભળવા મળે છે.

હેમચંદ્રાચાર્ય પછી જૈન અને જૈનેતર કવિઓએ પણ પોતાની કૃતિઓને લોકસાહિત્યનાં સલિલ છાંટી સંજીવની આપી છે. આપણા મધ્યયુગની સાહિત્યસમૃદ્ધિ જે ગ્રંથસ્થ બની છે, તેમાંથી તેના સર્જ-

કોની સર્જના અને પ્રતિભા લોકસાહિત્યને આભારી છે એમ કહેવામાં આવે તો એ અતિશયોક્તિ નહીં લેખાય. શામળની સામાજિક વાર્તાઓ, તેમાં પાત્રો તરીકે મહત્ત્વની ભૂમિકા ભજવતાં પોપટ, મેનાં જેવાં પંખીઓ અને બીજાં પશુઓ; સમસ્યાઓ અને તેના ઉકેલ વગેરેને શામળની મૌલિકતા અને કલ્પનાકસબની ઉપજ તરીકે આપણે ભલે સ્વીકારીએ, છતાં લોકસાહિત્યના વારસામાંથી શામળને કંઈક લાધ્યું છે – શામળે કંઈક મેળવ્યું છે એની કોણ ના પાડવાનું હતું? મધ્યયુગના મહાલયના સુવર્ણશિખર સમાન બંસીબોલના કવિ દયારામની ગરબીઓના ઢાળ અને રાગ લોકસંગીતના લોકસંસ્કારનું પરિબળ પામેલા છે.

લોકસાહિત્યની સીધી કૃતિ તો ૧૮૭૨ માં કોઈ "ફ. બ." નામના પારસી સંશોધક વિદ્વાન મારફત "ગુજરાત–કાઠિયાવાડ દેશની વારતા ભાગ–૧" નામે ગુજરાતને મળે છે.

— ને એ પછી ગિરિકંદરાઓમાં ઘૂમીને, વનવગડાની વાટો વીંધીને, રાન અને રણમાં રખડીને, બારૈયા, ધારાળા અને એવી કોમોના કુટુમ્બો સાથે હળીમળીને, સાગરકિનારાની અથાવાણી લલકારતા ખલાસી સાથે રાતો ગાળીને શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લોકસાહિત્યની કોઆગરીની રસચાંદની ઝીલીને ધરતીના ધાવણ સમા લોકસાહિત્ય તરફ તેમણે ગુજરાતના બહોળા સમુદાયને અભિમુખ કર્યો. એમણે એક હવા જમાવી: "લોકસાહિત્ય એ નિરક્ષર, આદિમ, પછાત લોકોનું જ સાહિત્ય છે એવું નથી; લોકસાહિત્યને પણ જીવન છે — લોકજીવન છે. લોકસાહિત્ય તો સમગ્ર પ્રજાજીવનની ચેતનાનું સર્જન છે."

આ હવાને લીધે – રાષ્ટ્રીયશાયર શ્રી. ઝવેરચંદ મેઘાણીની લોક-સાહિત્ય – અલખની ઉપાસનાને કારણે – ગુજરાતમાં લોકસાહિત્યને એના સાચા સ્વરૂપમાં જાગતી રાખવા સવિશેષ પ્રયત્નો થયા. સ્વ. મેઘાણીના સમકાલીનોમાં સ્વ. રાયચુરા, શ્રી. ગોહેલ, શ્રી. મનુભાઈ જોધાણી, શ્રી. મંજુલાલ મજમુદાર, શ્રી. અડાલજા, શ્રી. ગણપતરામ

મગનલાલ જોશી, શ્રી. શંકર દાજીભાઈ, પીંગળશીભાઇ, મેરુભા, પદ્મશ્રી દુલાભાયા કાગ, હીંગળોદાન, બળવંતસિંહભાઇ – ઇત્યાદિ એ લોકસાહિત્યની પ્રખર સાધના કરી છે, ને તેમાંથી કેટલાક તો આજે પણ લોકસાહિત્યની આરાધના કરી રહ્યા છે. વળી **આરાધનાની આ કેડી પર આજે** તો લાંબી વણજાર નજરે ચઢે છે. તેમાં શ્રી. પુષ્કર ચંદરવાકર, શ્રી. મધુભાઈ પટેલ, ડૅા. સુધાબહેન રમણલાલ દેસાઈ, શ્રી. લાલચંદ નીનામા, શ્રી. શંકરભાઇ તડવી, શ્રીમતી રેવા બહેન તડવી, શ્રી. અનવર આગેવાન, શ્રી. કનૈયાલાલ જોશી, શ્રી. ચંદ્રકાંત વાલેલા, શ્રી. જોરાવરસિંહ જાદવ — ઇત્યાદિ પ્રતિષ્ઠાને વરીને બેઠા છે.

આ સર્વ ભાઈ-બહેનો લોકસાહિત્યના ક્ષેત્રે જે કાર્ય કરી રહ્યા છે તેના પુરસ્કારરૂપે ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ તરફથી પ્રકાશનનું કાર્ય હાથ પર ધરવામાં આવ્યું છે. આજ પર્યંત "ગુજરાતી લોકસાહિત્યમાળા"ના ત્રણ મણકા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, ને એ સાથે આ ચોથો મણકો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ મણકામાં પ્રસિદ્ધ થતા સાહિત્યના સંપાદન માટે પોતાનો સર્જનફાલ મોકલી આપવા લેખક ભાઇબહેનોના સહકારને તો કેવી રીતે ભૂલી શકાય ? આ પુસ્તક માટે સુંદર કલાત્મક મુખપૃષ્ઠ તૈયાર કરી આપવા બદલ ચિત્રકાર શ્રી. નટુભાઈ મિસ્ત્રી (ચેતક)ના સૌજન્યનું પણ આ સ્થળે સ્મરણ આવે છે. છેલ્લું પ્રૂફ તપાસી આપવા માટે શ્રી. કૃષ્ણપ્રસાદના સહકારને પણ ભૂલી શકાય તેમ નથી. ધી ડાયમંડ જ્યુબિલી પ્રિ. પ્રેસના વ્યવસ્થાપક શ્રી. સુરેશભાઇએ પણ પુસ્તકનું પ્રકાશન સુંદર બને એ માટે ઘણી જહેમત લીધી છે.

— ને આ સર્વના સહકારથી આ પુસ્તકમાં વિધવિધ લોકગીતો અને અનેકવિધ લોકવાર્તાઓનું પ્રકાશન કરવામાં આવ્યું છે.

આશા છે કે "ગુજરાતી લોકસાહિત્યમાળા"નો આ ચોથો મણકો લોકસાહિત્યના અભ્યાસીઓ અને વાચકોની રસવૃત્તિને તૃપ્ત કરશે.

**—સંપાદક સમિતિ.**

ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ, અમદાવાદ

# અનુક્રમણિકા

## એક વિજ્ઞપ્તિ

'ગુજરાતી લોકસાહિત્યમાળા'ના ત્રીજા મણકામાં સંપાદિત થયેલ કૃતિઓની અનુક્રમણિકામાં તેમ જ પૃષ્ઠ-૪૧ પર "ભરુચ જિલ્લાના આદિવાસીઓમાં ગવાતાં ગીતો"– કૃતિ માટે તેના સંપાદક શ્રી. વાડીલાલ ડક્કરનું નામ પ્રસિદ્ધ કરવું રહી જવા પામ્યું છે.

# મંડપનાં ગીતો

સંપાદકો : જોરાવરસિંહજી ડી. જાદવ એમ. એ.
**સજ્જનકુમારી જે. જાદવ**

[ ઉત્સવ એ લોકજીવનના ઉલ્લાસનો પુરસ્કાર છે. મંડપ એ ઉત્સવનું એક આવશ્યક અંગ છે. અહીં રજૂ થતાં 'મંડપનાં ગીતો' ઉત્સવોના ઉમંગના આવિષ્કારનું પરિણામ છે. ]

## ૧. દ્રાક્ષનો છાયો વીરનો માંડવો

લીલવા દ્રાક્ષનો છાયો વીરનો માંડવો!
બાપુભાઈ દાદાને પૂછે:
આપણે આંગણિયે આનંદ શાનો?
દીકરા તુજને પરણાવું, ભડી જાન જોડાવું
દીકરા આપણે આંગણિયે આનંદ એનો?
લીલવા દ્રાક્ષનો છાયો વીરનો માંડવો!
કાકા આપણે આંગણિયે આનંદ શાનો?
દીકરા તુજને પરણાવું, કળસી કુટુંબ તેડાવું,
દીકરા આપણે આંગણિયે આનંદ એનો?
લીલવા દ્રાક્ષનો છાયો વીરનો માંડવો!

*

## ૨. માન સરીખો માંડવો

માન સરીખો માંડવો રે!
જોયા સરીખી છે જાન!
વેવાયો મન દેજો રે.
કંકુ લાવ્યા ને લોકીટ લાવશું રે!
પછી ઘડાવે વહુના બાપ!
વેવાયો મન દેજો રે.
માન સરીખો માંડવો રે!
જોયા સરીખી છે જાન!

વેવાયો મન દેજો રે.
હાર લાવ્યાને અંગડી લાવશું રે!
બેસલેટ ઘડાવે વહુના વીર!
વેવાયો મન દેજો રે.
માન સરીખો છે માંડવો રે!
જોયા સરીખી છે જાન!
વેવાયો મન દેજો રે.

*

## ૩. નાણાવટી સાજન બેઠું માંડવે.

નાણાવટી રે સાજન બેઠું માંડવે!
લેખાવટી રે સાજન બેઠું માંડવે!
જેવી ભરી સભાના રાજા
એવા બળવંતભાઈના દાદા!
નાણાવટી રે સાજન બેઠું માંડવે.
જેવા હાર માયલા હીરા
એવા બળવંતભાઈના વીરા!
નાણાવટી રે સાજન બેઠું માંડવે.
જેવા આટલસના તાકા
એવા બળવંતભાઈના કાકા!
નાણાવટી રે સાજન બેઠું માંડવે.
જેવી ફૂલડીઆની વેણી
એવા બળવંતભાઈનાં બે'ની!
નાણાવટી રે સાજન બેઠું માંડવે.
જેવા ચૈત્ર વૈશાખના આંબા
એવા બળવંતભાઈના મામા!
નાણાવટી રે સાજન બેઠું માંડવે.

*

## ૪. મોભીનો માંડવો.

માંડવે લીલી આડી ને પીળી થાંભલી
માંડવે બેસે રાજા ને બેસે રાજિયા.
માંડવે બેસે રાજુભાઈ દેહોન રે!
વીરાજીનો માંડવો......
માંડવે મ્હાલે રાણા ને મ્હાલે રાજિયા
માંડવે મ્હાલે દાદાજી દેહોત રે!
મોભીનો માંડવો......
માંડવે મ્હાલે રાણાને મ્હાલે રાજિયા
માંડવે મ્હાલે કાકાજી દેહોત રે!
ભત્રીજાનો માંડવો......
માંડવે મ્હાલે રાણા ને મ્હાલે રાજિયા
માંડવે મ્હાલે મામાજી દેહોત રે!
ભાણેજનો માંડવો......
માંડવે મ્હાલે રાણા મ્હાલે રાજિયા
માંડવ મ્હાલે બે'નીબા દેહોત રે!
બેનીબાનો માંડવો
વીરાજીનો માંડવો......

*

## ૫. માંડવ રંગ ભર્યો.

મારો માંડવ ફાલ્યો ફૂલ્યો રંગભર્યો
મોટામોટા ગજુભાઈના બાપુ વદનસિંહભાઇ
મારે માંડવ પધારજો.
તમે આવ્યે માંડવનો રંગ રહેશે.
નહીંતર જશે માંડવડાની લાજ,
વદનસિંહભાઈ માંડવે પધારજો.

ગજુભાઈના કાકા અચળસિંહભાઈ
મારે માંડવ પધારજો.
તમ આવ્યે માંડવડાનો રંગ રહેશે
નહીંતર જાશે માંડવડાની લાજ.
મારો માંડવ ફાલ્યો ફૂલ્યો રંગભર્યો
ગજુભાઈના મામા ભિખુસિંહ ભાઈ
મારે માંડવ પધારજો.
તમે આવ્યે માંડવડાનો રંગ રહેશે।
નહીંતર જાશે માંડવડાની લાજ
મારો માંડવ ફાલ્યો ફૂલ્યો રંગભર્યો.

*

૬. માંડવે મીઠી નાગરવેલ્ય.

ઊંચો ઊંચો દાદાજીનો માંડવો રે।
તેથી ઊંચેરા પરહર બે ચાર
દાદાજીનો માંડવો રે.
માંડવે લીલી દાંડી ને રાતી થાંભલી,
માંડવે થઈ છે મીઠી નાગરવેલ,
દાદાજીનો માંડવો.
માંડવે બેસે રાજા ને બેસે રાજિયા,
માંડવે બેસે જાદવ બે ચાર,
દાદાજીનો માંડવો.
નીચો નીચો વેવાયેનો માંડવો રે,
તેથી નીચેરા પરહર બે ચાર,
વેવાયેનો માંડવો રે.
માંડવે સૂકી દાંડી ને થોરની થાંભલી રે,
માંડવે થઇ છે કડવી કુકડવેલ,
વેવાયેનો માંડવો.

માંડવે બેસે ગોલા ને બેસે ચામઠા રે,
માંડવે બેસે બસુભાઈ કજાત કે,
વેવાયોનો માંડવો.

*

## ૭. માંડવ રઢિયાળો......

મારો માંડવ રઢિયાળો લીલી પાંદડીએ શણગારો.
લીલી પીળી માંડવડાની છાંય માણારાજ.
વીરના કાકા જોઈએ તો કનુભાઇને તેડાવો માણારાજ.
લાડે કોડે ભત્રિજા પરણાવો માણારાજ.
મારા માંડવ રઢિયાળો લીલી પાંદડીએ શણગારો.
વીરના મામા જોઈએ તો રાયસંગભાઇને તેડાવો.
લાડે કોડે ભત્રિજા પરણાવો માણારાજ.
વીરના વીરા જોઈએ તો અજિતભાઈને તેડાવો.
લાડે કોડે બંધવ પરણાવો માણારાજ.
વીરના બે'ની જોઈએ તો ધનુબાને તેડાવો.
લાડે કોડે વીરને પરણાવો માણારાજ.
મારો માંડવ રઢિયાળો લીલી પાંદડીએ શણગારો માણારાજ.

*

## ૮. લીલો મારો માંડવો.

લીલા સરોવર લીલો માંડવો.
લીલી છે કંઇ તારા જગની વાડી.
એનો છાંયો ને લીલો મારો માંડવો.
માંડવડે રે કંઇ ચાર મોટેરા તેડાવો.
માંડવ દીસે રે રળિયામણો.
મોટેરા મારે જીતુભાઈ આવંતા

વદનસિંહભાઈ આવે મારે માંડવે
માંડવરે ચાર અત્તરિયા તેડાવો.
માંડવ દીસે છે રળિયામણો.
અત્તરિયા મારે રાજુભાઈના કાકા
કાળુસિંહભાઇ આવે મારે માંડવે.
લીલા સરોવર લીલો માંડવો
લીલી છે કંઈ તારા જનની વાડી
એનો છયો ને લીલો મારો માંડવો.
માંડવરે ચાર ગલાલિયા તેડાવો.
માંડવ દીસે રે રળિયામણો.
ગલાલિયા મારે રાજુભાઇના મામા
ભિખુસિંહભાઇ આવે મારે માંડવે.
લીલા સરોવર લીલો માંડવો.
લીલી છે કંઈ તારા જનની વાડી.

*

## ૯. માંડવો નાખ્યો મલપતો

માંડવો નાખ્યો મલપતો, સોની ઘડે સોના ઘાટ;
મારે જાદવરાયના બેસણા રુક્મણી ઢોળે વાય,
સોની ઘડય રે કરશનજીના મોળિયા, ઘડય રે નવલખ હાર.
કયા દેવ ઘોડે, કયા દેવ હાથીએ, શત્રુઘ્ન તેજીના અસ્વાર,
રામ ઘોડે લક્ષ્મણ હાથીએ, શત્રુઘ્ન તેજીના અસ્વાર રે,
માંડવો નાખ્યો મલપતો ત્યાં સમરો ઢળાવો રે.
કયા વહુ ઓરડે કયા વહુ ઓશરિયે, કયા વહુ માંડવે મ્હાલે રે,
શાંતુ વહુ ઓરડે, હેમલત્તા વહુ ઓશરિયે સજન વહુ માંડવ મ્હાલે રે.
માંડવો નાખ્યો મલપતો......

*

## ૧૦. ઝમરખ મંડપ રચાવિયો

ઝમરખ મંડપ રચાવિયો, મળિયા ભૂપતિ ભારે રે!
સીતાએ છાયા મોરિયા, સુંદરી ઓટી છે બહુ સારી રે!
કેશરી કંકાવટી, ચોખલા ચોડયા લલાટ!
રૂપ દેખી રાવણુ બોલિયો, બળવા જુજ અમારા!
કર રે જોડી સીતા કરગરે લજ્જા રાખો અમારી!
ધનુષ્ય મૂકયું જનકે ચોકમાં, કોઈ જેદ્ધો બળવાન!
રૂપ દેખી રાવણુ ઊઠયો, બળવા જૂજ અમારા!
રાવણુથી ધનુષ્ય ના ફર્યું, દશરથનો દીકરો રામચંદ્ર!
ટચલી આંગળીએ ધનુષ્ય ઉડાડિયા, ધનુષ્ય ઊડયું છે અકાશ!
પાતાળે ખડછંદા પહોંચ્યા, નવકુળ નવસો નાગનીઓ જાગી!
ઊઠોને નાગ ઉતાવળા ધરતી ધ્રુજવાને લાગી!
કોઇ કહે લંકાગઢ ઉમટયું, કોઇ કહે ઉમટયું હાલાર!
નથી લંકાગઢ ઉમટયું નથી ઉમટયું હાલાર!
દશરથના દીકરા રામચંદ્ર પરણ્યા જનકકુંવરી!

*

## ૧૧. માંડવે મથુરીનો વેલો.

માંડવે મથુરીનો વેલો મારા વેવાયો રે!
માવસંગ છે એમની બૈયરના ચેલા વેવાયો રે!
બૈયરે લુગડાં ધોવા મેલ્યા મારા વેવાયો રે!
સાડલો ધોયો, કાપડું ધોયું ને ઘાઘરો ધોતા આવડે નહીં!
રોતો કકળતો એની બૈયર પાસે આવ્યો!
છાનો રે છોકરડા તને કોણે રોવડાવ્યો રે!
જાદવોના નાને મોટે ઢાબડ ભૂબડ દીધ્યો રે!

*

## ૧૨. મારે માંડવે મોગરો છાયો.

મારે માંડવે મોગરો છાયો ને નેત્ર ઓછાડીઓ રે!
મારે માંડવે કેળના સ્થંભ શો માંડવો રે!
મારે માંડવે કોણુ કોણુ આવ્યું રે, કોણુ કોણુ આવશે રે!
હું તો જોઉં કયા દેરની વાટ રે?
એમને આવ્યે રંગ રહેશે!
મારે માંડવે રામાભાઇ આવ્યા ને
સી તા દે વી આ વ શે રે!
હું તો જોઉં શાંતુ વહુની વાટ કે
એમને આવ્યે રંગ રહેશે?

*

## ૧૩. સોનાની સળીઓનો માંડવો.

સોનાની સળીઓનો માંડવો રે!
રૂપા સ્થંભ રોપાયા, બાળા જોબનમાં માંડવો રચ્યો રે!
કયા ભાઇને ઘેર શુકન ગોરી રે!
મીઠા બોલી છે નાર,
મીઠે ને બોલે દિલ વસ્યાં રે,
હૈયે હરખ ન માય!
હરખે શું આપ્યા બેસણા રે,
દૂધ ધોયા છે પગ,
બાળા જોબનમાં માંડવો રચ્યો રે.

*

## ૧૪. માંડવ રળિયામણો.

માંડવડે સોનાના થંભ રૂપા કેરી વળીયું,
માંડવડે અંતરિયા હોય રે મારો માંડવ રળિયામણો.

માંડવડે અંતરિયા ફતેસંગ હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે સોનાના થંભ રૂપા કેરી વળિયું,
માંડવડે ગલાલિયા હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે ગલાલિયા નારૂભાઈ હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે છોગાળા હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે છોગાળા બળવંતભાઈ હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે નાણાવટી હોય રે મારો માંડવ રળિયામણો.
માંડવડે નાણાવટી ગજુભાઈ હોય રે મારો માંડવ રળિયામણો.

*

## ૧૫. મધ બેઠું રે લીલા માંડવા હેઠ.

મધ બેઠું રે લીલા માંડવા હેઠ કે
મધડા રે રળિયામણા............
મધ પાડશે રે પેલા માવસંગ જમાઈ કે
મધડા રે રળિયામણા............
મધ ગાળશું રે સાચા સાળુના છેડે કે
મધડા રે રળિયામણા...............
મધ પીશે રે રાજુભાઇ બે હાથ કે
મધડા રે રળિયામણા...............
હોઠ ચાટશે રે પેલા માવસંગ જમાઇ કે
મધડા રે રળિયામણા...............

*

## ૧૬. માંડવે રે હીરના દોર.

મારે માંડવે રે હીરના દોર ચીરના દોર
ઘૂઘરિયાળા ગોદડા...
મારે માંડવે રે અમરસંગ ચોર (૨)
ગોદડા ચોરી ગયા...

મારા ધનુષ્યા રે ઊંધું લઇ ઘુંધું લઇ ફરી વળ્યા,
મારી નહીં મારી સકર્ણી નાર !
ચારીશ રે તારા બાપના ઢોર !
હવે નહીં ચોરું ગોદડાં...
ઉડાડીશ રે લીલી વાડીના મોર !
હવે નહીં ચોરું ગોદડાં...

*

## ૧૭. વેવાયોનો માંડવો.

વેવાયોના માંડવે રમવાને ગ્યાંતા,
પરાણે પાળી ઈંઢું વળગાડ્યું રે.
મારા બાલુભાઇને..................
અમારા બાબુભાઇ બાળાને ભોળા,
જગના ધૂતારા ચેલા વેવાઈ રે.
વેવાયોને માંડવે જમવાને ગ્યાંતા
ફૂટા ચોખાને ચપટી ખાંડ રે.
મારા હોંશી વેવાયો રે
હોંશે જમાડ્યા અમને ખાંતે જમાડ્યા.
હોંશી વેવાયો, ખાંતી વેવાયો.
હોંશી વેવાયોને માંડવે જમવાને ગ્યાંતા.
કાચા ચોખાને કળશી કાંકરા રે
મારા હોંશી વેવાયો રે............

*

# લગ્નગીતો

[લગ્ન ઉત્સવ એ લોકજીવનનું અનન્ય આનંદ લહાણું છે. અહીં તુલશી વિવાહનાં ગીતો, રાડવા કોળીનાં લગ્નગીતો અને ઝાલાવાડનાં ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણનાં લગ્નગીતો સંપાદિત કરવામાં આવ્યાં છે. આ ગીતોમાં લગ્નજીવનની મંગલ ભાવના છે, પ્રણયમસ્તિ છે, તો મીઠી મઝાક ફટાણાંરૂપે પણ જોવા મળે છે.]

## તુલસી વિવાહના ગીતો


સંપાદકો : જોરાવરસિંહ દી. જાદવ એમ. એ.
સજ્જનકુમારી જે. જાદવ


### ૧. તુલસીબા રે કુંવારા.

વનરા તે વનમાં તુલસીબા રે કુંવારા!
તુલસીને પાણીડા પાવ રે મોહનભાઈ રાણા!
મોતીના દાણા......!
તમારા સાસરિયામાં ઊતારા કરતા જાવ રે!
તુળસીને પાણીડા પાવ રે મોહનભાઇ રાણા!
મોતીના દાણા......!
તમારા સાસરિયામાં દાતણ કરતા જાવ રે!
તુલસીને પાણીડા પાવ રે મોહનભાઇ રાણા!
મોતીના દાણા......!
તમારા સાસરિયામાં ના'વણ કરતા જાવ રે!
તુલસીને પાણીડા પાવ રે મોહનભાઇ રાણા!
મોતીના દાણા......!
તમારા સાસરિયામાં ભોજન કરતા જાવ રે!
તુલસીને પાણીડા પાવરે મોહનભાઇ રાણા!
મોતીના દાણા......!

તમારા સાસરિયામાં મુખવાસ કરતા જાવ રે !
તુલસીને પાણી પાવ રે મોહનભાઈ રાણા !
મોતીના દાણા......!
તમારા સાસરિયામાં ઓઢણ કરતા જાવ રે !
તુલસીને પાણીડા પાવ રે મોહનભાઈ રાણા !
મોતીના દાણા......!

*

## ૨. કાળા રે કરશનજી...

કાળા રે કરશનજી મથુરાના રહેવાસી,
કાળા કરશનજીને કેશરિયા વાઘા,
કાનજી કહે છે બે'ની ઓરેરા આવો,
દેવકીજી દેવલોક કીમ પરણે ?—મથુરા.
સોનાનો માંડવો ને સોનાની વળાઉ !
સાવરે સોનાના માણેકસ્થંભ રે !—મથુરા.
કાનજી કહે છે બે'ની ઓરેરા આવો !
મરતુકલોક કીમ પરણે ?
લાકડાનો માંડવો ને લાકડાની વળાઉ !
લાકડાનો કોર્યો માણેકસ્થંભ રે !—મથુરા.
દેવકીજી મરતુકલોક ઈમ પરણે !

*

## ૩. હેલ્યું ઢૂંગે વળે.......

મારે આંગણિયે તુલસીનો કયારો !
મારે આંગણિયે રૂડા રામ રમે !
હેલ્યું ઢૂંગે વળે, સાચા મોતી ચરે.
હેલ્યું ચારો ચરે, કયાભાઇને ગમે ?

ઢેલ્યું ઢૂંગે વળે સાચા મોતી ચરે!
એ તો રેમુભાઈને ગમે......મારે.

*

## ૪. તુળસી રોપે છે વરમાળ.

પડવે પહેલો તમ અવતાર રમવા નિસર્યા રે લોલ.
બીજે બાળક બેઠું બહાર, મેં સમજાવ્યું રે લોલ.
ત્રીજે ત્રણ ભૂવનનો નાથ, તાળી પાડો ટાચકા રે લોલ.
ચોથે છોગાળા ભગવાન, કે મારે મો'લ આવજો રે લોલ.
પાંચમે માર્યાં હરણાકંસ, કે એક માર્યો મૃગલો રે લોલ.
છઠ્ઠે તેડાવો જોષી કે જોષ જોવડાવો રે લોલ
ભાઈ જોષીડા વીરા સારા સારા તું જોજે જોષ.
કે લગ્ન કે દિવસના આવશે રે લોલ.
આવશે અગિયારસને સોમવાર કે વિવાહ આવ્યા ઢૂંકડા રે લોલ
આવી રૂડી અંધારી રાત કે અજવાળા કયાંથી પડે રે લોલ.
દુવારકામાં પેંખામ રણછોડરાય કે અજવાળા ત્યાં પડે રે લોલ
તુલસી રોપે છે વરમાળ કે બ્રહ્મા વેદ ભણે રે લોલ.

*

## ૫. તુળસી તારા મોંઘેરા નામ.

ધન્ય ધન્ય આકરૂ ધન્ય ધન્ય ગામ.
ધન્ય ધન્ય રે તુલસી તારા મોંઘેરા નામ. સાંભળો ગુણવંતા.
રામજી ખેડે ને લક્ષ્મણ વેડે. ,, ,,
સતી રે સીતાજીએ પાણીડાં સિંચ્યાં. ,, ,,
અષાઢે તુલસી રોપે રોપાણું. ,, ,,
અમર કસ્તુરીના ખાતર પુરાયા. ,, ,,

શ્રાવણે તુલસી બબ્બે પાંદડિયે. સાંભળો ગુણવંતા.
હરખ્યા નારયણ તુલસી નામે. ,, ,,
ભાદરવે તુલસી વેલે વળુંધ્યા. ,, ,,
દેવ દામોદરે ખોળામાં લીધાં. ,, ,,
આસો એ તુલસી આછા વળુંધ્યા. ,, ,,
કુંવારા તુલસીઆનો કરો રે વિવાહ. ,, ,,
કારતકે તુલસીના વિવાહ નિરધાર્યા. ,, ,,
લગ્ન નિર્ધાર્યાં ને પરણ્યા મોરારી. ,, ,,
માગશરે માવઠડા રે થાશે. ,, ,,
શિયાળે તુલસીઆના આણલાં રે જાશે. ,, ,,
પોષે તો તુલસી પડયા રે રોપમાં. ,, ,,
તુલસી વિના ત્રિભુવન રે ડોલ્યા ,, ,,
મહારાજે તો વન સઘળી રે વેઝ્યાં ,, ,,
હુડલા કોડલાની રમત રે માંડી. ,, ,,
ફાગણે ફાગ ખેલે રે ગોવિંદા. ,, ,,
હોળી ખેલે ચંદ્રાવતી લીલા. ,, ,,
અગર તુલસી હિંડોળા બંધાવે. ,, ,,
હીંડોળે હીંચે શ્રી કૃષ્ણજી ભોળા. ,, ,,
વૈશાખે વાવલિયા રે વાશે. ,, ,,
ઘેર પધારો શ્રીકૃષ્ણ નાવલિયા. ,, ,,
જેઠે તો તુલસી સુકાવા રે લાગ્યાં. ,, ,,
તુલસી વિના સુનો સંસાર. ,, ,,
જેણે કર્યો તુલસીને દીવો. ,, ,,
એનો પીરોજી ઘણું રે જીવો. ,, ,,
જેણે રેડ્યાં તુલસીને એડાં. ,, ,,
એને આવે શ્રી રામના તેડાં. ,, ,,

## ૬. ક્યાં વસે તુલસી ?

ક્યાં વસે તુલસી ? ક્યાં વસે રામ ?
ક્યાં વસે મારા શ્રી ભગવાન ?
શું જમે તુલસી ? શું જમે રામ ?
શું જમે મારા શ્રી ભગવાન ?
ક્યાં પોઢે તુલસી ? ક્યાં પોઢે રામ ?
ક્યાં પોઢે મારા શ્રી ભગવાન ?
ક્યારે વસે તુલસી, મંદિરિયે વસે રામ,
પાલખીએ વસે મારા શ્રી ભગવાન !
દૂધ પીએ તુલસી, સાકર જમે રામ,
કંસાર જમે મારા શ્રી ભગવાન !
ક્યારે પોઢે તુલસી, મંદિરે પોઢે રામ,
પાલખીએ પોઢે મારા શ્રી ભગવાન !

*

## ૭. તુલસીએ કામણ કીધા.

વરઘોડો રે કંઈ વિઠ્ઠલજીનો !
ઘોડાને રે કંઈ ઓરડિયે બાંધવોજી રે !
ઘોડાને રે કંઈ નાગરવેલ્ય નીરાવો રે !
ઘોડાને રે કંઈ ત્રાંબાકુડિયે નીર પાવા રે !
ઘોડાને રે કંઈ તેત્રીસ શણગાર સજાવો રે !
બાર ગણા કંઈ ઢોલડિયા વગડાવો રે !
શિવ સંતો રે કંઈ શરણાયુંના બે જોટા રે !
ઘોડાને રે કંઈ પવન વેગે ચલાવો રે !
વેવણ રે તું વહેલેરી આવજે રે !
થાળ ભરીને મોતીડાં લાવજે રે !
ઉપર રે કંઈ શ્રીફળ મેલાવજે રે !

મારા વા'લાને વીઝતે વધાવજો રે!
રૂડા તુલસીએ કામણ કીધાજી રે!
મારા વહાલાના મન હરી લીધાજી રે!

*

## ૮. કોણ હરિના જાનૈયા થાશે ?

લગન બાજોઠી સુથારે ઘડી.
ઘડતા શું ઘડીને હીરલે જડી.
સુથારીનો બેટો કામણગરો.
અમને હરિવર વહાલા.
કોણ કોણ દેવ હરિના જાનૈયા થાશે ?
કયા દેવ થાશે હરિના રખવાળ રે ?
અમને હરિવર વહાલા.
રામ અને લક્ષ્મણ હરિના જાનૈયા થાશે.
હનુમાન થાશે રખવાળ રે.
કોણ કોણ હરિની જાનરડી થાશે ?
કોણ થાશે લુણવંતી રે ?
માતા કુંતાજી હરિની જાનરડી થાશે.
બેની સુભદ્રા થાશે લુણવંતી રે.
અમને હરિવર વહાલા......

*

## ૯. સીતા પાણીડાં ગ્યાંતાં.

સાવરે સોનાના સરોવરે સીતા પાણીડાં ગ્યાતાં.
સૈયર મેણલા બોલી, આવડાં સીતા બાળકુંવારાં
પાણીડાં ગ્યાંતા રામની વાડીએ રે લોલ.
રીસભર્યાં સીતા ઘેર પધાર્યા.
આવીને ઢોલિયા ઢાળ્યા. પાણીડાં૦

કેમ રે સીતાજી તમારાં માથડાં દુઃખ્યાં ?
ક્યાંથી આવ્યો તરિયો તાવ ? પાણીડા૦
સરખી સાહેલી પાણીડાં ગ્યાં'તાં.
સહિયર મેણુલા બોલી...... પાણીડા૦
કહો તો સીતાજી સૂરજ સાથે વરાવું,
કહો તો ચંદ્રમાના મામા. પાણીડા૦
સૂરજના તેજ દાદા અતિ ઘણેરા,
ચંદ્રના તેજ રાતના ઝાંખા. પાણીડા૦
કહો તો સીતાજી હનુમાન સાથે વરાવું,
કહો તો કૃષ્ણજીના મામા... પાણીડા૦
હનુમાનને તેલ દાદા અતિ ઘણેરા,
કૃષ્ણ દાદા કાળી કુબ્જા વાળા... પાણીડા૦
એક રામજી મને મન ભાવ્યા... પાણીડા૦

*

## ૧૦. અધઘડી ઊભલા રહેજો !

મારે આંગણુ ગુલાબ ચંપો ને વળી મરવો.
ડોલર લ્હેરો રે હો લેશે.
ત્યાં રાધાજી કૃષ્ણને કહે છે રે.
અધ ઘડી ઊભલા રે હો રહેજો.
મારે આંગણુ ઊતારા કરતા જાજો અધઘડી.
આજ મારે ઊતારા કરવાની છે બાધા,
એ શું બોલ્યા રે હો રાધા.
મારે આંગણુ ચંદન ચંદનનો સોટો,
નાખ્યો ફૂલનો ગોટો રે હો ગોટો અધઘડી.
મારે આંગણુ દાતણુ કરતા રે હો જાજો,
આજ મારે દાતણુ કર્યાની છે બાધા.
એ શું બોલ્યા રે હો રાધા.

મારે આંગણુ પ્રભુજી નીત નીત આવના.
અધઘડી ઊભલા રે હો રહેજો.
મારે આંગણુ નાવણુ કરતા રે હો જાજો,
આજ મારે નાવણુ કર્યાની છે બાધા.
એ શું બોલ્યા રે હો રાધા.
અધઘડી ઊભલા રે હો રહેજો.
મારે આંગણુ ભોજન કરતા રે હો જાજો,
આજ મારે ભોજન કરવાની છે બાધા.
એ શું બોલ્યા રે હો રાધા.
મારે આંગણુ પ્રભુજી નીત નીત આવતા.
અધઘડી ઊભલા રે હો રહેજો.
મારે આંગણુ મુખવાસ કરતા રે હો જાજો.
આજ મારે મુખવાસની છે બાધા.
એ શું બોલ્યા રે હો રાધા.
મારે આંગણુ પોઢણુ કરતા જાજો,
આજ મારે પોઢણુ કર્યાની છે બાધા.
એ શું બોલ્યા રે હો રાધા ?

## ઝાલાવાડનાં ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણનાં લગ્નગીતો

સંપાદક : શ્રી. પુષ્કર ચંદરવાકર

### ફટાણાં

(૧)

ઝારી ગાગરડીમાં સોપારીનો કટકો.
પારકે માંડવે અનુરાધા આવડો શો લટકો.
વિવા વિતશે કાઢી મૂકશે,
પછી ચડશે ચટકો.

ધીમે ધીમે ચાલો,
તમારા ઘાઘરાને આવશે ઝડકો.
ખંભાતમાં દરજી નથી,
કોણ ભરશે ઝડકો.

( ૨ )

આવી આવી ભાદરની રેલ ! ભાદર ગાજે છે. રે.
આપણાં વેવાણ તણાતાં જાય ! " " "
તાણો તાણો અમરતભાઈની દોર ! " " "
વેવાણ તણાતાં જાય ! " " "
આપણા વેવાઇ વાંઢા થાય ! " " "
છોરૂડા મા વિનાનાં થાય ! " " "

( ૩ )

ઊંચે ટીબે કાબર માસી,
કાબર કહે અનુરાધાની માસી.
ભાઈને સાસરે જમવા ગઇ'તી,
ઘીમાં રોટલી દૂધમાં ઝબોળી.
લે લે કૂતરા તૂ તૂ.

( ૪ )

ભારતીબેન ચાંદાના પાંદરડું,
રમણીકલાલ પગડાનું વાંદરડું.
વાંદરે બહુ કલપના કીધી,
ત્યારે અમે દેવકન્યા દીધી.
ભારતીબેન મોટરમાં ફરવા જાશે,
ત્યારે રમણીકલાલ ડ્રાઈવર થઇને જાશે.

ભારતીબેન દેવ પૂજવાં જશે,
ત્યારે રમણીકલાલ માળી થઈને જશે.
માળીએ બહુ કલ્પના કીધી,
ત્યારે અમે દેવકન્યા દીધી.
ભારતીબેનને સાડી પહેરવા જોઈ શે,
ત્યારે રમણીકલાલ કાપડિયો થઈને જશે.

( ૫ )

અગર ચંદનની રાત,
તારલિયો કયારે ઉગશે ?
જ્યાવહુ તમારલા કંથ,
પ્રતાપભાઈ કયારે પધારશે ?
ગ્યા છે ઓફિસરોની સાથ,
અંધારિયા હમણાં પધારશે....અગર...

સવિતાવહુ તમારલા કંથ,
પ્રાણભાઈ કયારે પધારશે.
ગ્યા છે કંઈ ખેડૂતોની સાથ,
વેત્રારીયા હંમણા પધારશે....અગર...

( ૬ )

સાગ સિસમનો ઢોલિયો,
અમરાડમરાના વાણ.
ગાલમ મસૂરના તકિયા,
મખમલની તળાયું.
ત્યાં ચડી કૃષ્ણ પોઢસે,
રુક્મણી ઢોળે છે વાય.

ચાય ઢોળતાં પૂછી શું,
સ્વામિ સુણો મારી વાત.
જેવા ભાભીને તનમનિયા,
તેવા અમને ઘડાવો.
સંપત હોય તો ઘડાવિયે,
કોઈનો વાદ ન વદીએ.
વીરા બળભદ્ર તમને વિનવું,
આડી વંડિયું ચણાવો.
તમારા ગોરાંદેને તનમનિયાં,
અમારા ઘરમાં વઢવેડ.
વીરા કૃષ્ણ શું મુંઝવે,
વહુને તનમનિયા ઘડાવું.
નવા નગરના સોનિડા,
સામે ઓરડે બેસાડું.
અમારા ગોરાને તનમનિયા,
તેથી સવાયા કરાવું.

( ૭ )

પ્રતાપભાઈ મુંબઈ શેર ગ્યાતાં સેજી માલણ રે
જયાવહુ હલવો મંગાવે ” ” ”
પ્રતાપભાઈએ મુંબઈ શેર ડોળયું ” ” ”
હલવો નજરે ન દીઠો ” ” ”
પ્રતાપભાઈ ભાઈબંધને પૂછે ” ” ”
ભાઈબંધ ગોરી રિસાણી ” ” ”
ભાઈબંધે સોટા લીધા ચાર ” ” ”
આપ્યા પ્રતાપભાઈને હાથ ” ” ”
સોટા સમ સમ વાગે, હલવો કોઈ દિ ન માંગે ” ” ”

(૮)

ઓજા માટી કયાંથી લાવ્યો? કયાં ચીકવી રે?
ગંગામાંથી માટી લાવ્યો? દૂધે ચીકવી રે?
પ્રતાપભાઇની દીકરી પરણે, ચોરી ચીતરી રે!
જયાવહુના જન્મ્યા પરણે, ચોરી ચીતરી રે!
પુષ્કરભાઇની ભત્રીજી પરણે, ચોરી ચીતરી રે!
નાનાભાઈની ભાણેજ પરણે, ચોરી ચીતરી રે!
સોનલ બેનની બેની પરણે, ચોરી ચીતરી રે!

***

## શઠવા કોળીમાં લગ્ન ગીતો

[ શઠવા કે રાઠવાકોળી તરીકે ઓળખાતી જાતિ નસવાડી તાલુકામાં, છોટાઉદેપુર તાલુકામાં અને પંચમહાલના દાહોદ તાલુકામાં વસે છે. નસવાડી તાલુકામાં રહેતા લોકો શઠવા કોળીમાં છેલ્લાં પચાસેક વર્ષ બ્રાહ્મણોનો પ્રવેશ થયો છે, અને લગ્નની વિધિ તેઓ કરાવે છે. પરંતુ 'ધરસો', 'ક્ષત્રિય', 'પીઠી', 'ગાંણુ ભરવો' જેવી વિધિઓ પોતાની કોમના 'નાત-ગોર' મારફત થાય છે. અહીં તેમનામાં ગવાતાં લગ્નગીતો રજૂ કર્યાં છે.]

સંપાદકો : શ્રી. રેવાબેન તડવી
શ્રી. શંકરભાઈ સોમાભાઈ તડવી

### બેઠકનાં ગીત

ચોખા સાફ કરતાં કે પાપડ વણતાં આ ગીતો ગવાય છે. બધાં ગીતોમાં ડ ને બદલે 'ળ' ચ ને બદલે 'સ' વપરાય છે.

(૧)

વળસી રે તારું સકરિયાળું પાન,
થળુસે બાંધરો ઑસિકલો[૧] રે.

---

૧. હીંચકો

(૨)

સોકો[1] મોંઘો અરીપરાની[2] વાઘરે[3]
સોકો રે મોંઘા મુલેનો રે.
બે'ની મોંઘાં દાદોજીને કાજે,
સોકો રે મોંઘા મૂલેનો રે.

(૩)

સાતે બેનળીઓ રે!
કૂવે પાણી ના જૈશ, કૂવે પાણી ના જૈ'શ,
કોઈ ઘેલોમે' કકોર લઈ જાઈશે (૨),
પગોનાં કલિયાં રે!
પગે જોસેણું લેય, પગે જોસેણું લેય-કોઈ (૨),
પગોના જાંજરાં રે!
પગે જોસેણું લેય, પગે જોસેણું લેય-કોઈ (૨),
આથોના વાંકલા રે!
આથે જોસેણું લેય, આથે જોસેણું લેય-કોઇ (૨),
કોઘટોની આંહળી રે!
કોઘટે જોસેણું લેય, કોઘટે જોસેણું લેય-કોઇ (૨),

(૪)

તળકે આવી રે સાટેણી

(૫)

બે'નીની ઊંસી, મેળી, નીચી ભીંત, ભીંતે દીવળા બળે.
બે'નને મોજળી પે'રવાની ઘણી ઓંશ મામા દલમે' રી'જો.
બે'નને કલિયાં પે'રવાની ઘણી ઓંશ, બાપા દલમે' રી'જો.
બે'નને સાંકળાં પે'રવાની ઘણી ઓંશ, બાપા દલમે' રી'જો.
બે'નને કળાં પે'રવાની ઘણી ઓંશ, વીરા દલમે' રી'જો.

---

૧. ચોખો ૨. દરિપરાની ૩. વાટે.

(૬)

કંબાળાં ઝાલીને બે'ની રીસાઇ રે'લાં!
ઝેરાંણીઓની કાજ બે'ની રીસાઇ રે'લાં!
કંબાળાં ઝાલીને બે'ની રીસાઇ રે'લાં!
ઢેલીઆને કાજ બે'ની રીસાઇ રે'લાં.!

પીઠી ચડાવતી વખતે

(૭)

કાસી ભાજી વેસાય રે દરિયા પાળે!
કાસી.........વેસાય રે દરિયા પાળે!

(૮)

અરધી સે પીળા રે, પીળાં બે'ની!
દાદા સે ગોરા રે, ગોરાં બે'ની!
અરધો સે કાળો રે, કાળો શોરો!

(૯)

એરે અરધેરી બે'ની કાંથી રે લાવ્યાં?
......ગાંમમે' આપણો ગોરે દેશાવર,
ઈમની ગોરાણી એ મોકલાઇવી.

(૧૦)

બે'ની તારો પીઠીરોળો રે, કોણ્ કોણ્ સોળશે?
બે'ની તારો પીઠીરોળો રે, જમના લાંડી સોળશે!

(૧૧)

કોઈને ઘેર બે'ની બેસેવા આયવાં રે,
બાવીને ઘેર બે'ની બેસેવા આયવાં રે.

## ઊકરડી નોંતરતાં

(૧૨)

પાપોળ લેવરે, પાપોળ લેવરે,
ઢેબરાં લેવરે, ઢેબરાં લેવરે,
મીઠું લેવરે, મીઠું લેવરે,
મીઠું લે કોણ આ...ને...

(૧૩)

કૂરી ખાકેરીએ પાંન મંગાવો રે!
બે'નીના બાપા જાજ વેવારીયા રે!
પાપોળ ઊજાઈવા રેલા ને સેલા રે!
શેરાનો મનિયો જાજો ખારુલો રે!
ખાખરા ઉજાઈવા રેલા ને સેલા રે!!

(૧૪)

બે'નીના ઘર પાસળ આંબો રે મો'રીયો,
આંબો મોર્ઈ રો સાર પાંનડીઓ;
સાહેલી આંબો રે મોરી'યો.
બે'નીના ઘરમેં શાની શાની જોળ,
સાહેલી આંબો રે મો'રીયો.
બે'નીના ઘરમેં સે બાપોની જોળ,
સાહેલી આંબો રે મો'રીયો.
બે'નીના ઘરમેં સે માળીની જોળ,
સાહેલી આંબો રે મો'રીયો.
શેરાના ઘર પાસળ લીંબેળો રે મો'રીયો,
લીંબળો મોર્ઈ રો સાર પાંનડીઓ;
સાહેલી લીંબેળો રે મો'રીયો.

શોરાના ઘરમે' શાની શાની જોળ,
લી'બેળા રે મો'રીયો.

(૧૫)

શોરાના ઘરમે' ગધેળાઓની જોળ,
સાહેલી લી'બેળા રે મો'રીયો.
શોરાના ઘરમે' બલાળાઓની જોળ,
સાહેલી લી'બેળા રે મો'રીયો.
શોરાના ઘરમે' કૂતરીઓની જોળ,
સાહેલી લી'બેળા રે મો'રીયો.

(૧૬)

આ પાછે ભાળું તા'રે મોવળાં ડોલાં મારે રે,
ઓ બે'ની ખાદા વનું રજનું સાલે રે.
આ પાછે ભાળું તા'રે, આંબલો ડોલાં મારે રે,
ઓ બે'ની ખાદા વનું રજનું સાલે રે.

(૧૭)

પાંનાવાળા રે રે વાર શાંની લાગી?
કાતળો બાંદો રે રે ખુશાલિયાને મોળે બાંદો!
ઉંબરાંવાળા રે રે વાર શાંની લાગી?
સારીયું બાંદો રે રાણીયાને મો'બે બાંદો!
દારૂવાળા રે, વાર શાંની લાગી?
ભાદિયું બાંદો રે સી'ડીયાને મોંળે બાંદો!
મારી બે'નીઓ રે કાલથી ઊંઘી જોસો!

(૧૮)

સારીયું[૧] ઓરું રે ઘૂમે સારીયું પરું રે ઘૂમે,
અજુ ઢેબરોની કેટલી શે વારો રે?
ઢેબરોની કેટલી શે વારો રે?

---

૧. ચારિયું. (ચોખૂણ-ટાપલો)

સીમોળય આંબો રે કા'બે, જાનળા મોંળું રે મઘમે,
અજુ દેળરોવી કેટલી શે વારો રે ?

( ૧૯ )

તારા તારો ને વરતે જાનળી રે,
તારા તારો ને વરતે રે લોલ.

( ૨૦ )

ચૂનીયા બાજરી બશેર તાડી માપો
આજ રે આજ મારા ભાયા તોળાવો;
નાની બોઈતિ પીજે મોટી બોઈતિ મેલે,
આજ રે આજ પેલી ઝીણુવીની વેળા,
આજ રે આજ પેલી ગુસીની વેળા

( ૨૧ )

( આ ગીત નૃત્ય ગીત જેવું લાગે છે. )
અમી ઘેરેલું[1] જીયે જાનળા રે,
અમી ઘેરેલું જીયે રે લોલ.
તારાં તારાં ને વરતે[2] જાનળા રે,
તારાં તારાં ને વરતે રે લોલ.
તારાંને માળિયે સરાઈવાં જાનળા રે,
તારાંને માળિયે સળાઈવાં રે લોલ.
શું કરવા નોતરાં મેલેલાં જાનળા રે,
શું કરવા નોંતરાં મેલેલાં રે લોલ.
એ'નીઓ દારૂલો માંગે જાનળા રે,
એ'નીઓ દારૂલો માંગે રે લોલ.

---

૧ ઘેર. ૨. આપે.

( ૨૨ )

અમારે ! મગનિયાને ઘરે વરો કરે
કળશી ઢબરોનો ઘરે વરો કરે !
કળશી પાપોળનો ઘરે વરો કરે !

( ૨૩ )

અમોને ઉગમણે ઉતાઈરાં રે ગલી લાંડી રે ગલી લાંડી.
અમોને કાંણે ડોબે પાંણી પાયું રે–ગલી લાંડી રે ગલી લાંડી.
અમોને સાંસળ માંકણુ કેળી ખાદાં રે, મખિ લાંડી રે મખિ લાંડી.

( ૨૪ )

ગલી લાંડી કાંજેલી, હોલ્યા હોલ્યા હાઈરા.
બે'નીની બે'નીઓ કાં બેહસે, „ „ „
નંનો લાડો કાં જેસો, ઉકલા હુકલા ભઈરા.
બે'નીના વીરા શું પીશે, „ „ „

( ૨૫ )

મારે માંડવે કેળીના થંભ રે,
આસો રૂડો માંડવો.

મારે માંડવે કયો વીરો આવે,
કયે વીરે રંગ રાખ્યો.

મારે માંડવે......વીરો આવે,
......વીરે રંગ રાઈખો.

મારે માંડવે કયાં વેવ્ર આવે,
કયી વેવે રંગ રાખ્યો.

મારે માંડવે......વેવ આવે,
......વેવે રંગ રાઈખો.

(૨૬)

બાંમણિયું રે ચોરી કરે
સપટી સોકોની કાધજ વેજે ભણે.

(૨૭)

લીલુરી માંડવે લીલુરી જાળીઓ
લીલા તોરણોની સોબત રે!

(૨૮)

લીલા વાંસની સુપરલી
શોભા શરીરામા!

(૨૯)

બૂટી તળાકા મારે રે।
તાળે સળવાને સારુ!
જાનળી તળાકા મારે રે।
સાંઇતક કરવાને સારુ!

(૩૦)

લીલા રે પીળા વાંસ વળાવો રે!
તીના રે રૂળો માંડવળો સવરાવો રે!
આંબા રે બેરી(કેરી) પાંનળીઓ મંગાવો રે!
તીના રે રૂળા તોરણિયા બંધાવો રે!
ગંગા ચેબેરી ગોરમટી મંગાવો રે!
તીની રે રૂળી સોરીઓ થપાવો રે!
લીલા ને પીળા સોકલયા પીલાવો રે!
તીની રે રૂળી સોરીઓ સિતરાવો રે!

(૩૧)

ઉં તો સવામણનું દીપડીયું ઘળાઇવું !
કે સોનાની ડાંડીનો દીવલો !
......તારાં તે કાઇએ નું આઈવા !
કે સોનાની ડાંડીનો દીવલો
તારી આઇવી છે લઇસમી[૧] એકલી !
કે સોનાની ડાંડીનો દીવલો !

(૩૨)

એક કાગળ ડોકોર જઇને મોકલાવો !
ડોકોરના ઠાકોર વેલેરા આવો !
સાંઈતક વેળા વઈ જશે !

(૩૩)

આઇવો આઈવો સરોવરસી મેઘ,
મેઘે વરઇસો ને મેડી ભીંગે સે.
આવો આવો કયા લય મો'લોમે ?
તમારા ભીંગે સે માથાના મોળ.
રોજો ભીંગે રે સવા લાખનો !
આવો આવો કયી વોત મો'લોમે ?
તમારા ભીંગે સે દખ્ખણીના સીર,
પાલેવ ભીંગે રે સવાલાખનો !

(૩૪)

આવી રૂળી આંબલોની ડાઇયો,
સરોવરની પાઇળો !
મેલીને કોયલ રાણી કાં જ્યાં'તાં રે ?

૧. લક્ષ્મી.

આવી રુળા ઘરે સાંધતક થાય રે!
જોવાને સારું તાં જ્યાં'તાં રે!
પછણે સીપાની દીસરી!
જોવાને સારું તાં જ્યાં'તાં રે.

( ૩૫ )

પે'લેને સાંધતક રે[1] મારે કોણ સેરે આવે?
સાંધતકરો મેલીને મારે કોણ સેરે આવે?
પે'લેને સાંધતક રે મારે......ભાય રે આવે?
પાઘડીના સારેવ[2] શેળા[3] ઘણુકતા રે મેલે
સારે ને શેળે રે સાર ઘૂઘરીઓ મેલાવે
બીજે ને સાંધતક રે મારે......વોવ રે આવે
પાટિયાના સાનેવ શેળા ઘણુકતા રે મેલે
સારે ને શેળે રે સાર ઘૂઘરીઓ મેલાવે

( ૩૬ )

લોભી સીપાભાય લોભ ના કરીએ
દીસરી પર્ણાવવાની શોભત[4] રે.

( ૩૭ )

ઉં તો ઉદેપરિયા રાય તમને વીનવું
તમારી મોટરો ઉધારે અમને આલ
રાજાની રાયકુંવરી પછણે સે[5]
ઉં તો નસવાડીના રાય તમને વીનવું
તમારી ગાડીઓ ઉધારે અમને આલ
રાજાની બજીબા પછણે સે

૧. સાંધતક-શાંતિ-મહશાંતિ, ૨. ચારેય, ૩ ઉંડા. ૪. શોભા. ૫. છે

ઉં તો બોરિયાસિયારાય[1] તમને વીનવું
તમોરા હાથીળા ઉધાર અમને આલ
રાજાની બજીઆ પઇલ્યુ સે

(૩૮)

રેવાં તેરે રેઇસે બે'નના માંમાં,
કંઇ લઈખા કાગળ મોઈકલા રે.
બે'નીના માંમાં મોટેરો શણગારે,
કંઈ સાઇકલો શણગારે;
કંઈ લઈખા કાગળ મોકલે રે.
બે'નીના કાકા હાથીળા શણગારે,
કંઈ ઘોળાલા શણગારે;
કંઈ લઈખા કાગળ મોકલે રે.

(૩૯)

અરધી ગાંઇઠે મહિયારી રે,
અરધી વેસાય સે રે.
અરધીને કોરો સોકોનું ભાવે રે,
અરધી વેસાય સે રે.
શાંતિને કારા જેઠાભાઈ ભાવે રે,
શાંતિ વેસાય સે રે.

(૪૦)

તમારા ગોરેજી બોલાવે લાડકળી,
આવે વરધે વધા'વા.
તમારા સાથે સોનાના વેળ રે લાડકળી,
આવે વરધે વધા'વા.

---

૧. બોરિયાદિયા-બોરિયાદના.

(૪૧)

નાંનાં નાંનાં રે નાંનાં કઈનાબે'ન,
પાટલે બેસારો રે.
ઈમનાં ભોજ્ય રે ભોજ્ય કયી વોવ,
પાટલે બેસારો રે.

## નવરાવતી વખતે ગવાતું ગીત

(૪૨)

ના'જો રે ના'જો ગોરાં રે બે'ની,
વાવાડીઓનું પાંણી રે.
તમારા બાપે વાવડી ખોદેલી,
વાવડીઓનું પાંણી રે.
ના'જો રે ના'જો કાળા રે શોરા,
ખાબોસીયોનું પાંણી રે !
તમારા કાકે ખાબરાં ડોસેલાં,
ખાબોસીયોનું પાંણી રે !

(૪૩)

ઉં તને પૂછું રે મારી જાનણી વોવ,
તારી દીસરી શા વળે નવરાવી ?
લાઢણુ રે સબીલા[1] વાંણુ[2].
ઘીએ ને દૂધળે નવરાવી,
લાઢણુ રે સબીલી વાંણુ.
ઉં તને પૂછું રે મારા મનીયા વેવાઈ રે,
તારો દીસરો શા વળે નવરાઈવો ?
લાઢણુ રે સબીલા વાંણુ.

---

1 છબીલું-સુંદર. 2 વાન-વાનો-કાઠું.

ઘોળા ને ઝધોળાને મૂતરે નવરાઘવો,
લાડણુ રે સખીલા વાંસે.

(૪૪)

પાટ બેસી ના'વ મારી કેના બે'ન રે,
ઈની ઝઝરીને લાધગો રે લુવાર,
ઘીયે ને દૂધળે. ભેરીયાં તળાવ,
મોતીએ બાંધી રે પાળ!

(૪૫)

તરાંબાનાં તપેલાં પાંણી,
વાટકળોનાં નાવેણાં રે!
આજ તમારા બાપા નવરાવે,
'આંશીખુશી'[1] નાવેણાં રે.

(૪૬)

આંબાની એક ડાળ મીઠી ઓ બે'ની!
બાપોને ખરસોમેં કેમ લાઈખાં ઓ બે'ની?
એ ખરસા કેમ પૂરા થઇસે ઓ બે'ની?
માળાને ખરસોમેં કેમં પાઈળાં ઓ બે'ની!
એ ખરસા કેમ પૂરા થઇસે ઓ બે'ની?

(૪૭)

શોરો તારું મારું પે'રી, એવળો શું મૈળ (૨)
શોરો ઘેર જીને કાડી લેશે, કાંઈક થશે ચૈઈળ (૨)
મારો તીઓ દરજી ઘેર નથી, કોણુ ભરશે જેળ (૨)

---

1. હસી-ખુશી-આનંદથી.

(૪૮)

પેલે ફળિયે પડળું થાય
સાલો જોવા જીયે (૨)
એ પડલામેં એંશ ઘેંશ–સાલો૦
એ પડલામેં......ભેંસ–સાલો૦

(૪૯)

માર ઘેર કેસુળિયેનો રંગ સે,
......દેખો રંગવા આવજો.
માર ઘેર ડાબળી ભરેલો રંગ સે

(૫૦)

આંબા તારી વાંકી ડાછળ, કાજળિયું ઘૂમે રે ।
નઈ માંનું ગીસુળી, ” ”
જીસું લાળ નીસું લાળ, ” ”

# પ્રાદેશિક લોકગીતો

[ વિધવિધ પ્રદેશની વિભિન્ન વિશિષ્ટતાઓનું પ્રતિબિમ્બ લોકગીતોમાં ઝીલાય છે. અહીં રજૂ થતાં પ્રાદેશિક લોકગીતોમાં વિષય, રચના અને બોલીમાં રહેલી ભિન્નતા અભ્યાસીઓ માટે તુલનાત્મક છે. ]

## પોરબંદર પંથકનાં લોકગીતો


સંપાદક : શ્રી. પુષ્કર ચંદરવાકર

સરનામું: વાડી પ્લોટ પોરબંદર (સૌરાષ્ટ્ર)


( ૧ )

ઈંઢાણીને કારણીએ મેં ઘેલી કીધી ગુજરાત,
કે નણદલબાઈના વીરા લાવો મારી ઈંઢાણી !...ઇંઢાણી
ઇંઢાણીને કારણીએ મેં મેલી દીધા માબાપ,
સુરત શહેરના લાવો મારી ઈંઢાણી !...ઇંઢાણી.
ઈંઢાણીને કારણીએ મેં મેલી દીધા કાકા કટંબ,
કે નણદલબાઈના વીરા લાવો મારી ઈંઢાણી !...ઇંઢાણી.
ઇંઢાણીને કારણીએ મેં મેલી દીધા મામા મોસાળ,
ચોખલીડા સાહબા લાવો મારી ઈંઢાણી !...ઇંઢાણી.
ઈંઢાણીને કારણીએ મેં મેલી દીધા ભાઈ ભોજાય,
કે નણદલબાઈના વીરા લાવો મારી ઇંઢાણી,
કે સુરત શહેરના સાહબા લાવો મારી ઈંઢાણી !...ઇંઢાણી.

( ૨ )

અપરની સીમમાં સાવજડાને માર્યા રાણા જેઠવા !
બંધુકોને તલવારો રાજ તમને બિઝાવે દુનિયા ઝાઝી,
એ અમ્મર રહે તમારા રાજ.
ઘણું જીવો રાણા જેઠવા, અમ્મર રહે તમારા રાજ.

રેખલ ખુરશી તમને ગમે પલંગનો ઘણો શોખ,
ઘણું જીવો રાણા જોઠવા, અમ્મર રહે તમારા રાજ.
અપરની સીમમાં સાવજડો માર્યો ને દુનિયા કારીગરના કામ,
ઘણું જીવો રાણા જોઠવા, અમ્મર રહે તમારા રાજ.

( ૩ )

ગાંધીએ હરવો વેપાર આદર્યો,
એ વસતીને કીધી પાયમાલ રે,
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાંના ટોળાં ઉમટયાં !

એ સ્ટેશન દરવાજે તોફાન આદર્યાં,
એ આદર્યાં છે ભદકારી ફોજે રે,
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉમટયાં !

એ વધી કલમ ને વધ્યાં કાયદા,
એ વધ્યાં છે કાંઈ ભાઈબંધુના જોર રે !
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉમટયાં !

એ આંખે આંખે રે ક્રાયલ રેરકે,
એ રોયાં છે કાંઈ સિંહ ને શિયાળ રે,
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉમટયાં !

એ ગાંધી હરવો વેપાર આદર્યો.

( ૪ )

એ નદી કિનારે ગેડીદડે રમતાં,
એ ગેડી વેચીને લીધાં સાજ મોતીવાળો ખેલે છે
સાવજનો શિકાર

સિંહની સામે બંધુકું ઉગામ્યું,
બંધુકુંના બાણુથી થઈ ગઈ લાચાર-મોતીવાળો.
સાવજ શિકાર ઘણો છે પ્યારો મોતીવાળો.

એ નવમાળે તંબુએ તાંણિયા.
એ એક હાકલ મારતા પાણી પાણી થાય–મોતીવાળો.
સાવજ શિકાર કર્યો છે પાર—મોતીવાળો.

(૫)

એ ઓરડીયા ચણાવે વાલો મારા વસીયા ગોકુળગામ!
ઉતારા કરશે શ્રીભગવાન વાલો મારા વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા!

દાંતણ વીખો દાડમ કેરી શાખ,
દાંતણીયા કરશે શ્રીભગવાન વાલો મારા વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા!

નાવણુ વીખો વાલો મારા નાવણીયા ચણાવ,
નાવણીયા કરશે શ્રીભગવાન વાલો મારા વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા!

કઢ્ઢુ બેસાડ રે વાલો મારા ભોજનીયા રંધાવ!
ભોજનીયા જમશે રે શ્રીભગવાન વાલો મારે વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા!

બોજેડુયા રે ઊલાવ રે વાલો મારે રમતીયા ઇજાર!
રમતીયા રમશે મારે શ્રીભગવાન વાલો મારો વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા!

ઢોલીયા રે ઢાળાવો રે વાલો મારો પોઢણીયો!
ઢોલીડે પોઢે શ્રીભગવાન વાલો મારો વસીયા ગોકુળગામ!
અબોલડાં લીધા રે ભગવિક માંખણીયા.!

(૬)

નીચે લોઢું ને ઉપર લાકડું રે લોલ!
રે ચંદરિયામાં ઉડયા વાર રે ઉડતી દેરી! રામાદે તારજો રે.

રામદે પીરના ઉતર ઓરડા રે લોલ !
વીરમદેવને મેડીયુંના મોલ રે ઊડતી દેરી ! રામાદે તારજો રે.
રામદેપીરના દાતણુ દાડમ કેરી નાખ રે લોલ !
વીરમદેવને કરણુની ઝાલ રે ઊડતી દેરી ! રામાદે તારજો રે.
રામદેપીરને નાવણુ કુંડીયું રે લોલ !
વીરમદેવને નદીયુંના નીર રે ઊડતી દેરી ! રામાદે તારજો રે.
રામદેપીરને ભોજન લાપસી રે લોલ !
વીરમદેવને કઢીયલ દૂધ રે ઊડતી દેરી ! રામાદે તારજો રે.
રામદેપીરને પોઢી ઢોલીયા રે લોલ !
વીરમદેવને હીંડોળાની ખાટ રે ઊડતી દેરી ! રામાદે તારજો રે.

(૭)

આવજો આવજો રામાપીર વેલા આવજો !
ઉતારા દેશું ઓરડા દેશું મેડી કેરાં મોલ !...વેલા આવજો
દાતણુમાં દેશું દાડમડી રે દેશું કનેરાની શાખ !...વેલા આવજો
નાવણુ કુંડીયાં રે નદી કેરાં નીર !...વેલા આવજો
ભોજન દેશું લાપસી રે દેશું કંસાર રે !...વેલા આવજો
મુખવાસ દેશું એલચી રે લવીંગની જોડ !...વેલા આવજો
રમત દેશું સોગઠાં રે દેશું પાના કેરી જોડ !...વેલા આવજો
પોઢણુ દેશું ઢોલીયા રે દેશું હીંડોળા ખાટ !...વેલા આવજો

(૮)

એ કચ્છ અંજાર મોટું ગામ છે રે !
ત્યાં વસે જેસલપીર રાજ !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.
જેસલપીરને ઉતારા ઓરડા રે !
તોરાદેને ઉતારા મેડીના મોલ રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

જેસલપીરને નાવણું કુંડીયું રે !
તોરાંદેને નાવણુ નદીયુંનાં નીર રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

જેસલપીરને ભોજન લાપસી રે !
તોરાંદેને ભોજન કંસાર રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

જેસલપીરને મુખવાસ એલચી રે !
તોરાંદેને મુખવાસ લવીંગ રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

જેસલપીરને રમત સોગટાં રે !
તોરાંદેને રમત પાનાની જોડ રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

જેસલપીરને પોઢણીયા ઢોલીયા રે !
તોરાંદેને હીંડોળા ખાટ રે !
અમને આપો તમારા ઘોડલા રે લોલ.

(૯)

ગઢ ગિરનારથી બાવોજી ઉતર્યો
એ આવીને ધૂણાયું ધખાવે રે !
માંગણ બાવો જોગી ભમતો આવે.
જૂનાગઢ શહેરમાં જૂની તારી થાપના
વિલાત અમરો લાવે,
માંગણ બાવો જોગી ભમતો આવે.
એ રમતો ભમતો આવે,
માંગણ બાવો જોગી ભમતો આવે.—ગ૮૦

ચોટિલા શહેરમાં જૂની તારી થાપના,
વિલાત અમરો લાવે,
માંગણ બાવો જોગી ભમતો આવે.
એ રમતો ભમતો આવે,
માંગણ બાવો જોગી ભમતો આવે.
ઉપલેટા શહેરમાં જૂની તારી થાપના,
વિલાત અમરો લાવે,
એ રમતો ભમતો આવે,
માંગણ બાવો જોગી ભમતો આવે.—ગ૯૦

(૧૦)

મંદિર પછવાડે રાણા ઓધવજી મોહન. મોરલીવાળો!
એ રી મોરલીએ મારાં મન હરી લીધાં મોરલીએ મનવાળો જી રે!
હલ્લાર શહેરનાં હીરા મંગાવો તેની મને ટીલડી ઘડાવો જી રે!
વાદળ શહેરના વારા મંગાવો તેની મને ટીલડી ઘડાવો જી રે!
કીયો સોની ઘડશે, કીયો સોની જડશે, કીયો સોની પરોવશે જી રે!
રામ ઘડશે, લછમણ જડશે, પરશોતમ પરોવશે જી રે!
કીયાં બેસી ઘડશે, કીયાં બેસી જડશે, કીયાં બેસી પરોવશે જી રે!
ઓરડે બેસી ઘડશે, ઓસરી બેસી જડશે, પરશાળે બેસી પરોવશે જી રે!
ટીલડી ચોડી રાધા મંદિર પધાર્યાં, સાસુને પાય લાગ્યા જી રે!
સાસુડીએ મોં મચકોડયા, જપ્ઇ મોહુ ઊભા જી રે!
ટીલડી ચોડી રાધા મંદિર પધાર્યાં, જેઠાણીને પાય લાગ્યા જી રે!
જેઠાણીએ આશિષ દીધા લાવ્યા એ બળજો જી રે!
લાવ્યા એવા બળજો વવહારુ તાર્યા એવા તરજો જી રે!
હું તો સુતી મારા સેજ પલંગમાં તોય નીંદર નો આવે જી રે!

*

## બરડાનાં લોકગીતો

સંપાદિકાઃ કુ. પદ્મજા ચંદરવાકર

(૧)

ઝીણી ઝીઝી કેસરીયા લાલ કાંટો વાગ્યો.
મારા સસરાજીને ઓરડે તેડાવો, રાજપાટ મારા સે!
ઝીણી ઝીણી કેસરીયા લાલ કાંટો વાગ્યો.
મારા જેઠજીને ઓરડે તેડાવો, રાજપાટ મારા સે!
ઝીણી ઝીણી કેસરીયા લાલ કાંટો વાગ્યો.
મારા દેરજીને ઓરડે તેડાવો, રાજપાટ મારા સે!
ઝીણી ઝીણી કેસરીયા લાલ કાંટો વાગ્યો.
મારાં પરણ્યાને ઓરડે તેડાવો, રાજપાટ મારા સે!
ઝીણી ઝીણી કેસરીયા લાલ કાંટો વાગ્યો.

(૨)

એક સાથીડે રે શોભતી રે પેલી વાંસળીયું
કાનને ભાવે ગોરસડા રે.
એ દ્વાર ઉઘાડી કાનો વાસે આવે,
સીકે ગોરસના માટ જો.
એ મટકીની વારે વારે મોરલી રે થઈ મહીડાની,
વ્રજની નારીયું આવ્યું રે કાનો મહીડાનો ચોર,
કોઈ કહે કાનને મારો
કોઈ કહે નંદનો કુંવર!
હાથમાંથી કાને માર્યો આંચકો
મોતી રે રાણ્યાં ચોક વેરાણાં!
કેમ કરી વીણશું? કેમ કરી પોરવશું?
હાથે વીણશું, મુખે આરશું
જીભે ગઇ તારી દર જો. એક સાથીડે.

(૩)

આજ જરૂર જાજો રે માનેતીને મોલે (૩)
ખોટા સોગંદ ખાજો ને મેલજો (૨)
ઉતારા કરજો તમે રાજી થઇને,
આજ જરૂર જાજો રે માનેતીને મોલે.
દાતણીયા કરજો તમે રાજી થઇને,
નાવણીયા કરજો તમે રાજી થઇને,
આજ જરૂર જાજો રે માનેતીને મોલે.
ભોજનીયા જમજો તમે રાજી થઇને,
મખવાસીયા કરજો તમે રાજી થઇને,
આજ જરૂર જાજો રે માનેતીને મોલે.
રમતીયા રમજો તમે રાજી થઇને,
આજ જરૂર જાજો રે માનેતીને મોલે.
ખોટા સોગંદ ખાજો ને મેલજો.

(૪)

હું તો હાલી વનરાવન એકલી રે લોલ!
વાલો એકલો જાણીને વારે આવીયો રે લોલ!
આવો આવો રાગજી કદમ છાંયડા રે લોલ!
તમે આણી પાણી પાઓ હાદા પ્રેમના રે લોલ!
ભોજન જમો તો સુખડા લાવીયા રે લોલ!
તમે રમો તો સોગઠાં મંગાવીએ રે લોલ!
રમના રામનો સોગઠો રંઘે ચડ્યો રે લોલ!
હાર્યા હાર્યા દીનનાથ-હવે નહી રમીયે રે લોલ!
હાર્યા કેશું તો લોક કરશે ઠેકડી રે લોલ!
હાર્યો ગામેનો ગોવાળ હવે નહીં રમીયે રે લોલ!
રામના સાર રે સોનાના સોગઠાં રે લોલ!
દોરી હીરની આંકડાં છે હેમના રે લોલ!

(૫)

બાર બપોર થયાને પરણ્યા જોઈ તમારી વાટ રે (૨)
જોઈ તમારી વાટ રે બપોર થયાને પરણ્યો નાવીયો રે
જોઈ તમારી વાટ જાગે સારી રાત
બાર બપોર થયાને !
મોજડી ઘડાવે ઓલો મોચીડાને હાટ રે
બાર બપોર થયાને !
ઝૂમણું ઘડાવે ઓલો સોનીડાને હાટ રે
બાર બપોર થયાને !
ઢોલીયો ઘડાવે ઓલો સુથારીને હાટ રે
બાર બપોર થયાને !

(૬)

ઊઠ રે આળસુડા તારે નદીયાં ટાણાં !
અરે ઊઠ રે આળસુડા તારે નાવણ ટાણાં !
આઘીપાછી જા મા ગોરી જેઠ કરી નવરાવ ગોરી !
અરે ઊઠ રે આળસુડા તારે મોંએ લાય લાગી !
આઘીપાછી જા મા ગોરી જેઠ કરી ઓલવ ગોરી !
ઊઠ રે આળસુડા તારે ભોજન વેળા થઇ !
આઘીપાછી જા મા ગોરી જેઠ કરી ધવરાવ ગોરી !
ઊઠ રે આળસુડા તારે રમવા વેળા !
અંધાપો ગોરી અંધાપો જેઠ કરીને રંડાપો !

(૭)

ઘણાં ઘણાં ગોકળ વ્રજની નાર
કે મહીડાં વેચવા ગઇ રે લોલ.
એક માતા જશોદાનો કાન મારગ રોકી ઊભો રે લોલ !

ફોડયાં છે મહીડાના માટ ગોરસ ઢોળીયા રે લોલ !
હાલો બાઇ હાલો જશોદાના ઘરે જઇને માને કહીએ,
માતા તમારો રે કાન બહુ છે લાડકો રે લોલ !
વાલો મારો કાન ઘેન ચારી આવીયો રે લોલ !
માતાએ માંડી છે વઢવેડ રે લોલ !
માતા સુણો અમારી વાત રે એક કરૂં વિનંતી રે લોલ !
એક અમારો ઝાલ્યો છે અમારો હાથ,
બીજીએ ઝાલી વાંસળી,
ત્રીજીએ બાંધ્યા છે હાથ,
ચોથીએ ઝાલી છે ચોટલી,
પાંચમીએ ફોડયાં છે,
મહીડાના માટ કે ગોરસ ઢોળીયા રે લોલ !

## (૮)

વાલા લાગે તારા વેણુ રે ! મીઠાં લાગે તારા બોલ રે !
સપનામાં શામળીયો સાંભરે !

ઉતારા ઓરડા દાદાના દેશમાં,
ઉતારા કરે દીનોનાથ રે !
સપનામાં શામળીયો સાંભરે !

દાતણ દાડમડી દાદાના દેશમાં,
દાતણ કરે દીનોનાથ રે !
સપનામાં શામળીયો સાંભરે !

નાવણ કુંડીયા દાદાના દેશમાં,
દાતણ કરે દીનોનાથ રે !
સપનામાં શામળીયો સાંભરે !

ભોજન લાપસી દાદાના દેશમાં,

ભોજનીયા કરે દીનોનાથ, રે !

સપનામાં શામળીયો સાંભરે !

મખવાસ એલચી દાદાના દેશમાં,

મખવાસીયા કરે દીનોનાથ રે !

સપનામાં શામળીયો સાંભરે !

રમત સોગઠા દાદાના દેશમાં,

રમતું રમે દીનોનાથ રે !

સપનામાં શામળીયો સાંભરે !

વાલા લાગે તારા વેણુ રે મીઠાં લાગે તારા બોલ રે,

સપનામાં શામળીયો સાંભરે !

( ૯ )

હાંરે કુંભારજી નાર મળી રે ધન ધન !

ઘરમાં ઘંટી ઘરમાં લીધો, પરઘેર ખાંડવા જાય,

ખાંડતા જોવું મારા ધન કાગડા ખાય,

દળતાં દળતાં જોસો લાગ્યો, ધાન કુતરાં ખાય,

હાં રે કુંભારજી નાર મળી.

દેશ પરદેશના મેમના આવ્યાં સામી દોડી જાય,

હામે દોડીને દુઃખણા લીધા જાય પોતાનો જોટ,

હાં રે કુંભારજી નાર મળી.

ભામણો આવ્યો ભીખવા ને ઘરમાં દોડી જાય,

ઘરમાં જઇને તાળાંયું પાડે ભામણ ભાગ્યો જાય,

હાં રે કુંભારજી નાર મળી.

સાત કોરનો સાડલો લીધો સતીયાળી ભાત,

ખાઈ પીયને ચણુંકમાં સાડલે લૂછ્યા હાથ,

હાં રે કુંભારજી નાર મળી.

*

( ૩ )

વાગ્યા વાગ્યા રે કંઇ નાગારું ઢોલ રે!
રાજા ઘરે કુંવરી અવતરીયાં રે!
તેડાવો તેડાવો જામુપરના જોષી રે!
કુંવરીના જોષ જોવરાવો!
આવ્યા આવ્યા જામુપરના જોષી રે!
કુંવરીના જોષ જોવાય છે!
પહેલો પાયો રે ઇમના દાદાજીને ભારે રે!
બીજો પાયો રે ઇમના માતાજીને ભારે રે!
ત્રીજો પાયો રે જૂનાગઢને ભારે રે!
ચોથો પાયો રે ગીરનાર ઘેરશે.
મેલો મેલો રે દીકરીને વાર,
દીકરીને બારે માટી પાણી મેલી આવજો.
આવ્યો આવ્યો કંઇ ઓઝો ઓઝો રે!
બાળક રોતું ઓઝે સાંભળ્યું રે!
લઇ આવ્યો રે કંઇ ઓઝો એને ઘરે રે!
દીકરી કરી ઓઝે રાખીયાં રે!
દીકરી રૂપે કંઇ અધીક્ન રૂપાળાં રે!
રાજકન્યા રે મોટાં થયાં!
પાણી ભરે રે કંઇ સરોવરીયા પાળ રે!
સરોવર પાળે ઘોડા પાવા રાજા આવીયા રે!
કોની દીકરી તું તો કોની વહુવારુ?

રૂપાં કો ચે ભોંમાં ભંડારીયા રે !
પાણી મેલી દૂધે નવરાવીયા વાલા,
ચોખા મેલી મોતીડે વધાવીયા રે !
ખીનખાપના ખોયા બંધાવ વાલા,
હીર ફાટી ચીરના બાળોતીયા રે !
હીરલાની દોરી છે હાથ વાલા.

(૨)

ચંદરવા તે ગામને ગોંદરે ઢોલ વાગે ને પરજા ભેગી થાય,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને.
પગી હીરો હાલે મરકે જીવીદારની જોડી ભેગી થાય,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને.
ઘેર ઘેરથી દુધલીયા મંગાવીયા છાશુ વના છોકરા દુઃખી થાય,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને.
હમીર હવાલદાર હાલે હાકથી રાંધણું રાંધી કંઇ ગામડુ થાળી જાય,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને.
ઘેર ઘેરથી ઘઉં ઉઘરાવ્યા રોટલા વના છોકરા રોઇ રોઇ જાય રે,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને૦
હાંકે હાંકે ગામના લોક સૌ ખેતરના મપારા કાઢવા જાય રે,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને૦
રીંગણુ ખૂટયાં ને ખૂટયાં તુરીયાં શાક વના સૌ દુઃખ થાય રે,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને૦
વાલજીભાઈ મોજડીદાર તને વીનવું વેણુ ને ચંદરવામાં કીધો કાળરે,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને૦
વહીવટદાર જમાદારના જોડલા એક જ હુમેકે ચાલે આખું ગામ રે,
મોજડીદાર મહેતા આવડા દુઃખ નો દઇએ લોકને૦

(૩)

વાગ્યા વાગ્યા રે કંઇ ત્રાંબાળું ઢોલ રે !
રાજા ઘરે કુંવરી અવતરીયાં રે !
તેડાવો તેડાવો જાણુપરના જોષી રે !
કુંવરીના જોષ જોવરાવો !
આવ્યા આવ્યા જાણુપરના જોષી રે !
કુંવરીના જોષ જોવાય છે !
પહેલો પાયો રે ઇમના દાદાજીને ભારે રે !
બીજો પાયો રે ઇમના માતાજીને ભારે રે !
ત્રીજો પાયો રે જૂનાગઢને ભારે રે !
ચોથો પાયો રે ગીરનાર ઘેરશે.
મેલો મેલો રે દીકરીને વાર,
દીકરીને બારે માટી ખાણે મેલી આવજો.
આવ્યો આવ્યો કંઇ ઓઝો ઓઝો રે !
બાળક રોતું ઓઝે સાંભળ્યું રે !
લઇ આવ્યો રે કંઇ ઓઝો એને ઘરે રે !
દીકરી કરી ઓઝે રાખીયાં રે !
દીકરી રૂપે કંઇ અથોગત રૂપાળાં રે !
રાજકન્યા રે મોટાં થયાં !
પાણી ભરે રે કંઇ સરોવરીયા પાળ રે !
સરોવર પાળે ઘોડા પાવા રાજા આવીયા રે !
કોની દીકરી તું તો કોની વહુવારું ?
હું છું હું છું ઓઝા કેરી દીકરી હજી બાળ કુંવારી.
માગું નાખ્યું રે રાય ખેંગારે રે !
ઓઝાને તેડા મોકલ્યા રે !
લગન કરજો તારી દીકરીના રે !
રાજાના માંગ્ર આવીયા રે !

આલાવીલા ને વાંસ વઢાવો રે!
ચોરી ચીતરાવો ચાંપાનેરની રે!
પરણે પરણે કંઈ રાય ખેંગાર રે!
બીજી પરણે રાણક દેવડી રે!
પરણી પરણી કંઈ રાણક દેવડી રે!
રાજાના મોલે પધારીયાં રે.

(૪)

ખાટી છાશનો ઠુબરો રે
નહીં ખઉં ઘેંશ મારા વાલા
કયાં વહુ આવ્યાં રુસણે? કયા ભઈ મનાવા જાય?
પરભા વહુ ચાલ્યા રુસણે, ફૈબા મનાવા જાય મારા વાલા!
વળો મારાં ભાભી, વળો મારાં ભાભલડી, બોલાવે મારા વીર!
તમારા વાર્યા નહીં વળું, આવે તમારા વીર મારા વાલા!
કાનજીભાઈ પૂછે વાતલડી રે કેમ ન આવ્યાં તમારી ભાભી?
અમારા તે વાર્યાં નહીં વળે, જાય છોરુડાનો બાપ મારા વાલા!
હાથમાં લીધો પરોણો, લીધી છે એનડ રાશ મારા વાલા!
વળો ગોરી પાછલા રે, વળો છોરુડાની માત રે!
અમે તે પાછા નહીં વળીએ, રે તમે દીધી ગાળ મારા વાલા!
રાશે ને રાશે સબોવાંને પરોણે પાછી વારી મારા વાલા.

(૫)

એક અંધારી ઓરડી રે! બીજી અંધારી વેરણ રાત વાલા
વાલમ જાવું ચાકરી રે! વાલમ વળાવવા જઈશ વાલા
વાલમ વળાવી હું ઊભી વડલા હેઠ વાલા!
પરહે ચાહે મોરલો ભીંજાય અમારા ચીર વાલા!
હું રે ભીંજાઈ ઘરને આંગણે વાલમ ભીંજાય પરદેશ વાલા!
કેટલે દિવસે તમે આવશો? કેટલા થાશે માસ વાલા

જેટલા પીંપરના પાંદડે પાંદડે દિવા બળે તેટલા થાશે માસ વાલા !
એટલે દિવસે ગોરી આવશું તમારા મૈયર છે વેગળા રે !
તો જોશો મૈયરની વાટ વાલા,
વેંત જેવડી તલાવડી દડા જેવડા ફુલ વાલા !
કાચા ઉતરે કડપલ ને પાકાના જાશે મૂલ વાલા !
ત્રણ તીસનું લાકડું નાખ્યુ સુથારીને ઘેર વાલા !
તમારૂં ઘડામણ થાય તે લેજે વધે તેટલું પાછું આપજે વાલા !
સોપારી જેટલું સાવજડું તલમાં તરીએ ન ભાગ વાલા !
ખાય બામણ, ખાય વાણીયા, ખાય અઢારે આલમ વાલા !
ચતુર હશે તે સમજી જાશે, મુરખ કરશે વિચાર વાલા !
મેમાન આવ્યા પરોણુલે ફળિયામાં સુકવી કમોદ વાલા !
મેમાન જાણે હું ફૂલ્યો પેપર નાર હું ય વાલા !
ચતુર હશે તે સમજી જાશે મુરખ કરશે વિચાર વાલા !
સાસુને વહુ માદીકરી ચાલીનો એક ભરથાર,
ચતુર હશે તે સમજી જાશે મુરખ કરશે વિચાર વાલા.

( ૬ )

સોના ઇંઢાણી રૂપા બેડલું,
મીઠા પાણીડાં જાય ગુજરી !
ઓરે બેઠલ તેનો સસરો વા'રે,
મીઠા પાણીડાં જાય ગુજરી,
તમારા વાર્યાં નહીં વળું,
મારે જઈ જોવી બજાર ગુજરી,
માચીએ બેઠેલ સાસુ વારે,
મીઠાં પાણી ન જાવ ગુજરી,
તમારા વાર્યાં નહીં વળું,
મારે જઈ જોવી બજાર ગુજરી,
બાગશાહી બાદશાહ હેઠે ઉતર્યાં,

તારું મુખ દેખાડ ગુજરી?
મારું મુખ દેખાડશે ચાંદો સુરજ.
સોના ઈંઢોણી રૂપા બેડલું,
મીઠા પાણીડા જાય ગુજરી!

(૭)

પાનવાડીમાં દીપડો, નથુ પાનવાડીમાં દીપડો;
ભાણી ને ભાણેજ રુએ રજપૂતીયા.
આપણા શેઢા સાચવે, નથુ શેઢા સાચવે;
રેંધાની વાડ શેઢા સાચવે રજપૂતીયા.
ધારું ધાન છે, નથુ ધારું ધાન;
ધાનની પછવાડે આવી સુતો રજપૂતીયા.
બાર બાર બંધુક, નથુ બાર બાર બંધુક;
તેરહેં તલવારે દીપડો મારવો રજપૂતીયા.
તારી માતા વારે, નથુ તારી માતા વારે;
બેટા દીપાને નથી મારવો રજપૂતીયા.
તારો દાદો વારે, નથુ તારો દાદો વારે;
બેટા દીપાને નથી મારવો રજપૂતીયા.
આંધળા માબાપ છે, નથુ આંધળા માબાપ;
આંધળાની દોલત ના આવી રજપૂતીયા.
બારહેં બંધુક છે, નથુ બારહેં બંધુક;
તે રહેં તલવારે દીપડો મારવો રજપૂતીયા.
ઉગમણો મેડો, નથુ ઉગમણો મેડો;
આથમણા બારના તારા પડદા રજપૂતીયા.
નીતરતી જોઇ તારી લાશ રે રજપૂતીયા,
આંધળા માતાની દોલત ન આવી રજપૂતીયા;
તારો બાંધવ રોવે, દીપા તારો બાંધવ રોવે;
સમણે બાંધવ ભાંગી રજપૂતીયા.

પરદેશી બેન છે, વીરા પરદેશી બેન છે;
પરદેશણુ બેન ભેળા નો થયા રજપૂતીયા.
ભાણેજ રોવે, દીપા ભાણેજ રોવે;
મારે મામાના પડ્યા કાલ રજપૂતીયા.
હાટે હડતાલ છે, દીપા હાટે હડતાલ છે;
બજારે ડાયરા રુવે રજપૂતીયા.
રેડીયા કહુંબા, દીપા રેડીયા કહુંબા;
રેડીયા કહુંબા ઊંધા પડીયા રજપૂતીયા.

(૮)

સોના ઇંઢોણી ને રૂપા બેડલું રે લોલ!
પાણીડાં ગ્યાતાં જમના રે. લોલ!
જમનાજીના કાંઠે કદમ કેરું ઝાંડવું રે લોલ!
નવલખ ધેનું ને પરભુજી ચારતા રે લોલ!
રાધારાણી ભાતલીયા દઈ જાય રે લોલ!
ભાતલીયાની વાટ ફુલો વીણતાં રે લોલ!
વીણતાં વીણતાં ડશીયો કાળીલો નાગરે લોલ!
પરભુજી પાંદે કડવો લીંબડો રે લોલ!
વાટીઘૂટી રાધાજીને પાયો રે લોલ!
પરભુજીએ ડુંગર ચડી દડુલો દોડાવીયો રે લોલ!
જઇ પડયો જમનાજીને માંહ......જમનાજીના કાંઠે કદમ.
ઝાડવે વીંટાણો છે કાળો નાગ રે લોલ!
કાળા નાગને પરભુ કર્યો પોથીયો રે લોલ!
નાગણીયું કરે રે વિલાપ, બાળ રંડાપા પરભુ દોહ્યલાં રે લોલ!
રંડાપામાં આપું ધંધુકા ધોળકુ રે લોલ!
અમને આપો અમારો ભરથાર, બાળ રંડાપો દોયલો રે લોલ!
તારો નાથ કરડયા રે મારી ગોરાંદેને રે લોલ!

તેથી તમને આવ્યા છે રંડાપા, આજ રે બાળ રંડાપા દોયલાં રે લોલ!
જાત્ર જાવ નાગને કરું છું સજીવ, જમનાને અડતા ન આવશો રે લોલ!

(૯)

હીરની માંફી ભરીયેલી છે બંસીને વ્હાલા ગીરધારી!
બેસણીયે બેસી ગામ સિધાવો મારા વાલા!
રામદરિયે તું શીદ ગીયો સે ખારે રે વાલા!
ઉતરવાનો ન મળે એકેય આરા મારા વાલા!
મેં જાણ્યું કે ધોળી એટલી છાશ રે મારા વાલા!
જાતે ને જનવારે માંડી કાશ મારા વાલા!
મેં જાણ્યું કે ઉજળું એટલું દૂધ રે મારા વાલા!
જાતે ને જનવારે માંડયુ જુદ્ધ મારા વાલા!
મેં જાણ્યું કે લીલા એટલા મગડા રે મારા વાલા!
જાતે ને જનવારે માંડયા ઝગડા મારા વાલા!

(૧૦)

રામ લક્ષ્મણ બે બંધવા, રામૈયા રામ!
બે ભાઇ ચાલ્યા શિકાર, રામૈયા રામ!
રામને લાગી તરશ, રામૈયા રામ!
લક્ષ્મણવીરા પાણીડા પાવ, રામૈયા રામ!
ઝાડે ચડી જળ જોઈ વળ્યા, રામૈયા રામ!
વનરા તે વનમાં વાવલડી, રામૈયા રામ!
પાણી ભરે બાળકુંવાર, રામૈયા રામ!
પાણી ભરી પૂછી વળ્યા, રામૈયા રામ!
બાઈ તું પરણી છે કે બાળકુંવાર, રામૈયા રામ!
નથી પરણ્યા નથી પરહર્યાં, રામૈયા રામ!
હજી લગણ બાળકુંવાર, રામૈયા રામ!
ચોરી ચીતરાવો ચાંપાનેરની, રામૈયા રામ!
પરણે સીતાને શ્રીરામ, રામૈયા રામ!

(૧૧)

શાણાં થઈએ સહુને ગમીએ જાતીલા કહેવાઈ રે!
જાતીલાને એ શિખામણ કજાત ન કહીએ રે!...શાણાં.
ગામમાં સાસરું ગામમાં પિયર વગર તેડે ન જઈએ જી રે!
રોજ જવાથી ભાવ ઘટે છે એ વડલા ન કરીએ જી રે!...શાણાં.
માથા ઓળીએ સેંથા પૂરીએ દર્પણમાં ન જોઈએ જી રે!
મોટાં દેખી દર્પણ ન દેખીએ એ વડલા ન કરીએ જી રે!...શાણાં.
દેર સાથે હસીએ રમીએ હાથતાળી ન દઈએ જી રે!
કોઈ કહે કોની નારી એ વડલા ન કરીએ જી રે!...શાણાં.
માથે ઓઢી રોજ ફરીએ આંગણીએ ન ઊભીયે જી રે!
કોઈ કહે કોની દીકરી એ વડલા ન કરીએ જી રે!...શાણાં.
વાતો કરતાં હસીને ન બોલીએ જી રે!
કોઈ કહે છે કજાત નારી એ વડલા ન કરીએ જી રે!...શાણાં.

(૧૨)

પડવે પ્રીત કરું છું પહેલી,
વાલે મારે અઘોર વનમાં મેલી;
દિવસ બહુ થયાં રે લોલ!

બીજે કાંઈ ન જાણું બીજું,
જોબન ભમરો થઈને ઊડે;
દિવસ બહુ થયાં રે લોલ!

ત્રીજી તન તપે તમારા,
જોબન વયા જશે અમારા;
દિવસ બહુ થયાં રે લોલ!

ચોથે ચતુરા સરખી નારી,
મનડા રાખ્યા એને વારી;
દિવસ બહુ થયાં રે લોલ!

પાંચમે પરદેશ કીધી પ્રીતું,
વાલે મારે એ રાખી છે રીતું;
દિવસ બહુ થયાં રે લોલ!
છઠ્ઠે છઠ્ઠીના લખ્યા લેખ,
વિધાત્રીએ અવળા લખ્યા લેખ;
દિવસ બહુ થયાં રે લોલ!
સાતમે આવોને અલબેલા,
મારા રંગીલાના રેલી;
દિવસ બહુ થયાં રે લોલ!
આઠમે આનંદ ઓચ્છવ થાય,
ગોપીયું ગરબે રમવા જાય;
દિવસ બહુ થયાં રે લોલ!
નવમે નમીએ મારા નાથ,
હરિએ ઝાલ્યા તેમના હાથ;
દિવસ બહુ થયાં રે લોલ!
દશમે દયા કરી દીનબેલી,
વાલે મારે કુવામાં મેલ્યા ઠેલી;
દિવસ બહુ થયાં રે લોલ!
અગીયારશે એકાદશીના વ્રત,
વાલે મારે બહુ કર્યાં છે તપ;
દિવસ બહુ થયાં રે લોલ!
બારશે બત્રીશ વાડીની રસોયું,
તેરશે તેત્રીશ વાડીના શાક;
દિવસ બહુ થયાં રે લોલ!
ચૌદશે ચિંતા મેલી નાથ,
હરિએ ઝાલ્યો મારો હાથ;
દિવસ બહુ થયાં રે લોલ!

પુનમે પંદર તિથિ થઇ પૂરી,
તેમાં એક નથી અધુરી;
દિવસ બહુ થયાં રે લોલ!

*

## મેવાશ પ્રદેશનાં લોકગીતો

સંપાદક :
ભગત કાંતાબહેન અને ભગત જયંતકુમાર એન. સરગી

### લગ્ન ગીત

(૧)

ઊંચી નીચી મેડી, રણઝણ બોલે...!
મેડીએ બેઠા રે, ઠાકોર બે જણા.
જે રે માગો તે, માગો મારાં ગૌરી.
જે રે માગો તે, અમે આપીશુ.
કે શીંગારા ઘોડીલા[1], લાવો ઠાકોરીયા.
અણુશીંગા ધોરી[2], મારે જોઇશું.
અવડી બોલીઓના, બોલશો મારાં ગૌરી... ૨
શીંગારા ઘોડીલા, ના હોય ગૌરી.
અણુશીંગા ધોરી, અમને ના મલે.
બાવરની બાજો, લાવો ઠાકોરીયા.
સમડીના પડીઆ, મારે જોઇશું.
બાવરની બાજો, ના હોઇ ગૌરી.
સમડીના પડીઆ અમને ના મલ્યા... અવડી બોલીઓ.
ચાંચળની ચૂંદડી, લાવો ઠાકોરીયા.
માંકનની મોજરી, અમારે જોઇશું.
ચાંચળની ચુંદડી, ના હોઈ ગૌરી.
માંકનની મોજરી, અમને ના મળી...અવડી બોલીઓ.

---

૧. ઘોડો. ૨. બળદ.

ચીનીના ચૂડલા, લાવો ઠાકોરીયા.
રઇનાં કાંકણ, અમારે જોઇશું.

ચીના ચૂડલા, ના હોય ગોરી.
રઈનાં કાંકણ, અમને ના મલે.

અવડી બોલી ના, બોલો મારાં ગોરી.
અવડી બોલડીએ, ના મળે ગોરી.

(૨)

પાટણની પ્રાચીન કલા જાણે જીવનમાં વણાય તણાય ઊર્મિના ઉમળકામાં ચુંદડીની સૌંદર્યતાના સૂરોમાં સરી પડતું મધુર દાંપત્ય-જીવનનું ગીત પરણવા બેસતી વખતે મેવાસ પ્રદેશમાં ગવાય છે. દેશના અજબ કસબની મીઠી યાદગીરી ગીતમાં ઝીલાય છે. ને ઉલ્લાસની મહેંક પ્રગટે છે.

જેવી પાટણે રંગી, એવી ચુંદડી.
જેવી નખમાં સમાય, એવી ઓઢો લાડકી.
મારા દાદાજી દેખે, મારાં માડીજી દેખે.
નહીં રે ઓઢું, રાયવર ચુંદડી.
તમારા દાદાના તેડીઆ, અમે આવીયા.
તમારા માડીનાં લાજ, લોપો લાડકી.
ઓરો રાયોનાં વર, ચુંદડી.

(૩)

મેવાસ પ્રદેશના લોકો પોતાનો સાંસારિક જીવનના પ્રથમ સ્નેહ-સંબંધ, લગ્ન થતાં પહેલાં બાંધે છે ત્યારે ભવિષ્યમાં થનાર પતિને ચાંદલો કરવા કન્યા પક્ષના માણસો પગપાળા જાય છે તે સમયે વર-પક્ષની સ્ત્રીઓ વેવાઇને ગીત લલકારે છે.

નવલા વેવાઈ આવ્યા નવ જણ,
આવી ઓટલે બેઠા.
ખાસડાં મેલ્યાં ખાટલે,
આવી ઓટલે બેઠા.
એવા તે વેવઇ મૂર્ખા,
બેસણ બેસી ના જાણ્યા.
તેડાવો અમરસંગ ચતુરને,
બેસણ બેસી દેખાડે.
ખાસડાં મેલાં ઓટલે,
આ ઓટલે બેઠા....નવલા વેવઇ.
દાળના વાળ્યા કોળીયા,
કંસાર લીધો સૈડકે.
એવા તે વેવઇ મૂર્ખા,
જમણ જમી ના જાણ્યાં.
તેડાવો પરવતસંગ ચતુરને,
જમણ જમી દેખાડે.
કંસારના વાળીયા કોળીયા,
દાળને સૈડકે લીધી...નવલા વેવઇ.

(૪)

## આણાંનું ગીત

હિંદુસ્તાનમાં પ્રાચીન સમયથી લગ્ન થયા બાદ આણાં વાળવાનો રિવાજ પ્રચલિત છે. આણું એ માનવ જીવનના દ્વારનું ખાણું છે. એ ખાણામાં સહકાર, સદ્‌ભાવના અને પ્રેમ–ઐક્યનાં કૂંજોમાં રહી જીવન રસભર્યું બનાવી જગતનું કલ્યાણ કરવાનું હોય છે. આણાં વખતે જ્યારે કન્યા પક્ષ તરફથી વેવૈયો તેડવા આવે છે ત્યારે વરપક્ષ તરફથી વેવૈયોને જમણવાર વખતે આ રંગમિશ્રિત ગીત ગવાય છે. હૈયાની ઊર્મિ જગાવે છે.

મારે તે આંગણે તલવાડી રે, મહીં છબછબ પાણી.
આવતા તે મૂળજી વૈદ્ય, બેસી ગયા રે એમની કેડ છે લચકાંણી.
સેક દો, સેક દો, સેક દો રે, એમની કેડ છે લચકાંણી.
ઘી પાવ, ઘી પાવ રે, એમની કેડ છે લચકાંણી.
ઘીની સાથે મૂતર પાવ રે, એમની કેડ છે લચકાંણી.
ગોળ દો, ગોળ દો રે, એમની કેડ છે લચકાંણી.
ગોળને સાટે છાંણુ દો રે, એમની કેડ છે લચકાંણી.

(૫)

### દણુઘેલુ દાધજુ

ખેતી એ હિંદુસ્તાનનો પ્રાચીન સમયનો ધંધો છે. હિંદુસ્તાન દેશ ખેતીપ્રધાન દેશ છે. ખેડૂતો મોટે ભાગે ખેતી કરવા માટે ચાકર કે નોકર કહે છે. ગામઠી ભાષામાં તેને ' આરી ' કહેવામાં આવે છે. પ્રાચીન આર્ય ભાવના અંગ્રેજોના આગમનથી રંગમિશ્રિત ને વ્યસની બનેલી. ઉનાળાના ધોમ ધગધગના તાપમાં પરિશ્રમ કરીને 'હળ લાકડું" ઘેર લાવતાં વ્યસન તરફ પ્રથમ દૃષ્ટિપાત પડે છે. તે સમયે મેવાસ પ્રદેશમાં ગીત ગવાય છે.

ઓરના[૧] છૂટા આરી[૨] આવે, રાસ[૩] પરોણા[૪] ખૂટીએ ભરવ્યા.
ઉકલીઆ[૫] ભરી આપો રાણીજી, દણુઘેલું દાધજુ.
આપણા ચૂલામાં સાપંણ વઈ છે, પડોશણના ચૂલે જાવ રાણીજી.
......દણુઘેલું દાધજું.
આપણાં પાડોશણ ધાબડ ધીંગાં, લઈ સાંબેલું તડે રે શામળીયા.
......દણુઘેલું દાધજું.

---

અર્થ : ૧. હળ. ૨. નોકર કે ચાકર. ૩. દશ હાથ પાતળું દોરડું. ૪. વાંસની પાતળી પાંચ ફૂટ લાકડી. ૫. ઉકો. ૬. દોડે.

( ૬ )

## હોળી ગીત

હિંદુસ્તાનમાં હોળી પ્રગટાવવાનો રિવાજ પ્રચલિત છે. લોકો ફાગણ સુદ ૧૫ ને દિવસે ચકલે ચકલે ને શેરીએ હોળી પ્રગટાવે છે. સ્ત્રીઓ ગરબા ગાય છે. પુરુષો રાસ ખેલે છે. ને છોકરાઓ ગેડી દડા ખેલે છે. પ્રાચીન સમયથી એવું કહેવાય છે કે હિરણ્યકશ્યપુ રાજાએ પ્રહ્લાદને રામનામનું રટણ ભૂલાવવા માટે બાળી નાખવા હોળિકા નામની રાક્ષસીને મોકલી હતી. પરંતુ પ્રહ્લાદને બાળવા જતાં તે પોતે જ હોળિકા બળી ગઈ. અને પ્રહ્લાદ બચી ગયા. આ હિંદના મહાન બનાવની ખુશાલીમાં લોકોનો દર વર્ષે ફાગણ સુદ ૧૫ ના રોજ હોળીને પ્રગટાવવાનો રિવાજ ચાલુ છે. તે સમયે **પાલ પ્રદેશમાં** નાયક, કોળી તેમ જ બીજી અન્ય પછાત કોમના લોકો નીચે પ્રમાણે ગીત ગાય છે. આ અનોખો દેશનો તહેવાર મારવાડી પ્રજા એક સપ્તાહ સુધી ઉજવે છે. આ દિવસો દરમ્યાન પછાત જાતિઓના લોકો રંગગુલાલ ને ધૂળ એકબીજા ઉપર ઉડાડે છે.

મારો રાયોનો વીંછી;
　　રાયની શેરીએ રમતો ફરે.
પેલા તે વેવઈને કેડો રે;
　　ધમ્મ પછાડા કરે રે.
એમને કાં કેડો કાં,
　　　　જ્યાં જુઓ ત્યાં.
અમ્મજ[1] નહીં કહુઉં;
　　મારે ઘેર જઈને કહીશ.
ધીબા ધીબ;
　　મારો રાયોનો વીંછી...રાયની શેરીએ.

---

૧. બાવી.

હોળીને ઉધારે કેડો;
    દીવાળીને દાડે કેડો.
ધીમો ધીમ;
    મારો રાયેનો વીંછી...રાયની શેરીએ.

## ( ૭ )

## બાળ લગ્ન ગીત

પ્રાચીન સમયથી પ્રચલિત રિવાજોના દોાંચાં હજુએ પલટાયા નથી. કજોડા ને બાળ લગ્ન હજુ ચાલ્યા કરે છે. તેથી વીસમી સદીમાં છૂટાછેડાની પરંપરા સર્જાતી જાય છે. ખરે જ, સંસારિક આગની ઝપટ જબરી છે! બાળ વહુ અને સાસુ સાથેનો વાર્તાલાપ પોતાની જનની સન્મુખે કહી સંભળાવે છે ને જીવના રસભર્યા ઉલ્લાસની મીઠી ઝલક મેવાસ પ્રદેશની પછાત જાતિની સ્ત્રીઓના મુખમાંથી ગીત ગવાય છે.

મા, મારી સાસુ એમ કે'છે;
    વહુ અચ્છેરની ખીચડી ઓરો,
        — મનોરબાઈ એમ કે'છે.
મા, હું નાનેરું શું સમજું;
    અધમણુની ખીચડી ઓરી,
        — મનોરબાઈ એમ કે'છે.
મા, મારી તે સાસુ એમ કે'છે;
    વહુ ડોબાંને[૧] ગાંતુ[૨] મેલો,
        — મનોરબાઈ એમ કે'છે.
મા, હું નાનેરું શું સમજું;
    મેં તો ડોહાને ગાંતા મેલાં,
        — મનોરબાઈ એમ કે'છે.

---

૧. ભેંસો, ૨. બાફેલાં કપાસીયા તથા પાલો,

મા, મારી તે સાસુ એમ કે'છે;
વહુ ચૂલામાં મોરણુ[1] મૂકો,
— મનોરબાઈ એમ કે'છે.

મા, હું નાનેરુ શું સમજું;
મોભારે[2] મોરણુ મેલું,
— મનોરબાઈ એમ કે'છે.

મા, મારી તે સાસુ એમ કે'છે;
વહુ બેડે પાણી ભરો,
— મનોરબાઈ એમ કે'છે.

મા, હું નાનેરુ શું સમજું;
મેં તો દેરે પાણી મેલું,
— મનોરબાઈ એમ કે'છે.

( ૮ )

## કાપણીનું ગીત

ચોમાસુ જાય છે ને દિવાળીના ઉલ્લાસમય વાતાવરણમાં ખેડૂતો બીડોના ઘાસની કાપણી કરાવે છે. પછાત જાતિઓના લોકો હાથમાં દાતરડું લઈ ઘાસ કાપવા સીમમાં ટોળાબંધ જાય છે. ખેતરોમાં ગીતો લલકારતા જાય છે. ખરીફ પાકથી લીલી બનેલી ધરતી ગીતોના રમઝટથી ગુંજી ઊઠે છે. ઘાસ વાઢીને પાછા ફરતાં ઘાસના ભારાઓ લાવતી. ભીલ, નાયા, કોળી જાતીની પછાત કોમોની સ્ત્રીઓ ગીત ગાય છે. નીચેના ગીત પરથી પહેલાં હિંદમાં પછાત જાતિમાં રેટિયાઓ ઘેર ઘેર રાખી પોતાનું વસ્ત્ર બનાવતા હોવા જોઈએ.

ખરા મોરાનું દાતેડું ને, ઘાસ વારવા જ્યાં તાં
બાર બીડાંનો ઘાસ જ વાઢીયો ને, બાર બંધે બાંધીયોજી રે.

૧. લાકડું, ૨. મકાનનો મોભ, ૩. મંદિર.

ઉગળા[1] વળાને ભારો લીધો ને, નવ ગજ ધરતી ડોલીજી રે,
ઘેર આવીને ભારો નાખ્યો ને, નવ ગજ ધરતી ધમકીજી રે.
કાછડો વાળીને કોઠીમાં ઉતરી ને, આરો[2] ચોખા કાઢયાજી રે,
આરો ચોખાનો ખીચડો રાંધીગો ને, લઈ પરસારે બેઠીજી રે.
એટલું ખઈ ને મેડીએ ચઢી, તોય ભૂખે ભમ્મરીયાં આઈવાંજી રે,
કાછડો વાળીને કોઠીમાં ઉતરીને, આરો જાર કાઢીજી રે.
આરો રે જારની ધાંણી ફોડીને, લઈ રેંટિયો કાંતવા બેઠીજી રે,
તરાગડે[3] તરાગડે ફાકો માળ્યો ને, પુણીએ પાણી ખાદીજી રે.
એટલું ખઈ ને મેડીએ ચઢી, તોય ભૂખે ભમ્મરીયાં આઈવાજી રે.

( ૯ )

### લગ્ન ગીત

મેવાસ પ્રદેશમાં ઠાકોર કોમમાં પરણતી વખતે નીચેનું ગીત ગવાય છે.

ચાંદો ઘેલો સૂરજ ઘેલો,
વર–ઘેલો નાકહીએ—મારા બૈજીબા.
નાડી વેચવા મોકલા,
ત્યારે માડી વેચી આવ્યા—મારાં બૈજીબા.
આદુ વેચવા મોકલા,
ત્યારે દાદા વેચી આવ્યા—મારા બૈજીબા.
આંબા વેચવા મોકલા
ત્યારે મામા વેચી આવ્યા—મારા બૈજીબા.
હીરા વેચવા મોકલા
ત્યારે વીરા વેચી આવ્યા—મારાં બૈજીબા.
જોતર વેચવા મોકલા,
ત્યારે ગોતર વેચી આવ્યા—મારાં બૈજીબા.

---

૧. નીચે, ૨. આઠ મણ, ૩. દોરો, ૪. કાપવા.

નળીયું વેચવા મોકલા,
ત્યારે ફળીયું વેચી આવ્યા—મારાં ઔજીબા.

(૧૦)

## ગુજરાં ગુરમટી-ગીત

મેવાસ પ્રદેશના વાંશદિયા–ઘરિયા–ઘોયલ–સુરતિયા જાતિમાં લગ્ન સમયે ગુજરાં ગુરમટી–ગોરમટી કે લાલમાટી સ્ત્રીવૃંદ જાય છે. ત્યારે તે સમયે તેમ જ ગ્રહશાંતિ વખતે ગીત નીચે પ્રમાણે ગાવામાં આવે છે.

લાંબી લાંબી શેરીઓના લાંબા લાંબા શેર,[૧]
દાંતે રંગા એના પીયુ પરદેશ.
સાડીઓ વસાવો સાઈબા સાડીઓ વસાવો,
અંબરની[૨] સાડીઓ નહીં ઉચલાઈ,
નહીં ઉચલાઈ સાઇબા નહીં ઉચલાઇ,
ઉદેપુરનું રાજ મારા નખમાં સમાઇ.

(૧૧)

## આણાંનું ગીત

મેવાસ પ્રદેશમાં પછાત જાતિની સ્ત્રીઓ આણું લઇને આવતા વેવૈયોને જમવા બેસાડે છે ત્યારે ગીત ગાવામાં આવે છે.

આંબાલાલ વંદિરુ વાંસે ચઢીયું,
આંબાલાલ છત્રાસંગને લેતું ચઢીયું.
આંબાલાલ મૂછોમાં બાળા કર્યા,
આંબાલાલ દાઢીમાં ઇંડાં મૂકયાં,
આંબાલાલ મોઢામાં ઇંડાં ફોડીયાં,

---

૧. રસ્તો. ૨. અકબર.

આંબાલાલ મોઢામાં ગચ્ચાં કાઢીયાં,
આંબાલાલ અડધેથી પડતા મેલ્યા,
આંબાલાલ ગોવાળીએ ઝીલી લીધા,
આંબાલાલ ગોવાળીયાને બાપુ કીધા.

(૧૨)

## ભોજન ગીત

મેવાસ પ્રદેશમાં જમવા બેસતી વખતે ઠાકોરોમાં ગીત ગવાય છે.

ડાબે ખૂણે ડામચીયો ડોલે
તેને મોહનસંગ બાલાડા બોલે રે!
ઢોળીયો કંસાર આપે તો ખઇયે રે!
'નીકળ'[1] તો ઘરના બીલાડા થઇયે રે!
નીકળ તો આશા મેલીને ઘેર જઇયે રે!

(૧૩)

## લગ્ન ગીત

પ્રાચીન સમયમાં પણ વૃદ્ધાવસ્થાએ લગ્ન કરતા ઠાકોરિયાને લગ્નસરામાં પરોક્ષ રીતે કટાક્ષયુક્ત વાણીમાં હૈયુ વલોવી વીંધી નાખતાં ગીત ગવાય છે. ગીતના સૂરોની જાણે ગાલે ઠીકડીયો વાગતી હોય એમ લાગે છે. મેવાસના રજપૂત કોમોમાં વરરાજા જાણે વૃદ્ધ હોય તેમ નીચેનું ગીત લલકારી વૃદ્ધ કજોડાં લગ્નને ગીતના સૂરોના ચાબૂક વડે ચીમકી દે છે. હૈયાના ઐકયની જ્યોત જલાવવા જૂના રિવાજના દરદને એલાન કરી લલકારે છે.

વર એવડીઆ! વર કેવડીઆ!
વર વચલી ધારણુ[2] જેવા જેવડીઆ!

---

૧. નહિ. ૨. મોભ.

વર ગાલે પડી, ઠીકરીયો,[1]
કેણ્યુ દેશે ઠીકરીયો ?
વર બાવડીઓ શા પેડા,[2]
વર દાંત પેડા બે પાત્લીયા.

(૧૪)

## લંગોટીનું ગીત

લંગોટી એટલે ૨॥ હાથ લાંબી શરીરની લાજ ઢાંકવા મારેનો વસ્ત્રનો ટુકડો. આ લંગોટી લાલ, પીળા રંગની હોય છે. તે લંગોટીને બન્ને છેડે ફૂમતાં લગાડેલાં હોય છે. જણુગામ તાલુકા તથા છોટાઉદેપુર તાલુકાના આદિવાસી પછાત જાતિના લોકો જયારે બાળકને લંગોટી પહેરાવે છે ત્યારે હસતાં હસતાં નીચે પ્રમાણે ગાય છે.

લાલ ફૂમટું ફરકે
વાંકા ડગરીયે,
હોલો[3] આવ દલ્યા
નું મઝાનો દેખાહ રે।
રમકે નાચહ રે ડેકા,[4]
રૂપાલાહ દેખાહ રે।

*

૧. કરચલીઓ. ૨. બાવરની શાંગો. ૩. અહીં. ૪. બાળક.

# કથાગીતો

[કથાગીતો એ આપણી લોકસંસ્કૃતિના પ્રતીકરૂપ એવા લોકગીતોનો એક પ્રકાર છે. આ કથાગીતો સાંભળીને માણસનું મન હળવું અને હળવું અને આનંદથી પ્રફુલ્લ બને છે. તે મનુષ્યને સુંદર વિચારો અને પ્રેરણાનાં પીયૂષ પાય છે. તે લોકઈતિહાસને જીવંત રાખે છે. અહીં રજૂ થતાં પાંચ વૈવિધ્યયુક્ત કથાગીતો આ હકીકતની પ્રતીતિ કરાવે તેમ છે.]

## 'હરિ-હાસ'

### (સંપાદક : શ્રી મંજુલાલ મજમુદાર)

રુક્મિણી અને કૃષ્ણ વચ્ચેનો વિનોદ પ્રસંગ ભાગવત દશમસ્કંધ, અધ્યાય ૬૦ માં 'હરિ-હાસ' એ નામે વર્ણવાયો છે.

રુક્મિણીને રીસ ચઢાવવા, શિશુપાલ સાથે થનાર વિવાહનો પૂર્વ પ્રસંગ સંભારી, હરિએ જે હાસ્ય-વિનોદ કર્યો તે દ્વારકા-લીલાનો પ્રસંગ આ અધ્યાયમાં વર્ણવેલો છે.

ભાલણે પોતાના દશમસ્કંધનાં પદ ૩૮૭ થી પદ ૩૯૩ સુધીનાં સાત પદમાં આ રસિક પ્રસંગ ગાયો છે. (જુઓ, રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાની આવૃત્તિ પૃ. ૩૨૦-૩૩)

પ્રેમાનંદ શિષ્ય સુંદરે રચેલા 'દશમસ્કંધ-ઉત્તરાર્ધ' (કવિ નર્મદની આવૃત્તિ, પૃ. ૧૪૪-૪૫-૪૬) માં પણ આ પ્રસંગ આવી જાય છે.

પરંતુ આ પ્રસંગનું સ્વતંત્ર કાવ્ય ફક્ત એક જ પ્રાપ્ત થયેલું છે તેનો કવિ અજ્ઞાત છે, સં. ૧૮૮૦ના આસો સુદ ૧૫ (કાવ્ય રચાયા પછી લગભગ ત્રણ વર્ષ પછી) ની મારી પાસેની હસ્તલિખિત પોથીમાંથી આ ખંડ કાવ્ય પ્રાપ્ત થયું છે.

કાવ્યરસિકોએ આ કાવ્ય ઉપરનાં લખાણ સાથે સરખાવીને વાંચવા જેવું છે.

કડી ૧૯ માં "રાધાને મૂકી એકલી" નો ઉલ્લેખ થયેલો છે માટે જુઓ ભાગવત, દશમસ્કંધ પૂર્વાર્ધ, અધ્યાય ૩૦.

—સંપાદક.

## હરિ-હાસ

શિવસુતને રે ચરણે નમું;
એ તો ગવરીનો ગજાનન રે.
સરસ્વતી માત કૃપા કરો;
હરિ હાસ થાય રે આનન્દ રે. ૧

"હરિ હાસ" કહ્યાના મને કોડ પૂરણ;
મા! વાણી મધુરી રે દીજીએ;
પ્રસન્ન થાજો મુજ માવડી;
બ્રહ્મકુંઅરી! કરુણા કીજીએ. ૨

પૂર્ણાનન્દ પ્રગટયા પરમેશ્વર;
ભૂતલ ભાર ઉતારવા,
ભક્તજનનાં કામ કરવા;
દૈત્યકુળ સંઘરવા. ૩

વસુદેવ તાત, માત દેવકી;
બલભદ્ર ભ્રાત ભગવાન તણા.
દ્વારકા તે નગર સોહામણું;
મોહોટાં મંદિર તણી તહાં નહિ મણા. ૪

દ્વારકાની શોભા શી કહું?,
ફણીરાય કહેવા સમરથ નથી.
વૈકુંઠ થી સોહામણું;
કેમ કહું એક જીભે કથી? ૫

સોળ સહસ્ર રાણી, ને અષ્ટ પટરાણી;
સૌમાં તે શ્રેષ્ઠ શ્રી રુકિમણી.

સૌથી તે વહાલી વૈષ્ણવી;
રાખી રંભા હૃદે વૈકુંઠ ધણી. ૬
એક સમેને રે કારણે;
સેજે સૂતા હુતા તાંહાં શ્રી હરિ:
ચરણ તળાંસે રાણી રુકિમણી;
ઘણું આનન્દે હેતે કરી. ૭
માધવને મનછા રે વાધી;
"હાસ કરું રે રાણી રુકિમણી."
માનિનીનું તાહાં મન જોવાને;
વચન બોલ્યા વૈકુંઠ ધણી. ૮
કૃષ્ણ કહે રે "સુણો કામિની!
શિશુપાળ વર તમે નવ વર્યો
ગજગામિની! ગોવાળ પામ્યો;
એવો જોગ વિધાતાએ કર્યો! ૯
શિશુપાળ ગોરા અમે શામળા;
તમો ભીમકસુતા સોહામણાં;
નગ્રપતિ શિશુપાળ કહાવે,
ને અમારે ગોકુળ ગામડાં! ૧૦
શિશુપાળને ઘોડાં ઘણાં;
ગજ રથ વેહેલ્યો ને પાલખી.
અમારે ગાયો, ગરુડ બેસણુ;
અર્જુનના રે અમો સારથી! ૧૧
આભરણ ઘણાં રે શિશુપાળને;
મણિ માણેક મોતીની માળ છે.
પોહોચા સાંકળાયાં ને વેઢ અંગૂઠીયાં;
વળી મરકતના કાને ઝાલ છે. ૧૨
મોરપિચ્છના રે મુગટ અમારે;
ગળે ગુંજાના હાર છેઃ

તિલક છાપાં તુલસીની માળા--
એવા અમારે શણગાર છે. ૧૩
શિશુપાળ ઓઢે રે શાલ દુશાલા,
પાઘ પટકો ને પામરી;
અમારે પહેરણુ પીળાં પીતાંબર,
ખાંધ નાખવાને કામળી ! ૧૪
જમણ ઝાઝાં રે શિશુપાળને;
પ ક વા ન જાતો-જાતનાં;
શીરો પૂરી, ને વડાં વેડમી;
શા ક પા ક ભાત-ભાતનાં. ૧૫
છ બી લા ને છા શ ઝા ઝી;
ઘેં શ ર ડી રા બ ડી,
મન ભાવે તો મહી ખાવાને;
દૂધ દોહવાને ગાવડી. ૧૬
દ્રવ્ય ઝાઝાં શિશુપાળને;
એ મોહોટો ગઢપત રાજીઓ,
અમે ગાયોના ગોવાળીયા;
અમને ભાવે વિદુરની ભાજીઓ." ૧૭
વચન સાંભળીને વિસ્મે પામ્યાં;
સતી શિરોમણી સુન્દરી,
"વાંક અમારો શું છે? સ્વામિ !
આવડું દુભાવ્યા શ્રી હરિ? ૧૮
મન વિચારે માનની;
સીતાને મૂકયાં રે વનવિષે !
રાધાને મૂકી એકલી;
વહાલો વિસારતા મુજને રખે ! ૧૯
હું તો દીન દાસી તમતણી;
અપરાધ શો છે? રે નાથજી !

વણ—અપરાધે. વાત આવડલી;
કારણ કેહેની કાહાનજી ?" ૨૦
મુખે બોલે તો બોલાય નહિ, ને;
નયણેથી આંસુ ઢળ્યાં !
ચરણે તે ધરણી ખોદતાં;
પછે મૂરછા ખાઈ પૃથવી પડયાં. ૨૧
ધરણી તે ધસીયાં ને આભરણ ખસીયાં;
પડીયાં તે રાણી રુકિમણી;
વચન હાડો હાડ લાગ્યું;
જયમ ડસ્યો રે કાળો ફણી ! ૨૨
કમલ વદન કરમાઈ ગયાં ને;
શિથિલ થયાં સ્વામિની !
શુદ્ધ ન રહી શરીરની,
પછે ભ્રાંત ભાગી ભામિની. ૨૩
હરિએ ઉઠીને ઓછંગે લીધાં;
"હાસ કર્યું રે મે તો સુંદરી !"
હૃદે તે સાથે ચાંપીયાં, પછે
સમ ખાઈ કહે શ્રી હરિ ! ૨૪
"માહારા સમ જો સુંદરી !
મહારા પ્રાણતણો રે આધાર છો !
"હૃદે સંધાથે રાખું રામા !
સૌમાં શિરોમણિ નાર છો !" ૨૫
હરિ તે હાથે પુષ્પ સમારે,
ને વેણી ગૂંથે નાથજી !
ઓછંગથી નવ કરે અળગાં;
મુખ લૂછે મોરારજી. ૨૬

"રમણ કરતાં રાહાડ થાશે;
　　આવડું મેં નવ જાણીઉં;
હઠે—સંઘાથે રાખ્યાં રામા !
　　તોયે તમે કેમ માનીઉં ? ૨૭
સજ્જ થાઓની તમે સુંદરી !
　　કોમલ માહારી કામિની !
[ ચતુર્ભુજને ચિંતા રે વાધી; ]
　　મુજ સાહામું જુઓની ભામિની !" ૨૮
રુક્મિણીને સમરણ આવ્યું;
　　આંખ ઉઘાડીને ભાળીઉં !
લજ્જા તે પામ્યાં પ્રેમદા;
　　પછે નીચું નિરખીને નિહાળીઉં, ૨૯
પ્રાણ પતિને પાય લાગ્યાં;
　　ચરણે તે શીશ નમાવીઉં !
"સત્ય કહ્યું રે તમે સ્વામિ મારા;
　　[ કમળા કહે; ] કારણ લહ્યું. ૩૦
અમો ભીમકસુતા તમો વિશ્વપતિ;
　　હું તો ભાગ્યવંતી નહિ આવડી.
રુદ્ર મને મેં સેવ્યા શંભુ;
　　મેં તો પૂજ્યાં અંબા માવડી. ૩૧
તે પુન્યે રે હું પાપી પ્રભુજી !
　　દરશણ દુર્લભ દેવને.
મમ સ્વામિ ! તમો વિશ્વપતિ;
　　કરે સનકાદિક તમ સેવને. ૩૨
સત્ય તણા રે શણગાર પ્રભુજી;
　　૧ વિશ્વનાં રે વસન ધર્યાં;

ભક્તજનનાં કોડે માદળિયાં;
એવાં આભરણ અંગે સર્યાં. ૩૩
વિશ્વપતિ રે પશુપાલ પ્રભુજી;
સમરથ છો તમે શ્રી હરિ!
સ્વર્ગ; મૃત્યુ પાતાળ પ્રભુજી
રાખ્યા ઉદરમાં ધરી. ૩૪
ભક્ત માટે ભિક્ષા રે માગો,
વામન રૂપે જાચીયાં;"
ભક્તે—આધીન ભૂધરા!
બલિ-દાન દેખી રાચીયા! ૩૫
અસત્ય નહિ લવલેશ સ્વામિ!
સત્ય બોલ્યા શ્રી હરિ,
ભેદ ભાંગ્યો ભૂધરા!"
—એમ સમ ખાઈ કહે સુંદરી. ૩૬
રીસ નહિ લવ લેશ;
નારી મીઠાં વચન બોલે છે ઘણાં;
સ્વામીને સારું મનાવે;
મુખ વચન ઝરે છે અમૃત-તણાં. ૩૭
રાહાડ ભાગી ને આનંદ વાધ્યો;
અંગે રંગે બેહુ મળ્યાં;!
વાહાલની વાધી વેલડી;
જ્યમ દૂધ ને સાકર ભળ્યાં! ૩૮
હરિહાસ-ક્રીડાનો મહિમા મોહોરો;
સંક્ષેપે સંભળાવીઉં
દશમ—સ્કંધ માંહે છે વિસ્તારે;
ગતિ પ્રમાણે રે ગાઇઉં. ૩૯

સંવત અરાઢ સીતોતેર કહાવે;
ઉત્તમ શ્રાવણ માસમાં;
કૃષ્ણપક્ષ રવિવારે;
"હરિ-હાસ" ગાયો ઉલ્લાસમાં ૪૦
ગાય શીખે ને સાંભળે;
સહાય થાય કૃષ્ણ ને રુકિમણી;
સેવક શરણે રાખો શામળીયા !
વિશ્વ વૈકુંઠના ધણી. ૪૧.

*

## રે ડામોર ધાળે ઘોડે અસ્વાર

સંપાદક :

### શ્રી. લાલચંદભાઈ ધળાભાઈ નિનામા

ભારત દેશના આદિવાસીઓ, પહાડ-કે ગિરિકંદરાની ખીણોમાં અને વનરાજીથી ભરપૂર એવા સૃષ્ટિસૌંદર્યના ધામમાં હરનિશ વસવાટ કરી રહેલા છે. એમની જીવન સંસ્કૃતિ કુદરતને ખોળે ઘડાયેલી હોય છે. તેથી કુદરતી વનરાજીમાં આનંદ મસ્ત જીવન સેંકડો વરસથી તેઓ વિતાવતા આવ્યા છે. અને એથી તેમનામાં નીડરતા અને હિંમત; સાહસ અને ધૈર્યના ગુણો જોવામાં આવે છે.

ભારતના આદિવાસીઓમાં અનેક જાતિઓ જેવી કે, ભીલ, સાંતાલ, નાયક, ધાણકા, ગામેત, ઘોડીયા, ચોધરી, માઠીયા, ગોંડ, વારલી, કાતકરી, ઉરિયા વગેરે અનેક જાતિઓ છે. જેને અનુસૂચિત-જન જાતિ તરીકે ભારતના બંધારણમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ જાતિનો શૌર્યપૂર્ણ ઇતિહાસ તેમના પરાપૂર્વથી ચાલતા આવતાં લોકગીતો અને દંતકથાઓ ઉપરથી મળી આવે છે.

ગુજરાતમાં, ભીલ નાયક, ધાણુકા, રાઠવા, દુબળા ચૌધરી, ગામીત, ઘોડીયા, વસાવા, વગેરે આદિવાસી જનતા દૂર દૂર જંગલ અને પહાડી પ્રદેશમાં આજે પણ વસવાટ કરી રહી છે. તેમના જીવનમાં વીરતા ધીરતા અને સાહસિકતા લોકગીત નૃત્ય ને નિખાલસતા, સત્ય, વિવેક, વફાદારી, આગ્રતા સ્વાગતા જેવા ઉમદા ગુણો ભરપૂર જોવા મળે છે. આદિવાસીઓમાં નિનામા, નિસરતા, અડ, અમળી, આચાર, કટારા, કતીજા, કળમી, કામોળ, કિકૂરી ખરાડી, ગરાસિયા, ડામોર, ડાંગી, ડિંડોડ, તડવી, પરમાર; બારીયા, ભીલવાળ, હઠીલા, હનોડ, હાડા, હર્પન્યા; ટિઘર, હુંવર, ઈત્યાદિ અનેક અટકો–પેટાજાતિ છે. અને આ અટકથી દરેકનું કુટુંબ ઓળખાય છે. દરેક પેટા જાતિઓના વીરપુરુષોનો પણ ઇતિહાસ હોય છે. તે તેમના લોક ગીતો જે પરાપૂર્વથી ચાલ્યા આવે છે તેના ઉપરથી જાણી શકાય છે.

અહીં ભીલ જાતિમાં ડામોર અથવા ડામરાની વીર ગાથા પ્રાચીન કાળથી બડવા–ભોપાને કંઠસ્થ છે. તેનું વિવરણ કરવામાં આવે છે.

ભીલ સરદાર–સીદડાની શૌર્ય અને વિનક કથાનો આખો ઇતિહાસ દટાએલો પડયો છે. એ ઇતિહાસના દટાએલા પાના ઉકેલવા અને સમજવા પ્રયત્ન કરતા કથાનો સાર સ્પષ્ટ થશે.

આદિવાસીઓમાં ખાસ કરી કોઈ કુટુંબી લાંબી બિમારીમાં સપડાઈ જાય, અનેક દવા દારૂ કરવાથી દર્દી સાજુસમુ નહિ થાય ત્યારે છેવટે બડવા–ભોપા પાસે તેને ફરજિયાત જવું પડે છે. બિમાર માણસના માથા ઉપર મકાઈના ૨૦–૨૫ દાણા ઉતારી ભોપા પાસે જાય છે. તે જોઈ બડવો–ભોપો ગાયણું ગાવું પડશે. એટલે 'મંડાળ' બેસાડવું પડશે તો જ સુધરશે તેવું કહે છે. અને તેથી તેના ઉપર શ્રદ્ધા–આસ્થા તુરત બંધાય છે.

હિન્દુઓમાં પણ સત્યનારાયણની કથા–ગીતાપાઠ કરાવે છે. તેવા

જ પ્રકારનું આ મંડાળ હોય છે. આ મંડાળમાં ભીલોના પૂર્વજોમાં જે વીર પુરુષ થઈ ગયા છે તેના પરાક્રમોની વીરકથા છે.

## વીરસીદડા ડામોરનું ગાયણું.

ઓ, વાંદુ ધોળકા બળિયા રાજ નાગર નાવલિયું.
ઓ, વાંદુ જમીન ને આસમાન „ „
ઓ, વાંદુ રામ લક્ષ્મણની કચેરી „ „
ઓ, વાંદુ સીતામા માતા „ „
ઓ, વાંદુ લંકાનો રાઉણ „ „
ઓ, વાંદુ સકરમી તારો „ „
ઓ, વાંદુ સાદામાં સૂરજ „ „

આ પ્રમાણે ધોળકાના રાજાને, જમીન, આસમાન રામ–લક્ષ્મણ, સીતામાતા, સૂરજ અને ચાંદ, તારા વગેરેને વંદન કરવામાં આવે છે.

ઓ વાંદુ ધોળકાના રાણુ નાગર નાવલિયું.
ઓ વાંદુ 'સીદડો' ડામોર „ „
ઓ ડામોર માલુના ફાટેલા „ „
ઓ ડામોર સુનાના નળિયાં „ „
ઓ ડામોર રૂપાના હડુણ „ „
ઓ ડામોર રૂપાની વળીઓ „ „
ઓ ડામોર રૂપાના બેઠકાં „ „
ઓ ડામોર સુનાની ઓડેણ „ „

પ્રાચીન સમયમાં "ધોળકા"માં જ્યારે ભીલો વસતા હતા, ત્યારે તેમની સમૃદ્ધિ અને જાહોજલાલી કેવી હતી તેનું વર્ણન કરવામાં આવે છે.

ભીલોના સરદારનું નામ છે સીદડો ડામોર, ધોળકા નગરીમાં તેમની સમૃદ્ધિ જોઈ જોઈને ભલભલાને અદેખાઈ આવે એટલી બધી મિલકત હતી. ઘર ઉપર રૂપાની વળીઓ છે અને તેના ઉપર રૂપાના

સેડણ બાંધેલું છે, ને તેના ઉપર સોનાનાં નળાયાં ચઢાવેલાં છે—એવાં તો તેમનાં ઘરો બાંધેલાં છે.

પાણી ભરવાનાં બેડાં રૂપાનાં છે અને સોનાની ઈઢાણીયા પાણી ભરે છે, એવા તે ધનદોલત સંપત્તિને તે વરેલા હતા. તેથી તેમની ઇજ્જત આબરૂ પણ રાજ્યમાં સારી હતી. એટલું જ નહિ, રાજદરબારે તેમનાં માન પાન થતાં.

ઓ, ડામોર ખાય ને કરચારે નાગર નાવલિયું.
ઓ, ડામોર મારે તેને મારે " "
ઓ, ડામોર અરેડી કેવા યા " "
ઓ, ડામોર માલુના મસતાના " "
ઓ, મારા હજારે ડામોર " "
ઓ, ડામોર ખાય ને કુદે રે, " "

ડામોર ઘણા સુખી અને વૈભવશાળી, ઉપરાંત, તેમના કુટુંબમાં એક સંપ હતો, તેથી તેમના સામે કોઇ માથું ઉંચકી શકે તેમ નહોતું તેમ જ તેમના વિરુદ્ધમાં કોઇ ખોટી વગોવણી કરી શકે નહિ તેવી સમાજમાં છાપ હતી.

ઓ, ડામોર આમળીયાં ખભાના નાગર નાવલિયું.
ઓ, ડામોર પરોણા મુંસોના " "
ઓ, ડામોર ગુંજાયા પટાના " "
ઓ, ડામોર રાઢ ને ફેરે " "
ઓ, મારા હજારે ડામોર " "
ઓ, મારો સીદરો ડામોર " "
ઓ, ડામોર કુકરો ડામોર " "
ઓ, ડામોર આહેડી ડામોર " "
ઓ, મારો નાહલો ડામોર " "
ઓ, ડામોર સીકારી ડામોર " "

આમાં ડામોર શરીરે કદાવર, પહોળી છાતીના અને ઘટાદાર ખભાના. એમની મૂછો પણ કેવી લાંબી છે. માથે આમળીયા પટા રાખેલા છે, એટલે કે શરીરે ભરાવદાર અને શક્તિશાળી છે. તેમનામાં સંપ કેવો છે તે બતાવવા અહીં " ડામોર રાહને ફેરે " એટલે એક હજાર ભીલો સીદડા ડામોરની આજ્ઞામાં રહી એક સંપ હતા. તેમાં કુકરો ડામોર, નાહણો ડામોર, વાહણો ડામોર, નાહલો ડામોર, વગેરે આંગેવાનો છે.

તેમની જમીન જાગીરી અને ધન–દોલત, ઘર–બાર, સંપત્તિથી ભરપૂર હોવાથી તેમને કોઈ જાતની કમીના ન હતી. સંપીલા પણ એવા હતા કે સીદડા ડામોરનો પડયો બોલ ઊઠાવવા એક હજાર ભીલો તૈયાર હતા.

સીદડો ડામોર, તેજસ્વી, શૂરવીર અને ટેકીલો હતો. એનું ચારિત્ર્ય પણ ઊંચા પ્રકારનું હતું. ભીલ સમાજમાં અને આમ પ્રજામાં પણ તેમનો માન મરતબો એક રાજા જેટલો હતો. પરંતુ કાળના મોઢામાં કોણ ટકી રહ્યું છે ? સુખ અને દુઃખની જોડી આ સંસારમાં કાયમની સર્જાયેલી છે. કાળના ચક્કરમાં રાય તે રંક થાય છે. અને રંકના રાય થાય છે. ડામોરોની જાહોજલાલીની જાણે કુદરતને ઈર્ષ્યા આવી હોય, તેમ એક દિવસ તેમના ઉપર કાળનું ચક્કર ફરી વળ્યું.

ગાયણ

તારા બાપનું વાડુ–મેઘુંની સોરિયો, ડામોરુની સોરિયો,
મોજાળે સરીવોર, ભેળાયો થાયો–ડામોરુની સોરિયો,
કેવા લાગી તમું કાળાં દુમણાં–તમારુ સરપ અમને,
સોટી જાટે હમુ ગોરિયો સે તમુ પાડો ભીજે,
આરો..........મોજાળે..............સરિવોર.........! ૧
તારા બાપનું વાડુ, ડામરાની સોરિયે, મેઘુની સોરીની,
બાપરી ઓડજિયો ફાડી નાખી–મેઘુની સોરિયો રડે,
રોદન કરે, મોજાળે સરિવોર......................! ૨

તારા બાપનું વાડુ મેઘુની સોરિયો-મેઘુ વાડે જાવા લાગી.
ડામોરની સોરિયો ડામોર વાડે જાવા લાગી-મેઘુની
સોરિયો ભરેલે બેહડે ફરે ભરેલી......કસેરીયે......... ૩
તારા બાપનું વાડુ-આ બેહડુ આંહથ્યું બાપની કસેરીયે
તમું હું રા જ પા ટ ક રો-રા જ પા ટ ક રે રે
ધોળકા...............ના ડામોર.................... ૪
તારા બાપનું વાડું-બેટા-બેટા તન વાડનો
કાંટો વાગ્યો હોય, તીની વાડ બાળી દઉ
આંગળી વતાડી હોય તીનો હાથ વાડી નાખુ......! ૫
તારા બાપનું વાડુ ઘેરનો ઘટવાળો વાંગ્યો હોય
તીનું ઘેર બાળી નાખુ-આંખ કાડી હોય
તીનું માથુ વાડી નાખુ........................! ૬
તારા બાપનું વાડું-ફણીની ઝાળ માથે ગી ને
સોટલીની ઝાળ પગે ગી-મારા જોડીના
બાંદમ.........કયાં ગ્યા મારા હોબહે બાંદમ્......! ૭
તારા બાપનું વાડુ-પેલો કોનો વારો સે, જેઠ
વસાકનો...વસાક બોલનાં જેઠ બોલી ઉઠયો,
દાદા, વાંજીયા આબા મેલ જે-ધોળકા બળીયા રાજમાં...! ૮

ભીલ સરદાર સીદડા ડામોરની છોકરીઓ એની બેનપણીઓ સાથે અને ઇન્દ્રદેવ એટલે મેઘ રાજાની કુંવરીઓ દરરોજ મોજાળે સરોવરની પાળે ભેગી થાય છે. ફરે છે, આનંદ મસ્તી કરે છે. અને દિવસ ઢળતાં સૌ વિખરાય છે. બન્નેની ગાઢ દોસ્તી થઈ ગઈ છે. એક બીજાની વહાલી વસ્તુઓની ખુલ્લા દિલથી આપ લે કરે છે. એવી મીઠી દોસ્તી બંધાઈ ગઈ છે, પરંતુ એક દિવસ એ દોસ્તીનો અંત આવે છે. ઇન્દ્રદેવની કુંવરીઓ અને ડામોરની છોકરીઓ વચ્ચે તકરાર થઈ. અને તેમાં ડામોરની છોકરીઓએ ઇન્દ્રદેવની છોકરીઓને ગાળો બોલી ભારે અપમાન કર્યું. બસ થઈ રહ્યું, કુંવરીઓ રડતી

કકળતી મેઘરાજા જ્યાં દરબાર ભરીને બેઠા છે, ત્યાં ફરિયાદ કરી. બાપા બાપા તમે શું રાજ કરો છો. રાજ તો કરે છે ધોળકાના ઠામોરો, એમની છોકરીઓએ અમોને ગાળો આપી અમારું અપમાન કર્યું છે. માટે ઠામોરોની સાથે પૂરેપૂરું વેર બાંધી તેમનું બેદાનમેદાન થાય, તેમને ખાવા એક કણ દાણો ન મળે, અન્ન અને દાંતને વેર થાય, પહેરવા ઓઢવાના કપડાં ન મળે, ચીંથરેહાલ દશા થાય, તેવું કરો. બાર વરસનો દુકાળ પાડી દો. તેમને પીવાનું પાણી પણ ન મળે એવું કરો તો જ તમે મેઘરાજા ખરા.

કુંવરીઓની વાત સાંભળી, મેઘરાજા ગુસ્સાથી સમસમી જાય છે. અને પોતાના સોળસેં બંધુઓને આજ્ઞા કરે છે કે ધોળકા રાજમાં ભારે દુષ્કાળ મોકલો.

## ગાયણું

ઓ, આવી ગ્યા જેઠ વસાકના દાડા નાગર નાવલિયું.
ઓ, સડી ગી હુરીની ઉનમેણ ,, ,,
ઓ, મેઘ ગાજે ને ગરડે ,, ,,
ઓ, વીજળી ઝબુકી લાગી ,, ,,
ઓ, સડી ગી હુરીનું કાયણું ,, ,,
ઓ, સડી ગી રોયણી ભોયણી ,, ,,
ઓ, મેઘ વહરતો આવે રે ,, ,,
ઓ, વહર્યો ધોળકા બળિયારાજ ,, ,,
ઓ, મેઘ વરહી ને રડાયો ,, ,,

વૈશાખ, જેઠના દાડા આવ્યા. વાવાઝોડું શરૂ થાય છે. ઉત્તર દિશાનો પવન-વંટોળ શરૂ થાય છે. આકાશમાં ધૂળની ડમરીઓ ચઢવા લાગી. અને મેઘરાજાની સ્વારી ગાજતેવાજતે આવી ચઢી વરસાદ વરસીને રહી ગયો. પશુ, પક્ષી અને કિસાનોમાં આનંદની લહેરી ફરી વળી છે.

### ગાયણું.

ઓ મારા હજારી ડામોર    નાગર નાવલિયું.
ઓ, ડામોર સારસે પૂજે રે    ,,    ,,
ઓ, ડામોર હુરો હુરાની ડુંગરીયે ,,    ,,
ઓ, બાહ બણી ગ્યો પરભાતી પોર,,    ,,
ઓ, હેડયો પોહરાનો દાટો    ,,    ,,
ઓ, હેડયો બાજરાનો દાટો    ,,    ,,
ઓ કરીયો ધર સોનાંગોળ    ,,    ,,
ઓ, બાહ ડામોર ટોપલા ભરી લીધા રે,,    ,,
ઓ, સાલી ધરસે નાગોળો    ,,    ,,
ઓ નાગોળો રોહાને મારેગ    ,,    ,,
ઓ ડામોર–હકનીયા પારખે રે ,,    ,,
ઓ કાબરસી ટિયું ટિયું બોલે રે ,,    ,,
ઓ હકનીયા નબળા થાયા રે ,,    ,,

વરસાદ ખેતીલાયક બધે થવાથી ડામોર ઘાસ પૂળા ત્રવણુમાં પડ્યા. બીજના પોસરા ખુલ્લા કરી અને બીજના ટોપલા ભરી હળ નાંગોળો લઇને ખેતી કરવા હોંશભેર જાય છે, પણ શુકન સારા થતા નથી.

### ગાયણું.

ઓ નાગોળો કાળીયાં ને ખાંધુમાં    નાગર નાવલિયું
ઓ, હોળુ જોડાવા લાગ્યા    ,,    ,,
ઓ, ડામોર સારડા નાખે રે    ,,    ,,
ઓ, સારડા વાકા વાકા જાય રે    ,,    ,,
ઓ, ડમરાણી ઓરવા લાગી    ,,    ,,
ઓ, બાહ, ડામોર હુંદો સાંઢડો નામ ,,    ,,
ઓ, ડામોર કુંદી કાળીયા ચોકે રે    ,,    ,,

ઓ, ડામોર ઓર્યાં ને ડેર્યા રે ,, ,,
ઓ, ડામોર વળતાં બહુપોરિયાં સોબ્યા ,, ,,
ઓ, બાજરો, ઓર્યોને રાહણ્યો ,, ,,
ઓ બાજરો ઉગવા લાગ્યો રે ,, ,,
ઓ, બાજરો ઘૂંટણુ ને પરમાણે ,, ,,
ઓ બાજરો હાથોળને પરમાણે ,, ,,
ઓ, બાજરો કેહડને પરમાણે ,, ,,
ઓ, બાજરો સાતિગેં આયો રે ,, ,,

ડામોર પોતાના કાળીયા ખાંકણુ નામના ખેતરોમાં બાજરી ઓરવા લાગ્યા છે. તેમાં નીંદામણુ કાઢી નાખ્યું છે અને રાત દિન બાજરી વધવા લાગી. ઘુંટણુ, સાથળ, અને છાતી પ્રમાણે મોટી થવા લાગી છે. ગળે નિંગલ આવવા લાગ્યા છે.

### ગાયણું

ઓ બાજરો ઝુકાવા લાગ્યો રે, નાગર નાવલિયું,
ઓ ની મળે વીજળી વરહાદ રે, ,, ,,
ઓ કાંઉ વરહાદના હુકનું રે, ,, ,,
ઓ પડી ગ્યો બાર વરહનો કાળ ,, ,,

પણુ વરસાદ ક્યાં છે? સૌ આકાશ સામું જુએ છે, રાત્રે તારાના દર્શન થાય છે. દિવસો કરડવા લાગ્યા. વરસાદનું ટીપું નથી. ઊભો પાક સૂકાવા લાગ્યો, નદી, કોતરના નીર પણુ સુકાવા લાગ્યાં. પશુધન ઘાસ વગર ભૂખે ટળવળવા લાગ્યા. અનુભવી માણુસો વરસાદના શુકન જોવા લાગ્યા. લોકો માટે ભારે કપરા દિવસો આવ્યા. બાર વરસનો દુષ્કાળ પડ્યો. ડામોર પાસે પોતાની મુડી હતી ત્યાંસુધી વેચી–સાટીને પોતાના કુટુંબો નિભાવ્યા. પશુધન મરવા લાગ્યા. કોઠીમાં ધાન ખૂટ્યાં. ઘરેણાંગાંઠાં વેચી ખાધા. દુકાળે ભારે કેર વરતાવ્યો.

### ગાયણ

ઓ, ડામોર ભૂકે મરે રે નાગર નાવલિયું.
ઓ, ડામોર જીવતાં ડગરાંમારીખાય ,, ,,
ઓ, ડામોર ખાંખરાં ખોદે રે ,, ,,
ઓ, ડામોર કકરાં સાઠરાં રે ,, ,,
ઓ, મારો કુકરો ડામોર રે ,, ,,
ઓ, મારો સઠરો ડામોર રે ,, ,,
ઓ, ડામોર, હાલણ ગાળ્યા ગંઠુણ ,, ,,
ઓ, ડામોર કાજ ખાઈ ગ્યા વાજ ,, ,,
ઓ, આખા વાંહડાના ગુંડા ,, ,,
ઓ, ડુંગેર ખોદી ખાઈ ગ્યા ,, ,,
ઓ, ની મળે વીજળી વરહાદ ,, ,,
ઓ, બાહ ની મળે વીજળી વરહાદ ,, ,,
ઓ, પડી ગ્યો બાર વરહનો કાળ ,, ,,
ઓ, ડામોર પડાયો કરે રે ,, ,,
ઓ ડામોર ઉંદા સાટ્વા ખૂંદે ,, ,,

ડામોરનાં કુંટુંબો ભૂખે મરવા લાગ્યાં છે. માણુસોને જીવાડવા સારુ, ઢોર મારી ખાય એવા દિવસ આવી લાગ્યા. ખાખરાંના મૂળ, ઝાજ્વા–વાજ, બધે ખોદી વળ્યાં. અન્ન અને દાંતને વેર થયાં બાર વરસ સુધી દુકાળ ચાલુ રહ્યો. ડામોરો તેથી ધોળકા છોડીને માળવામાં કુટુંબ ને લઈને જવાની તૈયારી કરવા લાગ્યાં.

### ગાયણ

ઓ ડામોર ઝીમરાંની કેહડ્યો રે નાગર નાવલિયું.
ઓ ડામોર આખા વાંહડાની ડાંગ્યો રે ,,
ઓ, ડામોર ભૂખના ભાગેલા રે ,,
ઓ ડામોર તરહના તજેલા રે ,,

ઓ વાળે ધોળકા બલિયારા રે ,, ,,
ઓ, આવું જીવાયે જાયે રે ,, ,,
ઓ, જાય, માણીક માળવે રે ,, ,,
ઓ, વાળે ખાળુ માળ દરિયાળ ,, ,,

એક વખત જાહોજલાલી ભોગવેલી, ધન દોલતથી ભરપૂર હતા તે ડામોરોની કરુણ દશા થઈ પહેરવાને પૂરતા કપડાં નહિ અને જે પહેરવાના કપડાં હતાં તે પણ ફાટેલા–ભૂખ્યા–તરસ્યા કુટુંબકબીલા સાથે ગુજરાત છોડી માળવાની ધરતીમાં જવા માટે ચાલી નીકળ્યા.

ગાયણું

ઓ વાળે મોળુ સે દરિયાળ નાગર નાવલિયું.
ઓ, વાળે ખીખું સે દરિયાળ ,, ,,
ઓ, વાળે લીલવું સરોવર ,, ,,

આમાં મોળુ અને પીળુ દરિયાળ એ રૂપક છે. કહેવાનો અર્થ કે આવા વિકટ પ્રદેશના મોટા તળાવો પસાર કરવા પડ્યા હતા.

ગાયણું

ઓ, વાળે ખંગાળી ખોળ્યો નાગર નાવલિયું
ઓ, વાળે રણુખડ વગડું રે ,, ,,
ઓ, વાળે દુપ્પડકનો દેહ ,, ,,
ઓ, વાળે એક ટંગોગો મલક ,, ,,
ઓ, વાળે રાણીસે રાજ્યુ રે ,, ,,
ઓ, વાળે વાંકીરો પાલ ,, ,,
ઓ વાળે સતરીરો વાગોડ ,, ,,
ઓ, વારે મલીયાડિટનું રાજ ,, ,,
ઓ, ડામોર, સરી ગ્યા માણીકલખ માળવે.,,

ડામોરોની વણઝાર રાત–દિન ચાલે છે; ઉત્તર ગુજરાતને રસ્તેથી ડુંગરપૂરને રસ્તે ચાલ્યા. જ્યાં રણખડ વગડુ, અને ખંગાળી ખોળ્યો. એટલે ડુંગરોની ધાર વચ્ચે ઊંડાણમાં થઇને તેમને પસાર થવું પડયું. રાણીના રાજમાં થઇને એટલે તે વખતે ગુજરાતના ભાગમાં રાણી ગાદી પર હશે. એમ માનવાને કારણ છે (સુપડકનો દેહ, કે એક ટંગીયો મલક એ રૂપક છે.)

વાગડ, અને ગલીયાકોટ–ઉપર થઈ–ઉજેણ નગરીમાં આવી પહોંચ્યા.

ધોળકાથી ચાલતા ચાલતા અને મહેનત મજૂરી કરતા કરતા માળવામાં પહોંચી ગયા.

ગાયણું

ઓ, ડામોર ભૂખના ભાંગેલા, નાગર નાવલિયું !
ઓ ડામોર, સડી ગયાં ધારની ધરતી ,, ,,
ઓ, ડામોરને પડી ગ્યાં આખુને કુંડાળાં ,, ,,
ઓ, ડામોર, ખેલણુ પરના ખેડા ,, ,,
ઓ, મારો દુધો સે વજીર ,, ,,
ઓ, મારો ગેહલો રાજા ભોજ ,, ,,
ઓ, અમો નવાસે વહતરી ,, ,,
ઓ એના ખેલણુ પરના ખેડા ,, ,,
અંઇ ડામોર પડાવે નાખ્યો ,, ,,
ઓ અમુ જીવાયે આયા રે ,, ,,
ઓ ડામોર બટિયાં વાઢે રે ,, ,,
ઓ ડામોર, મારા કૂરડીયા ડામોર ,, ,,
ઓ, દ્દા ત ડી યા ડા મો ર ,, ,,
ઓ, આવી ગ્યા વેશાખ સે જેઠ ,, ,,
ઓ, પાસુ વરહ વળ્યુ રે ,, ,,

ઓ મેઘ ગાજ્યો ને ગરૂડે ,, ,,
અર વળિયો ખેલુણુયાં ખેડામાં ,, ,,
ઓ ડામોર થાગો પરભાતી પોર ,, ,,
ઓ, ડામોર હુરાની ડુંગરીયે રે ,, ,,

ભૂખ, દુઃખ અને થાકને લીધે ડામોરના શરીર નબળાં પડ્યાં છે. આંખો ઊંડી ગઇ છે. પણ હિંમત હાર્યા નથી. સીદડા ડામોરની સરદારી નીચે સલામત ધારની ધરતીમાં આવી બધાએ પડાવ નાખ્યો.

માળવાની રાજગાદી પર રાજા ભોજ રાજ કરે છે. અને તેમના વજીરનું નામ દુધો વજીર છે.

સીદડો ડામોર, માલવપતિના દીવાન દુધાને મળ્યા. દુષ્કાળને લીધે વખાના માર્યા માળવામાં આવ્યા છે. માટે ખેતી કરવા માટે નવી જમીન કાઢી આપો તો અમો નીરાંતે જમીન સાફસૂફ કરી ને તેમાં ઝૂંપડાં બાંધીને વસવાટ કરી ખેતી કરીશું. અને અમારા કુટુંબોનું ભરણ-પોષણ કરીશું તમારી રૈયત થઇને રહીશું.

માલવપતિના દીવાન દુધાએ સીદડા ડામોરની કથની ધ્યાનમાં લઇ ખેલણપરના ખેડાની નવી જમીન કાઢી આપી. અને બે ભાઈઓ વચ્ચે બે બે બળદ આપ્યા. અને નવી વસતિ વસાવી. કાટમાલ આપ્યો, તેનાથી ઝૂંપડાં બાંધ્યાં. અને ખેતરની જમીન ખેતીલાયક બનાવવા માટે વાડ-કાંટો કરવા લાગ્યા.

વૈશાખ, જેઠ માસના દિવસો આવ્યા. અને આકાશમાં વાદળ ચડવા લાગ્યાં, અને વટોળ-વાવાઝોડા શરૂ થતાં આકાશમાં મેઘની ગર્જના સાથે વીજળીના ચમકારા થવા માંડયા.

ગાયણું

ઓ તારા બાપનું વાડુ-પડે બે બે જણાને બે
બળદ આપ્યા-પેલા રાજા ભોજ............! ૧

ડામોરને કમાયે લગાડયા, લીલણીયા બેડામાં.
ડામોરે મઝી ઓરી દીધી, નાગર નાવલિયું!
ઓ ડામોર રાડણી દીઠી, નાગર નાવલિયું!
ઓ ડામોર હાળ વાવે ડાળ નાગર નાવલિયું! ર

ઓ તારા બાપનું વાડુ-ડમરાણીઓ જાય-મેનત
મજૂરીયે દુહાળી ધાર.........મા.........! ૩

તારા બાપનું વાડુ-પછે સોરીયો, બજારે ફરે ઘુઘળી ધારે
સિનાળિયો વાણિયો, હવાડો ઘેલા હાલવા લાગ્યો.
હવાડો ખાડણિયા વનાડવા લાગ્યો.........! ૪

રાજ ભોજના હુકમથી, ડામોરોને જમીન અને બળદ આપ્યા છે તેથી તે ખેતીવાડી પર લાગી ગયા છે. કોઈએ મકાઈ ઓરી, કોઈએ સાળ વાવી છે. ડામોરની સ્ત્રીઓ અને તેમની છોકરીઓ ધાર નગરમાં મજૂરી કરવા જાય છે. એક વેપારીએ ડાંગર ખાંડવાનું કામ આપ્યું છે.

અ...ર તારા બાપનું વાડુ-હવાડો મૂહળાં આલવા
લાગ્યો પેલો સિનાળિયો વાણિયો.........!
તારા બાપનું વાડુ-સોરીઓ સોકા કુદી કુદી ખાંડે-
ઇ વાણિયો સોકા જોતો જાય-ખોબા મહકતો
જાય............!

તારા બાપનું વાડુ-કોયલી ડમરાણી કને જઈ બેઠો
સોકા જુવે-મહકરી કરે- ડમરાણી કેવા લાગી
ભૂખની ભાંગેલીઓ સે-તરહની તજેલીઓ સે.
માળવિયો ગોળ આલ-બાખડીનું ઘી અને ગઉં
નું ગરકું-રાતીયો-માતીયો થાહુ તેર તને દેહુ
સિનાળિયો વાણિયો ઊઠી પડયો-ગઉંનો કરકો
આલ્યો-માળવિયો ગોળ આલ્યો. બાખડીના
ઘિયું આલવા............

સમય સમયને તડકો છાંયો છે. ક્યાં ધોળકા રાજમાં તેમની જાહોજલાલી. ક્યાં ઇન્દ્રદેવની કુંવરીઓ સાથે બેનપણીઓ–જેમણે કોઈ દિ દુઃખ જોયેલું નહિ, તે આજે મજૂરી શોધવા લાગી.

ડામોરની છોકરીઓ અને સ્ત્રીઓ ધાર નગરીમાં મજૂરી કરવા જાય છે. છોકરીઓ દેખાવડી, સ્વરૂપવાન હતી. ત્યાં એક વેપારી– વાણિયાની નજરે આ છોકરીઓ પડી. તેની દાનત બગડી. આ બાઇઓને કામ આપવાને તેની દુકાને બોલાવી. ડાંગર ખાંડવાનું કામ આપે છે. અને મજૂરી પણ ધાર્યા કરતાં વધારે આપી. જેથી બીજે ન જતાં આ દુકાને દરરોજ કામે આવે એવી દાનતથી.

એ પ્રમાણે દરરોજ એ વાણિયાને ત્યાં ચોખા ખાંડવાની મજૂરી કરવા આવે છે. પેલા વાણિયાની દાનત બગડી ને છોકરીઓ સાથે છૂટથી બોલવા લાગ્યો. અને તેના કબજામાં લેવા સારુ લલચાવવા લાગ્યો.

પણ કોયલી ડમરાણી હોશિયાર હતી. તે વાણિયાના ચેનચાળા અને તેની મેલી મુરાદ સમજી ગઇ. તેથી, કહેવા લાગી, ભાઈ, અમે દુઃખના માર્યા પરધરતીમાં આવ્યા છીએ. ધારની ધરતીમાં વસવાટ કરી જમીન મેળવી ખેતી કરવાના છીએ. અમારા દન ન વળે ત્યાંસુધી મહેનત મજૂરી કરીશું, તમારી દૃષ્ટિએ ભલે અમે ગરીબ ભીલ બાઇઓ છીએ, પણ અમારી ઇજ્જત આબરૂનું અમને ભાન છે. અમારી જાતને નહિ વેચી ખાઇએ. તમારી દાનત અને નજર કેવી છે તે હું પારખી ગઇ છું. તું અમોને ઓળખતો નથી. આ છોરીઓ વાઘડીઓ છે. ફાડીને ખાઈ જાઉે. એટલે વાઘના બચ્ચાં છે.

પેલો કામાંધ વેપારી ન સમજ્યો ને મશ્કરી કરવાનું તેણે ચાલુ રાખ્યું. આ વાત કોયલી ડમરાણીએ ઘેર આવી ડામોરને વાત કરી. તે સાંભળતાં જ ડામોરના શરીરની રુવાટી ઊભી થઇ ગઇ. બસ મશ્કરી કરનાર વાણિયાને પરચો બતાવવા નક્કી કર્યું.

ગાયણું

તારા બાપનું વાડુ–પરભાતિ પોર થાયો. પણુ કંઈ ગ્યા, મારા હજારી ડામોર–મોસુ કતરાવીએ. આપણે જાઈએ–મીનત મજૂરિયે.
તારા બાપનું વાડુ–દન ઉગતાં મુંસો કતરાવી નાખી–માથા સોળી નાખ્યા–ધાઘરીયો–ઓઢણિયો પહેરવા લાગ્યા–મારા જોડીના બાદમ્......
તારા બાપનું વાડુ–ડામોર નીકળી પડયા રે સેલી બજારે, વાણિયો–હવાહો ઘેલા હાલવી નાખ્યા–હવાહો ખાંડણિયા વતાડી દીધા રે હવાહો ખાંડણિયા...
તારા બાપનું વાડુ–સિનાળિયો વાણિયો જોતો હીંડે ને જોતો ફરે–સોકા ફોલતો ફરે–પલાથિયે બહતો હીંડે મારો.
સીદડે ડામોરે ધાણીના ખૂંટ હરખૂ મૂહળુ લીદુ રે–મૂહળુ ખાંડે
તારા બાપનું વાડુ–સિનાળિયો. વાણિયો, સોકા જોતો હીંડે–સોકા ફોલતો હીંડે નયણાં હાલતો જાય–તારા અવલ નથી......
મારા જોડીના બાદમ્......સીદડે ડામોરે કૂટી માર્યો રે.

કોયલી ડમરાણીની પેલા બદદાનતી વાણિયાની વાત સાંભળી સીદડો ડામોર અને તેના આગેવાનો રાત્રે ભેગા થયા. અને આવતી કાલે કોઈ છોકરી કે સ્ત્રી મજૂરી કરવા જાય નહિ, તેમને બદલે આપણા જુવાનો વેશ બદલીને જાય એવું નક્કી કર્યું. બીજે દિવસે ખરી ખાતરી કરવા ડામોરોએ સંપ કરી સ્ત્રીઓનો પોશાક ધારણ કર્યો. અને જે વાણિઓ દરરોજ મશ્કરી કરતો હતો અને છોકરીઓની આબરૂ લેવાની તજવીજમાં હતો તેની દુકાને પહોંચી ગયા.

જુવાન છોકરાઓ ખરેખર પહેરવેશથી સ્ત્રી છે કે પુરુષ તે પારખી શકાતું નહોતું. કેટલાક લાજ તાણેલી હતી તેથી મોઢાં જોઈ શકાતાં નહોતાં. તેથી પેલો વાણિયો પારખી શકયો નહિ, એ તો દરરોજની જેમ; કાંગરની ભરેલી ગુણો વખારમાં બતાવવા લાગ્યો. અને ચોખા

ભાગે નહિ તેવી રીતે ખાંડણિયામાં ખાંડવાની સૂચના આપવા લાગ્યો. અને ઠઠ્ઠા મશ્કરી ને ચેનચાળા શરૂ કર્યા. આથી ડામોરોને પાકી ખાતરી થઈ કે કાલે જે કોયલી ડમરાણીએ વાત કરી તે સાચી નીકળી. બસ તેમને તો ખાતરી કરવી હતી. કારણ કે પરદેશમાં ખોટી રીતે કોઇને હેરાન ન કરવું. પણ અપમાન તો સહન ન કરવું તેમ જ સ્ત્રી અને છોકરીઓની ઇજ્જતનું રક્ષણ કરવું એ પણ તેમની ફરજ હતી. તેથી પેલા કામાંધ માણસ બીજે દિવસે કોઇ મજૂર બાઈ સામે નજર ન કરી શકે તે માટે એવો સરસ મેથીપાક આપ્યો કે તેની જિંદગીમાં એ ભૂલી ગયો.

બૈરાંએ તેને માર્યો તેથી પોતાની આબરૂ જાય તે માટે આ વાત તે કોઈને કરી શક્યો નહિ!

### ડામોરોના વળતા દાહડા થાય છે

#### ગાયણું

ઓ, ડામોર કમાયે લાગ્યા રે નાગર નાવલિયું.<br>
ઓ, ડામોર કૂદીને ઓરે રે ,, ,,<br>
ઓ, ડામોર ખીલણુ પરના ખેતામાં ,, ,,<br>
ઓ, ઓરે મકીયું ના બીજ ,, ,,<br>
ઓ, વાવે મુસાળી હાળો ,, ,,<br>
ઓ, ડામોર ઓર્યા તે ડોર્યા ,, ,,<br>
ઓ ડામોર મકીયો જબરીયો નીકળીયો ,,<br>
ઓ, મકીઓ ઘુંટણુ પરમાણે ,, ,,<br>
ઓ, મકીઓ હાથોળ ને પરમાણે ,, ,,<br>
ઓ, ની મળે જીવને કવા ,, ,,<br>
ઓ, મકીઓ કેહડને પરમાણે ,, ,,<br>
ઓ, મકીઓ કાપી સે આવ ,, ,,<br>
ઓ, મકીઓ સાતીને પરમાણે ,, ,,

ઓ, મકીઓ ગળે સે નગલ ,, ,,
ઓ, મકીઓ માથા સે ઝબેળ ,, ,,
ઓ, મકીઓ જુરહાટી નીકળી ,, ,,
ઓ, મકીઓ દોડા જબરા બડા ,, ,,
ઓ, રાડે તાણુ તાણુ દોડા ,, ,,
ઓ, ડામોર માળા ને વાંદે ,, ,,
ઓ, ડામોર ફૂડા કામડા પડે રે ,, ,,
ઓ, ડામોર રખવાળી કરે રે ,, ,,
ઓ, મકીઓ જબરીયો પાકી રે ,, ,,
ઓ, ડામોર મકીઓ વાડવા મંળ્યા રે ,, ,,
ઓ, ડામોર મકીઓ વાડી પરવાર્યા ,, ,,
ઓ, ડામોર હાળો સાતી પરમાવ્યુ ,, ,,
ઓ ડામોર હાળો પાકી પરવારી રે ,, ,,
ઓ, હાળો વાડી લીધી રે. ,, ,,

માળવાની ધરતી ઉપર મેઘરાજાએ મહેર કરી, ગાજવીજ સાથે વરસાદ શરૂ થયો. વર્ષાઋતુનું શુભ આગમન થયું. જીવ જંતુ, પશુ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિને શાન્તિ વળી. ખેડૂતો આનંદથી હોંશે હોંશે સાંથીડા જોડી ખેતી કરવા લાગ્યા.

સરદાર સીદડો ડામોર અને એના બાંધવો નવી ધરતીના બેલસુ પરના ખેડામાં વાડ કાંટા કરી, ખુટડા કાઢી સાફ કરેલી ધરતી પર આનંદથી મકાઈ અને ડાંગરના પાકનું વાવેતર કરવા લાગ્યા. નવી જમીન હોવાથી મકાઈ અને ડાંગરનો પાક જોઈને નજર ઠરવા લાગી.

મકાઈ વાડી કુટીને પોરસા ભર્યા. સાળો મસળીને ઢગલા કર્યા. ખળામાં પાકના જ્યાં જુઓ ત્યાં ઢગલા ઢગલા ! પ્રભુકૃપાએ ડામોરોના દિવસો વળ્યા. શિયાળુ પાક એટલે રવિપાકમાં ઘઉં ચણાનો પાક પણ બહુ સારો ઉતર્યો. ડામોરો ઉપર આવેલી આફત દૂર થઈ. વરસ પછી વરસ તેમની ચડતી થવા લાગી.

સીદડાએ પંચકલ્યાણી ધોળી સફેદ ઘોડી રાખી. ઘોડેસ્વારીનો પણ એટલો જ શોખીન. નિશાનબાજી અને તીરંદાજીમાં તે હોશિયાર હતો. ઘોડી ઉપર ચઢી પોતાના બાંધવો સાથે તે શિકારે નીકળી જતો. શિકાર કરવામાં પણ પાવરધો. કેટલીકવાર એકલો ઘોડેસ્વાર થઈ ને નીકળી પડતો.

· સોનેરી ભમ્મરીયા વાળના પટા છે. માથે ડેરી પાઘડી બાંધેલી છે. વાંકડી મૂછો છે. જુવાની ઢળી ગયેલી છે. પણ ભારે તેજસ્વી.

## ગાયણું

| | | |
|---|---|---|
| ઓ, ડામોરં, દાહડા વળ્યા રે, | નાગર નાવલિયું. | |
| ઓ, ડામોર સીકારે સડયો રે | ,, | ,, |
| ઓ, વાણિયેણુ મોજાળે સહીત્રા રે | ,, | ,, |
| ઓ, વાણિયેણુ પાણી જાવા લાગી | ,, | ,, |
| ઓ, ડામોર સૂંટલો ઓળ્યો રે | ,, | ,, |
| ઓ, ડામોરે હુનાનો વાળ નાખ્યો રે | ,, | ,, |
| ઓ, નાખ્યો સમદરની ખીટયુમાં | ,, | ,, |
| ઓ, પડીકુ ઓરમા વાણિયેણુના ખોળામાં,, | | ,, |
| ઓ, પડીકું સોડીને ભાળ્યું રે | ,, | ,, |
| ઓ, બાપ રૂ, રૂ, હુનાના વાળવાળાને | ,, | ,, |
| ઓ બીજા મારા ભાય ને બંધ | ,, | ,, |

ડામોરના દિવસો વળ્યા છે. આનંદ ઉલ્લાસથી રહે છે. સીદડો ડામોર, ઘોડી ઉપર બેસીને શિકાર કરવા જાય છે. ત્યાં રસ્તામાં તળાવ છે ત્યાં ઘોડી ઉપરથી ઉતરી ઘોડીને પાણી પાઈ એક ઝાડ નીચે બેસીને માથાના પટાના વાળ ઓળાવી, કાસકામાંથી વાળ કાઢી, પડીકી વાળી, જમીન પર નાખી દે છે અને પછી ત્યાંથી આગળ જંગલમાં જાય છે અને શિકાર કરી પાછો ઘેર આવે છે.

તળાવને આરે વરમા નામની એક વાણિયણ પાણી ભરવા આવે છે. ત્યાં પેલા વાળ ઓળાને ફેંકી દીધેલી પડીકી પેલી બાઈની નજરમાં પડે છે. તેણે પડીકી વીણી લીધી. ખોલીને જોયું તો સોનાના વાળ, વરમા વાણિયેણ વિચાર કરે છે. ભારે વિચારમાં પડી. શું આ ખરેખર સોનાના વાળ છે ? કોઇ માનવીના વાળ હોવા જોઇએ, ત્યાં દૂર એક ઘોડેસવાર જતો જોયો. બસ, મનમાં ગાંઠ વાળી કે આ સોનાના વાળવાળા નરને મારે શોધી કાઢવો ને રહું તો તેના જ ઘરમાં. બીજા મારા બાપ અને ભાઇ. એ પ્રમાણે તેણે પાકો વિચાર કરી લીધો. ને જેમતેમ પાણી ભરીને તે ઘેર આવી.

ગાયણું

ઓ, બાપ વરમા જોવા પડી રે, નાગર નાવલિયું.
ઓ, જોએ ખેલણીયાં ખેડામાં રે ,, ,,
ઓ, ડામોર જોઇ જોઇ કાઢ્યો રે ,, ,,
ઓ, ડામોર, હાથ જોડી ઊભો રે ,, ,,
ઓ, નાનો મોટી બૂહન ,, ,,
ઓ, ડાહી ને જોવાન ,, ,,
ઓ, વરમા માથું માથું દે રે ,, ,,
ઓ, ડામોર પાસા પાસા ઓઢરે રે ,, ,,
ઓ, ડામોર નીરે બંધાયા રે ,, ,,
ઓ, ડામોર નાહવા લાગ્યા રે ,, ,,
ઓ ડામોર હંતાવા લાગ્યા રે ,, ,,
ઓ, રાંડ ગોઢી ગોઢી માર હે ,, ,,
ઓ, રાંડ પાડી પાડી માર હે ,, ,,
ઓ, રાંડ રાવળાંમાં સડાવ હે ,, ,,
ઓ, ડામોર આરીમાં ની આયા રે ,, ,,
ઓ, ડામોર આરીમાં ની આયા રે ,, ,,

ઓ, ડામોર નીની ધીર્યા રે ,, ,,
ઓ, વરમાએ માથુ કાઢયું રે ,, ,,
ઓ, હૂવું સીદડાના ખોળામાં ,, ,,
ઓ, વરમા પાસી વળી રે ,, ,,
ઓ, વરમા મનમાં એ ઘાટ ,, ,,

એ સોનેરી વાળ ધારણ કરનાર વીર પુરુષને શોધી કાઢવાની વરમાને તાલાવેલી લાગી. તેણે જેમ તેમ પાણીનું બેડુ ભર્યું ન ભર્યું ને તે ઉતાવળી ઉતાવળી ઘેર આવી પાણીનું બેડુ ઘેર ઉતારી એ તો ચાલી નીકળી છે. બાવરી બની ગઇ છે.

એ તો શોધતી શોધતી નવા વાસમાં ખેલણપરના ખેડામાં આવી પહોંચી.

સીદડો ડામોર ઢોલીડો ઢાળીને નીરાંતે બેઠો છે. માથા પરની પાઘડી ઉતારી ખીંટીએ ટીંગાડી છે.

માથાના સોનેરી વાંકડીયા વાળ સુંદર શોભી રહ્યા છે; વરમા એ નખશિખ નિરખી રહી છે. તેણે જોઇને નીચી નજર કરી કહેવા લાગી, તમારા સોનેરી વાળ નિરખીને તમારે બારણે આવી છું ને મારે એ સોનેરી વાળવાળા નર પુરુષને રહેવું છે !

સીદડો ડામોર, આ બોલ સાંભળી ખાટલા ઉપરથી ઊભો થઇ ગયો ને બે હાથ જોડી તે વરમાને કહેવા લાગ્યો. બહેન મારે તો મારી સ્ત્રી સિવાય બીજી બધી નાની કે મોટી-ઘરડી કે જુવાન, એ બધી સ્ત્રીઓ મારી મા બહેનો છે. બહેન તમે આવું મા બોલો. તમને પગે લાગું તમે તમારે ઘેર જાઓ–પણ વરમા ત્યાંથી ખસતી નથી. અને બળજબરાઇથી પણ રહેવાનો આગ્રહ કરે છે. ને નીચે પ્રમાણે ગીત ગાવા લાગી.

ડામોર ધોળે ઘોડે અસવાર રે ડામોર બડો સોખીતો.
ડામોર તારે ને મારે માયા લાગી રે ,, ,, ,,

ડામોર તારો ને મારો જીવ એક, ડામોર ખરો સોખીતો.
ડામોર કેડયાં કટારી બાંધી રળ રે. ,, ,, ,,
ડામોર કેડયા કણુંદારો જળમળ રે. ,, ,, ,,
ડામોર હાથા ભોરીલાં જળમળ રે. ,, ,, ,,
ડામોર કાને કડોરા જળમળ રે. ,, ,, ,,
ડામોર હાથુમાં તરવાર્યો ભલી ભાતરે. ,, ,, ,,
ડામોર ઢાલ્યા ઢળકતી ભલી ભાત રે. ,, ,, ,,
ડામોર વાંકડીયા પટા ભલી ભાત રે. ,, ,, ,,
ડામોર ઘોળે ઘોડે અસ્વાર રે. ,, ,, ,,

આ પ્રમાણે વરમા સીદડા ડામોરનાં વખાણ કરે છે. ને તેને મોહિત કરવા માટે ભારે પ્રયત્ન આદરે છે. પણ સીદડો ડામોર મીણનો માનવી નહોતો તે પીગળી જાય. તેનું ચારિત્ર્ય ઘણું ઉંચુ હતું તે પોતાની સ્ત્રી સિવાયની બીજી બધીને મા, બહેને સમાન ગણતો આવ્યો હતો. તે પોતાના ચારિત્ર્યને આંચ ન આવે તેની ખાસ કાળજી રાખતો હતો અને તેને માર્ગે બીજા ડામોર ચાલતા હતા.

વરમાને સીદડા ડામોરે હાથ જોડીને કહ્યું'તું, મારી બહેન છે તું તારે ઘેર ચાલી જા. પણ વરમા ત્યાંથી ખસતી નથી. એટલે સીદડો ડામોર ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો અને વરમા જુએ નહિ તેમ બીજા એક ઘરમાં જઇને બેસી ગયો. કારણ આ બાઇ ખોટી રીતે ફસાવી રાજદરબાર ચઢાવશે ને આખા રાજમાં આપણી બેઆબરૂ કરશે ને લોકોમાં વાયકા ફેલાશે કે ડામોરોએ વાણિયણને ઘરમાં ઘાલી છે. માટે તેને સમજાવી પટાવીને મોકલી દેવા પોતાના સાથીઓને સીદડે કહ્યું.

છેવટે ડામોરોએ વરમાનો એક પણ બોલ ઝીલ્યો નહિ તેથી ત્યાંથી રીસની મારી ઊઠીને બોલી કે "ઘેર આવેલી લક્ષ્મીને સીદડા તું પાછી વાળે છે. પણ તારા ટેકને હવે હું જોઈ લઇશ. તું કેવો મોટો સતવાદી છે." એટલું બોલીને તે ચાલી ગઈ !

આ વાત વિસારે પડી છે. સીદડો ડામોર પોતાની ધોળી ઘોડી ઉપર સ્વાર થઇ જંગલમાં શિકારે જાય છે. આવે છે—સીદડો ડામોર પેલી વરમાની વાત ભૂલી ગયો છે.

એક દિવસ જંગલમાં શિકાર રમીને સરદાર સીદડો ડામોર અને તેના સાથીદારો સાથે મારતે ઘોડે પાછા વળે છે. ઉનાળાના દિવસ છે. તરસ ખૂબ લાગી છે. પાણી મળે તો તે પીવાની ભારે ઇચ્છા છે, એટલામાં સામેથી એક બાઈ કૂવા પર પાણી ભરે છે. સીદડા ડામોરે ઘોડા કૂવા તરફ વાળ્યાં. કૂવા પાસે જઇને પેલી બાઇને સીદડો ડામોર કહે છેઃ બહેન પાણી પાશો? ભારે તરસ લાગી છે. પેલી બાઇ પારખી ગઈ, આ જ પેલો સીદડો ડામોર, તેણે મોઢા પર છેડો વાળ્યો. અને પિત્તળનો ઘડો ભરીને સીદડા ડામોરના સાથીને આપે છે. સીદડાએ અને તેના સાથીદારોએ પાણી પી તૃષા છીપાવી. ઘડો બાઇને પાછો આપ્યો. બાઇએ પાણી ભરી બેડું માથે લીધું. અને સીદડો ડામોર અને તેના સાથીદારો ઘોડા ઉપર સ્વાર થાય છે. ત્યાં તે ઉતાવળી આવીને તેમની આગળ બેડું પછાડયું. ને કહેવા લાગી," હું સાખી છાતીએ તારે ઘેર આવી પણ મને નહિ રાખી! પણ આજ તારું વેર લઉં છું." એટલું બોલી એ તો ખાલી બેડું લઇને ચાલતી થઇ.

ગાયણું

ઓ, વરમા પાણી ભરવા ચાલી નાગર નાવલિયું.
ઓ, સીદડો, ઘોડીલો ભીડયો, ,, ,,
ઓ, સીદડો શિકારે સડગો ,, ,,
ઓ, સીદડો તરસે સે સિંહ, ,, ,,
ઓ ખૂન પાણી પીવા આસ, ,, ,,
ઓ, વરમા પાણી આલવા લાગે ,, ,,
ઓ, સીદડો પીવા પીવા લાગે ,, ,,
ઓ, વરમા બેડું ફગોટી નાઠી, ,, ,,

> ઓ, વરમા કસેરીએ સાલી નાગર નાવલિયું
> ઓ વાણિયણુ કસેરીએ સાલી ,, ,,
> ઓ, સીદરો સિનાળા કર્યા રે ,, ,,
> ઓ, દુદે દુદલી ભીડી રે ,, ,,
> ઓ ગેહલ. ગેહલી ભીડી રે ,, ,,

વરમા રાજા ભોજની કચેરીમાં આવી પહોંચી. અને ડામોરોને ફસાવવા સારુ, ફરિયાદ કરી કે સીદરા ડામોરે મારી ઇજ્જત પર હાથ નાખ્યો છે; અમો તમારી દીકરીની ઉપર આમ ધોળે દિવસે લાજ લુંટાય તો પછી અમારુ રક્ષણ કોણ કરે ? નવી વસતિના ડામોર લોકો ભારે તોફાની અને બાઇ-બહેનોની ઇજ્જત આબરૂ ઉપર હાથ નાખે છે. હવે તો તમે જ અમારુ રક્ષણ કરો. એમ કહીને એ તો રડવા લાગી. એણે પૂરેપૂરુ ચરિત્ર દાખવ્યું.

રાજા ભોજે અને એના દીવાને વાત સાચી માની લીધી.

દુધા દીવાને ઘોડો ભીડયો. સાથે ચાર ઘોડેસ્વાર લીધા છે. ચાલ્યા ખેલણપરના બેડામાં

> ઓ, ડામોર વના સે હથિયાર નાગર નાવલિયું.
> ઓ, આવજો ભરી રે કસેરીયે ,, ,,
> ઓ, તમૂને એક એક આલહું ,, ,,
> ઓ, વનારે હથિયાર આવજો ,, ,,
> ઓ, હાથ હલાવતા આવજો ,, ,,
> ઓ ડામોર ભરી સે કસેરી ,, ,,

પ્રધાને યુક્તિ વાપરી. ડામોર એક સંપવાળા છે. ખોટી ધાંધલ ન થાય તે માટે ડામોરોને સંદેશો કહ્યો કે તમો નવી વસતિના માણસો ઉપર રાજા ભોજ ખુશ થયા છે. તેથી દરેકને એક એક ઘોડાનું ઇનામ આપવાના છે. માટે કોઇ ઘેર ન રહેતા બધા દરબારમાં આવે. દીવાન અડધે રસ્તેથી પાછા વળ્યા.

ઓ, ડામોર ઘેરી ઝાંપા દઇ દીધા નાગર નાવલિયું.
ઓ ડામોર ને હાથ બાંદી લીદા. ,, ,,
તારા બાપનું વાડુ-ડામોર કસેરીયે ભરાયા,
બહવા લાગ્યા રે મારા હજારી ડામોર.........!
ડામોરોને હાથ બાદી લીદા-કિલ્લા પાડી સણી દીદા,
એ ધુધાળા ધારમાં............!
તારા બાપનું વાડુ ડામોરોને ધારમાં સણી દીદા સે, પણે
સીદડા ડામોરને ઘેરી ને ઝાંપે સણી દીદો. ધુધાળા
ધાર............મા............
તારા બાપનું વાડુ દુદલે દુદલી ભીડી, ગેહલે ગેહલી
ભીડી-જાય પડયા ખેલણિયા ખેડામાં............
અરે તારા બાપનું વાડુ-ગાજણિયુંના ગાભ કાઢયા
ડામોરૂને ખૂદી માર્યા............

રાજાનો સંદેશો અને તે ખુદ દીવાન કહેવા આવ્યો. એટલે સીદડો ડામોર, એમના બધા ભાઇઓને લઇને હોંશભેર ઘોડાના ઇનામ મેળવવા રાજાના દરબારમાં આવી પહોંચ્યા.

પેલી વરમા વાણિયેણના કાવતરાની અને જુઠ્ઠી ફરિયાદની ડામોરોને ખબર પડી નહિ. સર્વ ડામોરે કિલ્લાના દરવાજામાં પ્રવેશ કર્યો ને સીધા રાજ દરબારમાં તેમને દાખલ થતાં તુરત દરવાજા બંધ થયાં. ડામોરના ટોળાને જોતાં જ લશ્કરના માણસો તેમને ઘેરી વળ્યા. રાજાએ હુકમ કર્યો કે આ બધાને જીવતા ને જીવતા આ ધાર નગરીના કિલ્લામાં ચણી દો.

ડામોર છેતરાયા. સીદડો ડામોર હાથ જોડી કેવા લાગ્યો. બાપુ અમારો શો ગુનો છે. તમારી રૈયત છીએ. આવું કેમ કરવું પડયું. કંઈ સમજાતું નથી. પણ કોણ સાંભળે ? "રાજા વાજા ને વાંદરાં" ! બસ રાજાનો હુકમ થતાં જ બધા ડામોરોને લશ્કરે ઘેરી વળીને બાંધી દીધા. ને જોતજોતામાં ધારના કિલ્લાના પથ્થરો પડવા લાગ્યા અને

સપાટામાં જીવતાં ને જીવતાં કિલ્લામાં ચણી દેવાયા. કરુણ દશ્ય ખડુ થયું. નગર આખામાં હાહાકાર વર્તાઈ રહ્યો.

બીજી બાજુ ડામોરોના વાસને ઘેરી લીધો અને લશ્કરના માણસોએ સ્ત્રીઓ ઉપર ભારે જુલ્મ કર્યો. જેનાથી ભગાય તેટલાં ભાગ્યાં. સંતાયાં. જ્યાં જુઓ ત્યાં કાળો કકળાટ. ભારે કરુણાથી ધરતી પણ રોવા લાગી.

ઓ, ડામોર ખૂંદી ખૂંદી માર્યા નાગર નાવલિયું.
ઓ, ડામોર, મારી કુટયાં માર્યા ,, ,,
ઓ, ડામોર, સતિયા દેવાયા ,, ,,
ઓ, ડામોર, દુનિયાના દીવા ,, ,,
ઓ, મટાડજો દુઃખીયાના દુઃખ ,, ,,
ઓ, આલજો જીસડિયે જહ ,, ,,
ઓ, આલજો હિયાનો હડદો ,, ,,

એક ભીલ સરદાર સીદડે પોતાનો ટેક ન મૂકયો. ને શુદ્ધ ચારિત્ર્યને આંખપ આવવા દીધી નહિ, વરમાને પોતાની ધરમની બેન કહી, પોતાની મા સમાન ગણી. તે પોતે સામી છાતીએ મોહિત થઇને ચાલી આવી. પણ શુદ્ધ ચારિત્ર્યવાન સીદડાએ તેને બહેન કહી પાછી કાઢી તેનું વેર તેણે લીધું. ડામોરો વીરને શોભે એ રીતે કિલ્લામાં ચણાઈ ગયા. ને દેવતારૂપ બની ગયા.

ભીલોમાં લોકવાયકા છે કે ધારના કિલ્લામાં ભીલને અંદર જવા દેતા નથી. એવી દઢ માન્યતા છે. ડામોરાના સતથી ધારનો કિલ્લો ધ્રૂજે છે એવી લોકોક્તિ છે.

આજે એ ધારનો કિલ્લો ડામોરોની શૂરવીરતા અને સત્ય ખાતર બલિદાન થઈ જનારાનો સાક્ષીરૂપ ઊભો છે.

*

# ૧. જસમા અને સિદ્ધરાજ

સંપાદક :

**શ્રી. જોરાવરસિંહ ડી. જાદવ એમ. એ.**

**શ્રી. સજ્જનકુમારી જે. જાદવ.**

ગરવી ગુજરાતના સીમાડા તપાસો. લોકસંસ્કૃતિની સોડમ એની માટીના એક એક કણમાં મહેકી રહી છે. હરિયાળાં ખેતરો, નાચતા મસ્ત મયૂરો, લીલી લીલી ધ્રો ચરતાં હરણ અને કાળિયાર, વૃક્ષોની વનરાજિમાં મીઠા સાદે ટહુકતી કોયલડી, ખળખળ નાદે વહેતા વેંકળા અને ઝરા એ પ્રકૃતિ સૌંદર્યના પારણામાં ઝૂલતાં આવેલાં આપણા લોકગીતોએ શૂરવીરોના શૂરાતન અને સતીઓનું સતીત્વ ઝીલીને આપણી સંસ્કૃતિ પર સુંદર પ્રકાશ પાડ્યો છે.

ચાલો ગુજરાતના એ સીમાડે કે જ્યાંથી આ કથાગીતને વસ્તુ મળ્યું છે; જે ભૂમિએ આ લોકગીતને જન્મ આપ્યો છે તે છે અણહિલપુર પાટણ.

'પ્રબંધ ચિંતામણિ' કહે છે કે આજથી ૯૦૦ વર્ષ પૂર્વે ગુજરાતના મહાપરાક્રમી રાજા સિદ્ધરાજ જયસિંહના વખતમાં પાટણ શહેરમાં સમૃદ્ધ જાહોજલાલી હતી.

એકવાર સિદ્ધરાજે માળવા ઉપર ચડાઈ કરી. માળવાનો ઘેરો બાર વર્ષ ચાલ્યો. એ સમય દરમ્યાન પાટણના લોકોને પીવાના પાણીની મુશ્કેલી પડી અને મહાસરોવર ખોદાવવાનો નિર્ણય કરીને સરોવરની પાળ ઉપર શિવના (એક સહસ્રને આઠ) શિવલિંગો અને ૧૦૮ દેવીનાં મંદિરો બાંધવાનું નક્કી થયું.

આ સહસ્રલિંગ સરોવરનું ખોદકામ શરૂ થયું. આ કાર્ય જેમ બને તેમ જલ્દી પૂરું કરવાનું હોઈ દેશદેશાવરમાંથી ઓડ લોકોને તેડાવવામાં આવ્યા. માળવાના ઓડ પણ ગુજરાતમાં આવ્યા. તેમણે તળાવકાંઠે જ મુકામ રાખ્યો. આ ઓડના ટોળામાં રૂપરૂપનો અંબાર,

આસમાનની પરી જેવી જાજ્વલ્યમાન નારી તે જસમા ઓડણી હતી. સિદ્ધરાજ એકવાર તળાવનું ખોદકામ જોવા માટે આવ્યા. તેમની નજર જસમા ઉપર પડી.

આ છે આ કથાગીતનું જન્મસ્થાન. અહીંથી લોકકવિ પોતાની કલ્પનાને રંગબેરંગી છાંટણાંથી અને મનોરમ અલંકારોથી સજાવે છે. કવિ પ્રસ્તાવનારૂપે ગીતની ભૂમિકા બાંધે છે.

> ગાજે પાટણપુરમાં ગરવો ગુર્જરનો ધણી રે !
> સાચો સજાણો પેલો સોલંકી સિદ્ધરાજ.
> જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે !
> તેણે લોકો કાજે વાવ કૂવા બંધાવિયાં રે !
> મોટા માનસરોવર દેવળ ધર્મ વિશાળ,
> પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવિયાં રે !
> તેણે પાટણપુર પાસે એક સરોવર આદર્યું રે !
> ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક,
> નાખે ઓડણો મટોડાં માથે લઈ પળું રે,
> માટી લેતાં જસમા ઝૂલાવે નિજ બાળ,
> સાદે વેશે ફરતા રાજાએ દેખી પરી રે,
> જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર.

આવી રૂપાળી બાળા પ્રત્યે સિદ્ધરાજના દિલમાં સહાનુભૂતિના સૂર ઊઠયા. તેણે જસમા પાસે જઇને શું કહ્યું ?

> પાસે જઇને રાજા કહે સુણ સુંદરી રે !
> માટી વહેવાને આ કોમળ કાયા નથી કરી રે !
> પાળયે બેસીને તું રીઝવ તારું બાળ !
> બીજી ઓડણો છો કામ કરે તારાવતી રે.

ત્યારે પરસેવાની રોટી કમાનાર શ્રમજીવી સ્વમાની નારીએ કેવો પ્રત્યુત્તર વાળ્યો ?

જસમા કહે છે રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં અંગે વાધે રોગ;
મારા દા'ડા નવરા બેસે નવ જાય રે.

સિદ્ધરાજ ફરીવાર મુખ પર સ્મિત લાવી કહે છે:—

જસમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગરજનો તું આવીને જો રે!
પાટણપુરની શોભા હું તુજને કહું કથી રે,
નગરે અંધારી શેરી ને ઊંચી મેડિયો રે!
તેમાં માણુસ આડે ચાલ્યાનો નહીં માગ!
જાણે ઉનાળે ઉભરાતી દેખું કિડિયો રે!
જસમા માણુસ દેખીને બહુ શું ઘેલી બને રે!

સ્વમાની પતિવ્રતા નારી આ સહન કરી શકતી નથી. અને ગરવી ગુજરાતના મહારાજાને પણ સણસણતો જવાબ પરખાવી દે છે.

તારા હલકા મનમાં ઊઠે છે હલકા ઘાટ,
ન કળે ખાખરની ખિસકોલી સાકરના સ્વાદને રે.
રાજા મેલા મન માણુસના મેલા શહેરના રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ.
મેલા ઝરણુ તણા જીવો તે જીવે ઝેરમાં રે!

સિદ્ધરાજની સમજાવટ આગળ વધે છે, કવિ તેના મોંમાં નગરનું વર્ણન મૂકે છે.

જસમા રાજાના દરબાર તેં દીઠયા નથી રે!
તેના બાગબગીચે ખીલે ફૂલ ગુલાબ.
મોટા હોજ, ફુવારા આવે જોરથી રે!

કુદરતી સૌંદર્યને પારખનાર, સાચા સૌંદર્યનું ઉપાસક જસમાનું હૃદય નગરની કૃત્રિમતા સામે પોતાનો રોષ ઠાલવતાં કહે છે—

રાજા જંગલ આગળ બાગબગીચા ધૂળ છે રે.
જેવો સૂરજ આગળ તારાનો ઝળકાટ રે.
મારા જંગલની મોજો તો મોંઘા મૂલની રે.

નગરનિવાસી રાજા પોતાની નગરીના ગુણગાન ગાતા થાકતો જ નથી. તે આગળ કહે છે.

જસમા જંગલની વાતો તું આજ વિસારજે રે.
મીઠા નરઘાને સારંગી કેરા સુર,
ગાયન સૂણવાને કાજે તું મહેલ પધારજે રે.

બંને વચ્ચે વાર્તાલાપ આગળ ચાલે છે. જસમા કહે છે કે તારી સારંગીમાં શું છે?

રાજા નવ રીઝુ તારી સારંગી કેરા સૂરથી રે!

હે રાજા! તારે સંગીતના જાદુ જો જોવા જ હોય તો જો આ રહ્યા.

મેના, મોર, બપૈયાથી રેલ્યા છે મુજ કાન રે!

રાજા બીજું આકર્ષણ બતાવતા કહે છે કે—

ઓડણ આવે તો ઉતારું મેડી માળિયે રે!
રહેજો મિત્ર, સહોદર સર્વ સંબંધી સાથ.
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશું રે!

પણ જસમા લાચાર છે, પોતે જ કહે છે કે—

મારે ઓડણને ઊતરવા જોઈએ ઝૂંપડી રે!
મેડી માળે ચડતા મુજને આવે ફેર.
પડતા પગ ભાંગે ને કાયા થઈ જાય કુબડી રે!

રાજા ભોજનનો આગ્રહ કરે છે—

ઓડણ આવો તો પિરસાવું મેવા ચુરમા રે!
ઝૂલે હાથી, ઘોડા ગુર્જરપતિને દ્વાર,
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાં રે.

જસમા કંટાળીને જવાબ આપે છે. હે રાજા ! ભલા થઇને મને મારું કામ કરવા દો. મારે મેવા કે સુરમા નથી જમવા. તમારા સુરમા ને મેવા તમને મુબારક.

મારે ઓડણને વાળુ જોઇએ ઘેંસના રે.
રાજા શું છે મારે હય હાથીનું કામ રે.
દહીં ને દૂધ મારે ભૂરી ભેંસના રે.

આમ મેડી, માળિયા, સુરમા, મેવા, હાથી, ઘોડા અને અંતમાં રાજા એક વધુ પ્રલોભન આપે છે.

ઓડણ માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાના શણગાર,
આવી કંચન વરણી કાયા પર શોભશે ઘણાં રે !

મારે હીરા, માણેક, મોતી કે સોનાના શણગાર એ કશું જ જોઈતું નથી. એ તમારા ઝનાનખાનામાં પુરાઈ રહેતી રાણીઓને બતાવીને રીઝવજો. મારો શણગાર તો..........

છાયલ ટકશે આછા સાળુ ફાટી જશે રે.
નાખું ઘાસ ચણોઠી કંઠીનો કંઠે હાર.
પહેરું ફૂલતણી માળા તો પરણ્યો રીઝશે રે.

પતિવ્રતા નારીનો આવો સુંદર જવાબ સાંભળીને રાજા મુગ્ધ બનીને તેની સમજણશક્તિ પર વારી જાય છે. અને પૂછે છે કે હે જસમા !

કહે તું મુજને કેવો છે તારો પતિ રે !
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખિયો આ જગમાં બીજો નથી રે.

જસમા હસતી હસતી ગૌરવભેર પોતાના પતિ તરફ આંગળાથી ઇશારો કરતાં કહે છે કે જુઓ તો ખરા, કેવો રંગીલો ભાયડો છે !

પેલો કેડય કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળિયામાં બહોકે છે મદ્દ ફૂલ,

જેના કોદાળીના ઘા થી ધરતી ધ્રુજતી રે
જો કામ કરતા એ ન્યાળે તારા ભણી રે.

ત્યારે રાજા જસમાના મનમાં સંદેહ ઊભો કરવા માટે યુક્તિપૂર્વક કહે છે :

એને મનમાં તારો પૂરો નહીં વિશ્વાસ,
તારી ખૂઝ ન જાણે જસમા એ તારો ધણી રે.

પરંતુ જસમા વિશ્વાસપૂર્વક કહે છેઃ—

રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે.
મારા પતિને મારો સંપૂર્ણ વિશ્વાસ.
હું તો અન્ય જણોને ભાઈ ગણી રહુ ભોમમાં રે!

અહીં રાજાનું પાણી ઊતરી જાય છે અને ખુમારી ઓસરી જાય છે.

જસમા રાણા રાજાને હું તાબે કરું રે!
મોટા મહારથી પણ સામો ના આપે બોલ.
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરું રે.

ત્યારે ચતુર જસમા તત્ત્વજ્ઞાન પણ છેડી જાણે છે.

રાજા કાયા ને માયા પર બળ નૃપનું વરસું રે!
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંહ્ય.
તારે ભૂપ તણું પણ તે પર ના ચાલે રાજ્ય રે.

રાજા જસમાના આવા સુંદર જવાબથી ઝંખવાણો પડતાં વિસ્મય અનુભવે છે.

જસમા દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે.
આવા દંપતીને પણ આખર ન હોય વિયોગ.
મિથ્યા આ જગના સુખ માટે મન મૂંઝાય છે રે

જસમા પ્રત્યુત્તર વાળે છે.

રાજા કોઇ ન જાણે કાલે મારું શું થશે રે?
એવી અલ્પ જિંદગી માણે આ સૌ લોક
રૂડી રહેણી સુખ પરલોક પુરણ આપશે રે.

રાજા જસમાના શિષ્ટાચારથી ખૂબ જ પ્રભાવિત થાય છે. તેના હૃદયમાં જસમા પ્રત્યે માન પેદા થાય છે. તે એકાએક પૂછી નાખે છે કે :—

જસમા પહેલું કે બીજું પરણેતર તારું રે?
ઓડણ કેવો તારો સ્વામી પ્રત્યે સ્નેહ?
મારા મહેલ તણું સુખ ઝૂંપડિયે આવી દઉં રે.

જસમા પતિવ્રતા નારીને છાજે તેવો સુંદર જવાબ આપતાં કહે છે કે હું તો મારા સ્વામીને હૈડાનો હાર પહેરાવી ચૂકી છું. મેં તો જન્મોજન્મ સાથે રહેવાના શપથ લીધા છે.

રાજા આ લોકે પરલોકે મારો એ પતિ રે.
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ.

આ ગીતનો ઉપસંહાર કરતા કવિ કહે છે કેઃ—

એના શત્રુનું મુખ હું કદી જોતી નથી રે.
એમ કહી જસમા ટોપલી લઇ પાછી ફરી રે.
રાજાએ લીધો વળતા પાટણ કેરો પંથ.
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે.

★

**નોંધ :** ૧. ગુજરાતનો લોકકવિ આપણને આટલું જ બતાવે છે, પણ ઇતિહાસ કહે છે કે સહસ્રલિંગ તળાવનું કામ પૂરું થયું; ને બધા ઓડ લોકોએ ઉચાળા ભર્યા. ત્યારે સિદ્ધરાજે જસમાને પાટણ રોકવા માટે આગ્રહ કર્યો. પણ જસમા માની નહીં. રાજાએ બળજબરીથી તેને રોકવા માટે પ્રયત્ન કર્યો, આથી બધા ઓડ ઉશ્કેરાયા, લડયા અને ઘાયલ થયા. જસમાનો શૂરવીર વર પણ લડતાં લડતાં મરાયો. જસમાથી આ સહેવાયું નહીં. પતિવ્રતા નારીએ સતીત્વના પ્રતાપે શાપ દીધો : "હે રાજા! તેં મારી આંતરડી કકળાવી છે માટે તારા કૂળનું નખ્ખોદ જજો." આમ શાપ આપીને જસમા પતિનું

આખું ખોળામાં લઈને સતી થઈ. આજે પણ સહસ્રલિંગ તળાવને કાંઠે જસમાની દે'રી મોજૂદ છે.

**નોંધ :** ૨. ઘણા સંશોધકો માને છે કે સિદ્ધરાજ જયસિંહની ઉજ્જવલ કારકીર્દિમાં આ બનાવ બન્યો જ નથી. એ તો માત્ર લોક-વાયકા જ છે. બીજા એક લોકગીતમાં સિદ્ધરાજ અને જસમાનો આખો પ્રસંગ આલેખાયો છે. જ્યારે ઉપરના ગીતમાં લોકકવિ, સિદ્ધરાજને જસમાના સતીત્વનું પારખું થાય છે એમ બતાવે છે. યુદ્ધ વિશે કંઇ જ પ્રકાશ પાડયો નથી. આ ગીત સિદ્ધરાજની કારકીર્દિને કલંકરૂપ નથી તેથી અહીં આપવા પ્રેરાયો છું. આ પ્રસંગ વિશે સવિશેષ માહિતી ડૉ. મંજુલાલ મજમુદારે સંદેશ ૨૦૦૯ના દીપોત્સવી અંકમાં 'સહસ્રલિંગ સરોવર' નામના લેખમાં આપી છે.

સંપાદક—

* * *

## સાસુ અને વહુ

### બે ગરબા

સંપાદિકા :

**કુમારી માલિની મહેતા એમ. એ.**

હિંદુ સંસારમાં સાસુ અને વહુના સંબંધો હમેશ મીઠા રહેતા હોતા નથી. તેનું મુખ્ય કારણ બન્નેની વયને લીધે ઊભું થાય છે. વીતી ગયેલી પેઢીમાં જન્મેલી સાસુને, નવી પેઢીમાં ઉછરતી અને ઉછરેલી વહુ સાથે, ઘણી ઘણી બાબતોમાં મતભેદ ઊભા થાય છે અને તેથી તેમનો મન-મેળ થવા પામતો નથી. તેથી પીઢ સાસુના કડક શાસનનો કયારે અંત આવે, એવું વહુ હંમેશાં ઝંખ્યાં કરે છે. અને તે માટે આપણામાં કહેવત પડી છે કે 'સો દહાડા સાસુના, તો એક દહાડો વહુનો !'

બીજી મતભેદની વાત, પરસ્પર વર્તાવ સંબંધી છે. સાસુમાં સાસુપણું અને વહુમાં વહુપણું હોય ત્યાં જ મીઠાશભર્યા સંબંધો વિકસવા પામે છે અને ટકી રહે છે. પરંતુ વહુ અને દીકરી વચ્ચેનો ભેદભાવ ભરેલો સાસુનો વર્તાવ જ્યારે થાય છે ત્યારે કુટુમ્બમાં ઝાસુસી વાતાવરણ સર્જાય છે. આવો ભિન્નભાવ ન હોવો જોઈએ એ સમજાવવા માટે આપણામાં બીજી કહેવત છે કે, મા તથા સાસુએ બન્ને જણે સમજવું જોઈએ કે 'આપ ઘેર દીકરી, પર ઘેર વહુ.' એટલે જેવું કરશો તેવું પામશો. બન્ને પ્રત્યે સમભાવ રાખવાનો તેમાં ઉપદેશ છે.

આ પ્રકારના ગૃહજીવનનાં મુખ્ય સૂત્રધાર જેમ ગૃહિણી સાસુ છે, તેમ વહુ પણ છે: વહુને કુટુમ્બમાં લાવતા પહેલાં, સાસુના મનમાં ઉદારતાના કેટલાક કાલ્પનિક ખ્યાલો રહે છે; પરંતુ એ જ વહુ કુટુમ્બમાં રીતસર પ્રવેશ પામતાં, વાતાવરણ પલટાઈ જાય છે. તે માટેનું આપણું લોકગીત બહુ જાણીતું છે. વહુ જ સાસુને-એનાં બાઈજીને યાદ કરાવે છે:

> પહેલાં તો બાઈજી, એમ કહેતાં કે,
> વહુ તો મીઠી સાકર રે !
> હવે તો બાઈજી, એમ કહો છો કે,
> વહુ તો ઘરની ચાકર રે !

દયારામભાઈએ સાસુ–વહુના સંવાદની ગરબીઓ રચી છે પરંતુ તેમાં સાસુને ન પરવડતી વાત માત્ર કૃષ્ણ પ્રત્યેના લોકદૃષ્ટિએ અણુઘટતા સ્નેહભાવની છે.

> 'શીખ સાસુજી દે છે રે, કે વહુજી રહો ઢંગે,
> આવડો શો આમંગો રે, શામળિયાની સંગે—શીખ'

તેને વહુ ઠાવકો કરડાકીભર્યો ઉત્તર આપે છે:—

> 'એહવાં વચન સુણીને રે, વહ્યાં વળતાં વહુજી:
> ગંગાજળ સરખાં રે, હો સાંભળો સાસુજી !'—વગેરે

અહીં પહેલી વાર પ્રગટ થતા ગરબામાં, સમગ્ર ગૃહજીવનના પ્રશ્નો ગુંથેલા છે. અહીં આપેલાં બે ગરબા, નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીના પોથીસંગ્રહમાંથી પોથી અંક ૧૧/૬ માંથી લીનાર્યા છે. મધ્યકાલીન સમાજ કેવળ ધર્મની જ વાતો કરીને બેસી રહેતો હતો એમ કહી શકાય તેમ નથી. સમાજના પ્રશ્નોને પણ આ રીતે કવિઓદ્વારા વાચા મળતી હતી. પહેલો ગરબો કોઇ નાથ કવિનો છે; અને બીજો દલપતનો છે. સમાજજીવનના અભ્યાસીઓ માટે આ બહુ કીમતી દસ્તાવેજો છે. બંને ગરબા એકબીજાના પૂરક જેવા છે.

—સંપાદક

( વહુ સાસુને સંભળાવે છે )

સાસુ ! શે રંજાડો છો ? ને શે મુજને પરણાવી રે ?<br>
વધાવી હું મોભ તમારો, કુલ વસાવવા આવી રે.<br>
પહેલું તમે તરસતાં, જે વહુ આવે કે વારે રે;<br>
હવે હાથ ધ્રુજે છે પીરસતાં, દળવું સાંજ સવારે રે.<br>
પહેલું તો તમે જાણતાં. જે વહુને કે વારે દેખું રે;<br>
હવે શે જાણો છો મનમાં, રાત ને દહાડો શેકું રે ?<br>
પહેલું સુતને પરણાવવા માટે, પૂજતાં હરિહરને રે;<br>
હવે શે જાણો છો બાઇજી ! રખે મળતી વરને રે !<br>
પહેલું તો તમે જાણતાં જે સુત કે વારે પરણે રે ?<br>
હવે તો બાઈજી ! અહીંઆં, હળવું છું આ દળણે રે.<br>
પહેલું તો તમે એમ કહેતાં, જે કોઈ વહુની ભાગે ભુખડી રે;<br>
હવે તો ઊખળ–ચક્કીની આપો છો તમે સુખડી રે.<br>
હું આવવાને બાઈજી ! તમે, લાંચ આપી છે સહુને રે;<br>
દીકરાને ભંભેરીને, શે દમાવો છો વહુને રે ?<br>
પહેલું તો તમે એમ કહેતાં, જે કરું સારું મોંહો–જોણું રે.<br>
હવે નીત કંસારને સાથે, આપણ લુંગડાં વેળા ખાણું રે.

પહેલું તો તમે એમ કહેતાં, જે વહુને આપું સાકર રે;
હવે તો વીઆળુ વેળા, શેં મારો છો ટાકર રે ?
સાસુજી ! તમે એમ કહેતાં, જે કોઇ આપે પીંગાણી રે,
હવે હું 'એકલડી પાસે, શેં ભરાવો પાણી રે ?
પહેલું તો તમે જાણતાં જે, કો સુતને આપે કન્યા રે;
હવે સુખ તે શેં નથી દેતાં ? મેં નથી કીધો અન્યા' રે.
પહેલું મારા બાપને, તમો ટળવળતાં કર જોડી રે.
હવે શેં પીસો છો, સાસુ ! શિર ને કર મોડી રે ?
'સુત માહારાને પરણાવો તો, જે કોહો તે આપું રે.'
હવે શેં જાણો છો સાસુ ! વહુનો છાંહડો કાપું રે.
પરાણે પરાણે મોંહો મોહડું, તે શેં કરી રોહો છો રે ?
મણ દળું, ને અધમણ ખાંડું, તો એ ભૂંડી શેં કોહો છો રે.
પહેલું કહેતાં, વહુ આવે તો સુખ દેઇને કરું કંટી રેઃ
હવે શું પીરસો છો સાસુ ! બાવટો ને બંટી રે ?
હું-પાસે, ઘરમાં ખડકી સુધી, શેં દેવરાવો ઝાડુ રે ?
હું-ને કોરું પીરસો છો ને નણંદીને તો લાડુ રે !
હું-થી' ઘર વસશે તમારું, નણદીથી પીઆરું રે;
હું-આવ્યે દિવાળીના દિન, ઘરમાં દીસે સારું રે.
વતાં તમારાં કરી કરીને, ઘાઠા માહારા હાથ રે;
હું-ને કુંબર બાજરો, ને નણદીને તો ભાત રે.
જાણો તો હું દીકરી પેં વાહાલી, તમને હોઉં રે;
મા-મહારી-પેં વાહાલાં છો, તો તમને કેમ વગોઉં રે ?
વહુને જો સુખ દીજીએ, તો દીએર પરણે સઘળા રે;
સાસુ-વહુને સંપ હોય, તો આવે ધનના ઢગલા રે.
નાથ કહે છે સાસુ-વહુને, જે કોઇ સંપ કરાવે રે;
પેટ આવે દીકરા, ને અંતે તન તરાવે રે.
અંટસથી જે ઊપનુ ને, વચ્ચે કરાવે ટાઢ રે;

'વહુ ભૂંડી કે સાસુ ભૂંડા ?' તે કરે વઢવાડ રે.
સાસુજીને દુઃખ દેશે, જે વહુએર થઇને આ ભવમાં રે;
અન્ન વિના તે તરફડશે ને દૂધ હશે જમ દવમાં રે.
સતકુલની જે વહુ લાડીને, દુઃખડાં દેશે સાસુ રે;
કુલ તેહનું વસશે નહીં, ને સુકાશે નહીં આંસુ રે.
સાસુ–વહુ બે, જો ડાહ્યાં હોયે, તો ચાલે ઘરસૂત્ર રે;
નાના વિધનાં સુખ પામે, ને પરણાવે પંડ–પુત્ર રે.
વહુ–સાસુનો ગરબો નાથે, કીસો તે સાંભળજો રે;
સઘડ હોયે તો સાસુ–વહુ બે, કંઠ વળગીને મળજો રે.

(સાસુ વહુને સંભળાવે છે :—)

સાસુ કહે છે સુણ વહુવારુ, કાંહાં છાં તે સમજું છું રે;
પેહેલું બહુ સુખ પામતી ને, તે વહુવારુ હું છું રે.
હવે હું ઘરડી થઈ, ને પેહેલાં હતી નાહાની રે;
હું સાસુની સેવા કરતી, ધણીએ મુંને માની રે.
પ્રાત સમે ઊઠીને હું તો, સૂરજ પૂજા કરતી રે.
જૂઠાં સાચાં થોડાં કરતી, ધ્યાન પ્રભુનું ધરતી રે.
સાસુ માહારી શાણી હતી, જે શિખામણ દેતી રે;
તે સરવે પરણામ કરીને, શીશ ચઢાવી લેતી રે.
વાશીદાથી દીવા સુધી, કેહેતાં તે હું કરતી રે;
ખારાં ને વળી મીઠાં પાણી, લોટા સુધી ભરતી રે.

... ... ... ...

સાસુની આગન્યા–પાખી હું, ન મુકતી ઘરનો ઉંબરો રે.
ઘરમાં ઘી થોડું હતું, તો જમીએ અણુ અવસારે રે;
ઘરમાંની બહાર ન કેહેતાં, જેવારે રાખે વારી રે.
એક નણદલ તુંને અદકી વસે છે, માહરી હતી ચાર રે;
ઘરની વાત તો ઘરમાં રહેતી, કહીં નવ કેહેતી બાહાર રે.

વરત વરતુલાં નીત્યે કરતી, સરવે રહેતાં સાથ રે;
સાસુ વહુને કેમ બને છે, લોકની રહેતી બ્રાંત રે.
નણુંદ, સાસુ, ને કંથ પોતાનો રાખતાં તે બહુ હેત રે;
હું તારા સારાને કહું છું, ચેતવું હોય તો ચેત રે.
તાહારા જે જે અવગુણ છે તે, લોક આગળ શું કહીએ રે;
વચન વિખ શાં બોલાં છાં, એ મનમાં જાણી રહીએ રે.
પોતાના અરથને કરવું, તે લોક આગળ શું કહેવું રે;
ગાળ દેતાં નીચ છોકરાને, પડે દુઃખ ને સુખ તે સેહેવું રે.
આખો દહાડો કલેશ કરીને, શું ચઢાવો ફડકો રે ?
સિખામણ માનાં નહીં, ને મોટા કરાં છાં મડકો રે.
ચંચલ થઈને વહુઅર ! વારે, શું જુવા સઉ સામું રે ?
ધણી ખરી તે કુળ વગોવે, તેહમાં તારું નામું રે;
ગુણ તમારા સહુકો જાણે, બોલાં અનાતાલ રે;
વિવાહમાં વગોણું કરો, સહુને પાડો ફાળ રે.
ઘર પોતાનું સૂનું મેહેલી, બહાર શું હીંડાં છાં ફરતી રે ?
જે વાળ જોઈ તે વાળ દેખું, ઘરમાંથી કંઈ ચરતી રે.

કંથને તો કામણે બાંધ્યો, કહ્યાં છાં તે કરે છે રે;
આખો દહાડો ઘેહેલો થઈને, તૂં પૂઠે ફરે છે રે,
હેત તે સરવને હશે, પણ કાંઈક હોયે લાજ રે;
રડવું ખપવું સરવે મેહેલ્યું, વણસે એહેનું કાજ રે.
હું સાસુની આગન્યા લેઈ ને, ઘરમાંથી નીસરતી રે;
હું જે વારે સાસરે રહેતી, સહુની આંખો ઠરતી રે.
અમાસ બારસ પીહેર જાઉં તો, માજીનાં દુઃખ કેડું રે;
સાસુને ઘર સુનુ લાગે, તરત મોકલે તેડું રે.
ઘટ-સ્નાન નાહીને મેં તો, સાસુને સંતોકી રે;
પીહેરથી પૈસો લાવીને, નણદલોને પોખી રે.
હું જો દળવા ખાંડવા બેસું, સાસુ આવે ધાતી રે;

નણદલોને ઠપકો દે, ને થાયે રાતી રાતી રે.
'વહુ તો માહારે લાડકબાઇ, તમને ના આવે મેહેર રે;
તમ થકી કાંઈ નીપજે નહીં, તો જાઓ તમારે ઘેર રે.
સાસુની હાકે નણદો, કરતી છાંડીઆ હાથે રે;
અન્યો અન્યે સ્નેહ કરીને, શીરાવતાં સૌ સાથે રે.
તું છાં વહુઅર એકલસૂરી, કોઈ નવ ગમે દીઠું રે;
માણસનું તો મોઢું ના ગમે, ઘાલની આંખમાં મીઠું રે.
માત પિતા પોતાનાં છે, તો તે સાથે કેમ વઢાં છાં રે?
ભાઇ ભોજાઇને હસતાં દેખી, મનમાં શું કઢાં છાં રે?
કંથને શું ભંભેરાં છાં? તે તો માહારો જાયો રે;
તું-સાથે સલુક હશે તો, સોંપીશ ઘરનો માયો રે.
પુત્રને પરણાવીને, ખરચ્યા છે બહુ રોકડા રે;
'ભૂંડી ભૂંડી' સઘળે કાંહાં, પણ માને નહીં કાંઇ લોકડા રે.
કે વારે તાહારે કુંદન જોઇએ, કે વારે જોઇએ મોતી રે;
લુગડાં તો હું નીત લેઉં, ને શેં હીંડાં વગોવતી રે?
કોઈ વેળા કસુંબુ પહેરે, ને કોઈ વેળા હોયે ચીર રે;
ભાર પોતાનો રાખીએ વહુઅર, નારીએળ જેમ નીર રે.
આટી ફીટી સરવે ટાળી, સેવા અરથે આણી રે;
ગંગાજીથી થાકી આવું: શેં ન પાઉં પાણી રે?
સઝાઇ હું સરવે પેહેલીને, રસોડામાં પેસું રે;
આહાર જઇને બેસી રાંહાં, તે તારા મનમાં શું છે રે?
પીહેરમાં પનોતી છાં, તો આવડો શો અહંકાર રે?
હું તો જાઉં છું કાશીએ, હવે ભોગવજો ઘરબાર રે.

હું તો એહવી આશિષ દેઉં છું, જે પસરજો પરિવાર રે;
તું-સરખી વહુરો હજો, જે તારો નાદ ઉતારે રે.
કામ પડગે સંભારશો: 'મેં શેં વળાવી સાસુ રે?'
પુત્ર એક પરણાવશો તે વારે, આંખે આવશે આંસુ રે.

થોડે ઘણે સંતોષ હશે તો, તમે સઘળે સમાશો રે;
જેહેની આંખમાં ઝેર હશે, તેહેને પંચે ટાળી થાશે રે.
જીભલડી વશ કીજીએ તો, સઊ કોનું મન રીઝે રે;
હરખે હરિરસ પીજીએ, ને સઘળાં કારજ સીજે રે.
વહુ સાસુને સુખ દેશે તો, પામશે બહુ ભંડાર રે;
સાસુ તે વહુને ન માને, તેહેનો ધિઃક અવતાર રે.
પોતાના અરથે કહું છું, દીકરાને ને વહુને રે;
ચતુર હોય તે રાખે મનમાં, એ શિખામણ સહુને રે.
આગલો ગરબો નાથનો ને, પાછલો છે દલપતનો રે;
સુઘડ હોયે તો શીખજો, એ સાસુ—વહુના મતનો રે.
ગાયે શીખે ને સાંભળે, તો ભાંજે ભવની રાઢ રે;
સાસુ વહુ સુખ ભોગવે; ને કંથ લડાવે લાડ રે.

*

## દ્રૌપદીવસ્ત્રાહરણ

સંપાદક :
**શ્રી. હરિકાન્ત ન્હાનાલાલ દીક્ષિત.**
બી. એ., એસ. ટી. સી. વડોદરા.

[ ' દ્રૌપદીવસ્ત્રાહરણ 'નો પ્રસંગ મૂળ સંસ્કૃત મહાભારતમાં વર્ણવેલો છે. ત્યાં દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં-ઊતાર્યાં'–એમ કોઈ ઉલ્લેખ નથી. માત્ર એકવસ્ત્રાને દુઃશાસને ખેંચી–' **घर्षिता** '–એમ વર્ણન છેઃ પરંતુ આગળ જતાં, આ પ્રસંગમાં, કૃષ્ણભક્તિનો વિકાસ થતાં, કૃષ્ણે એકને બદલે નવસેં નવ્વાણું ચીર પૂર્યાં અને દ્રૌપદીની લાજ રાખી એવું ચમત્કારયુક્ત વર્ણન પછીના સમયમાં પલ્લવિત થયેલું છે.

આ માન્યતા, હિંદભરના મધ્યકાલીન ભાષાસાહિત્યમાં સ્વીકાર પામી છે તે પ્રસંગનું કોઈ અજ્ઞાત લેખકનું ગુજરાતી કથાકાવ્ય અહીં આપ્યું છે. નરસિંહ મહેતાનું આ સંબંધી પદ નીચે પ્રમાણે છેઃ -

" કોણુ એ-સભાના કામિની, દત્ત-ફળિયેલ રામા :
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઊભા છે સામા—કોણુ૦
વાહાલોજી ગયા'તા વાડીએ, સર્વે સુંદરી સાથે :
શેલડીની છોઈ ઉતારતાં, છરી બેઠી છે હાથે—કોણુ૦
માનિની મંદિર સિધાવિયાં, ચીંથરડું રે લેવા :
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને હાથે બંધેવા—કોણુ૦
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે :
નવસેં નવ્વાણું ચીર પૂરિયાં, સઘળી સભા રે દેખે—કોણુ૦
ગરુડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી :
ભક્ત-ઉદ્ધારણ ભૂધરો, મહેતા નરસઇનો સ્વામી—કોણુ૦ "
—આ પ્રસંગને લોક કવિએ આખ્યાન શૈલીમાં અહીં વર્ણવ્યો છે.

સંપાદક. ]

૧

અર્જુનના અભિમાન માટે ચઢી ચતુર્ભુજને રીસઃ
પાંડવે નવ જાણિયું, જે દૂભાયા જગદીશ.
કૌરવ સાથે દ્યૂત રમતાં, હાર્યા રાજા ધર્મ :
રાજ-સંપત્તિ ભાંડુ ને વળી, હાર્યા દ્રૌપદી પરમ.
નિજ જાતને પણ હારીને, સર્વસ્વ ખોયું દ્યૂતમાં :
દુષ્ટ દુર્યોધન ખુશી થયો, અધર્મની આ જીતમાં.
પાય લાગ્યો પિતા કે રે, ગુરુને નામ્યું શીશ :
" પ્રભુ ! બોલ આપણો ઉપર થયો, જીતાડયા જગદીશ.
હાર્યા ભક્ત પોતા તણા, મન આણિયું અભિમાન :
પાંડવ સાથે હીંડતા, સમરથ સારંગપાણ !
હવે આણ વર્તાવો માહરી, જે પાંડવ હવાં વન જાય ;
હાર્યા, તે શું સુખ લઇને બેઠા સભા માહારી માંય ?
[ ભીષ્મ દ્રોણ ને કૃપાચાર્ય, અશ્વત્થામાં ગુરુ મુન્ય :

વિદુર અળગા થઈ રહ્યા, "આ શું કીધું ? જગંજીવન ! "]
પાંડવને કહે, "શેં નથી બોલતા ? અસ્રી રાખવી છે ઘેર?:"
વળતું તે ધર્મરાય બોલિયા " જા ભાઈ તેડી લાવ્ય :
કહેજે જે તારા કંથ હાર્યા, સ્વામી ભક્ત ચૂક્યા ભાવ ! "

૨

સેવક ચાલ્યો માગી શીખજી :
મનમાં ધરશો ન કોઈની બ્હીકજી.

બ્હીક ના ધરશો મનમાં, જાજે અંતઃપુર મોઝારઃ
પ્રાવરણ ગ્રહીને લાવજે, પ્રેમદા તે આણીવાર.
ભડ થઈ સુભટ સંચર્યો, પોહોંચ્યો પાંચાલી દ્વાર :
પર પુરુષ દીઠો આવતો, નાહાઠી અંદર નાર.
દાસી ભણે, " ઓ રાવત ! એમને છે ઋતુધર્મ :
એને અડકવા અધિકાર નથી, બ્રાહ્મણ વૈશ્ય ક્ષત્રીયજન. "
સાંભળી વાણી, ને વળ્યો પાછો, બોલતો મુખ હીણ :
" એ દયાપણેથી શું નીપજે ?, જા ભાઇ ! દુઃશાસનઃ "
સાંભળી ક્ષિપ્ર ક્રોધે ચડ્યો, કરડતો મુખ-દંત;
'મારતો લાવું માનુની, દેખતાં એના કંથ.'
સુભટ થઈ ભડ સંચર્યો, પોહોંચ્યો પાંચાલી-દ્વાર;
જમ સરખો દીઠો આવતો, નાહાશી અંદર પેઠી નાર.
દાસી ભણે, " ઓ રાવત !, અબળા કેમ લ્યો છો પરાણ ?
રાણી છે એ રજસ્વલા, મુખથી ન બોલે વાણ. "
ચરણ-પ્રહારથી પડી દાસી, ગયો દુષ્ટ અંતઃપુરમાંય;
નારી હીંડે નાહાસતી, દુર્મતિ પૂંઠળ ધાય.
ધરણ પડી સતી ત્યાં તો, ધસીને રહાયા કેશ;
કેશ સ્હાયા કામિની, લોચન બાળે વેશ.
અસુરો ત્યાં મળ્યા ટોળે, જુવે સતીનું રૂપ પરમ;

શીશ ધૂણે ને સતી કહે, "મારા સ્વામી રાજા ધરમ."
નથી વિદુર, ને નથી ભીષ્મ, નથી દ્રોણ ગુરુદેવ;
તે હોય તો આમ થવા નવ દે, નથી સ્વામી અવસ્યમેવ.
"સમર તાહારા હોય તેને, તાહારી કરે સંભાળ;
હશે તે હમણાં વન જશે, જે તાહરા ભરથાર."
સમરણ કરતી સુંદરી, સમર્યા તે સારંગપાણ;
"સ્વામી! આ વેળાના તમો ધણી, ભક્તવત્સલ ભગવાન.
મુજ માત, ને મુજ તાત, તમે સ્વજન ને મોસાળ;
મહીઅર માહારું તું જ, માધવ! સાસરું સંભાળ."
વલવલ કરતી વનિતા, આણી સભા મોઝાર:
નાથ દીઠા અનાથની પેરે, બેઠા અળગે હાર.
અસુર જોવા મળ્યા ટોળે, જુવે સતીનું રૂપ:
શીશ ઉઘાડું દેખીને, બળ આયુષ ઘટિયું ભૂપ.
"આવ ઓરી, ને બેશ ખોળે" [એમ બોલ્યો દુર્યોધન]
હશી હતી સહુ દેખતાં, તે દિન વીસરે કેમ?
અંધ કહેતી ધૃતરાષ્ટ્ર કેરા, પુત્ર દુર્યોધન:
હશી હતી સહુ દેખતાં, તો હાવાં જાશો વન!"
ધુત્કાર કીધો કામિની, "શું મૂઢ! બોલ્યો અજાણ?
વડી ભોજાઇ તાહારે માને સ્થાનક, એમ વદે વેદ પુરાણ.
બોળાતણો નથી ખરખરો, મનમાં ન જાણીશ મૂઢ!
ભીમતણી ગદા અહીં બેસશે, જ્યારે રૂઠશે ગરુડારૂઢ"

૩

કોપે ચઢિયો કૌરવ કાળજી;
આંખ ચઢાવી, મ્હોં વિકરાળજી.

વિકરાળ મુખ રાજાતણું, ધસ્યાં અંગનાં રોમ;
આસનેથી ભડ ઉછળ્યો, તે લાત લાગી ભોમ.

કૌરવ જોવા મળ્યા રાજી, સતી કાઢે છે લાજ;
લાજ એની નિર્ગમી, આવરણુ ગ્રહી તે કાજ.
ગંગાપુત્રને ઘણા વીનવ્યા, "એમ ના ઘટે વીર!"
દુઃશાસન વળગ્યો વરુની પેરે, જઈ સતીને ચીર.
કો કોથી બોલાય નહિ, અબળા કોણુ સામું જોય?
ભીમ થયો તર રાતડો, ધર્મ તે વાળ્યો સોય.

૪

"હાં રે મારા સ્વામીજી! શે નથી બોલતા? આવડો શો મર્મ?
હૃદયે હાણુ જ્યારે થશે, પ્રગટશે પરબ્રહ્મ.
પ્રભુજી! કચ્છપ રૂપ ધર્યું, તમે કાઢયાં ચૌદ રતન;
લક્ષ્મીજી લઈ ઘેર પરવર્યા, તેનાં કીધાં જતન.
પ્રભુજી! વરાહ રૂપ ધર્યું, દાઢ કાઢી વિકરાળ;
નરસિંહ રૂપ ધર્યું તમે, રાખ્યું દૈત્યનું બાળ;
પ્રભુજી! રઘુકુળ દીપાવીને, માર્યા દૈત્ય અનેક;
ભક્ત ઘણાએક ઉદ્ધર્યા, રાખી જ્ઞાન વિવેક.
પ્રભુજી! વામન થઈ બલિ ચાંપિયો, રાખ્યું ઇંદ્રાસન;
ભક્ત-કારણુ પ્રભુ ભૂધરા, આપ્યું અઢળક ધન.
પ્રભુજી! મોટા ભક્ત પાળ્યા, સેવક સીધ્યાં કાજ;
ધ્રુવ ભક્ત વન રાખીને, આપ્યાં અવિચળ રાજ.
આગે પરશુરામે હણ્યા ક્ષત્રિય પાળ્યાં તાતવચન!
માતાનું શિશ છેદીને, માર્યો સહસ્રાર્જુન,
આગે દ્રુપદરાયે યજ્ઞ માંડિયો, આવ્યા વિશ્વાધાર;
અર્જુને મચ્છ વેધતાં, મને સોંપી દીધી તે વાર.
રાજસૂય યજ્ઞ કરાવીને, અમ માન મોટેરાં કીધાં;
આજે આધાં તેડીને ઊશટિયાં, લોક-મહેણાં આજ દીધાં!
સ્વામી! સભા મધ્યે આણી, ઊભી કીધી, દેખે મોટેરા ભૂપ;

મારો નખ કોઇએ દેખ્યો નથી, કો પરપુરુષે આ સ્વરૂપ.
સભા મધ્યે આણી ઊભી કીધી, સભા પાડુના પ્રહાર;
વાટ જોઉં છું મારા નાથની, જાણું જે ચઢશે વાહાર.
સ્વામી ! આગે કહેતા હતા, જે દ્રોપદી પાંચાલી નાર.
એના જેવી મુને કો નથી, વાહાલી આણે સંસાર.
સ્વામી ! વાહાલપણું એ કયાં ગયું ? કમળાજીના કંથ !
કૌરવકુળને સાંખી રહો થઈ રહીને નિશ્ચિંત !

૫

રૂડા કૃષ્ણજી પોઢયા રે દ્વારિકાં, રૂક્મણી ચાંપે છે પાવ;
રાધાજી ઢોળે છે વાય;
ભરનિદ્રામાંથી પ્રભુ જાગિયા, મુખે શ્વાસ ન માય.
એટલે કમળા તે લાગ્યાં પૂછવા, "આવડા કાં રે ઉદાસ ?
ભર રે નિદ્રામાંથી જાગીને, મુખે મૂકો નિઃશ્વાસ !"
"રુકમણીજી ! શું ના રે ઓળખો, તમે પૂછો છો નાર !
પાંડવને ઘરે રહું ઘણું, સેવા કરે અપાર,"
નંદ સુનંદ ત્યાં તો તેડાવિયા, "ભાઈ ! ધાઈ ગરુડને લાવ્ય;
બ્હેની દુષ્ટને વશ પડી, ક્ષણું ન કરો વાર"
પાંચાળીના શરીર ઉપરે, પડયું નાથનું બિંબ;
અજ્ઞાનીએ નવ ઓળખ્યા, દુષ્ટ દુર્યોધન.

૬

ત્યાં તો કોપે ચડયો રાજા, બોલ્યો ફટ ! દુઃશાસન.
વડી વારનો પટ ગ્રહી રહ્યો છું, ફટ ! ભૂંડા અંધ."
હાં રે ત્યાં તો એમ કહેતાં, તેણે તુર્ત તાણ્યું ચીર;
બીજું ત્યાં બાકલે પૂરીઉં, ઝટ ત્યાં જદુવીર !
કૌરવ કહે કૌતુક થયું, બીજલું ધારે અંગ;

તે કાઢીને જુવે સહી, ત્યાં ત્રીજલું નવરંગ!
ચોથું ચતુર્ભુજે પૂરિયું, પાંચમું તે રઘુવીર;
છઠ્ઠું છબીલાએ છાઈયું, સાતમું બલભદ્ર વીર.
આઠમું અલબેલે મોકલ્યું, નવમું નારાયણ! ગોકુલચંદ;
દસમું દયાળે પૂરિયું, અગિયારમું શ્રી ગોવિંદ.
ત્યાં તો વસ્ત્રતણા ઢીંબા વળ્યા, જોઇ જોઈ કાઢી છે ભાત;
એક એકપેં આગળાં, લીલાં પીળાં અવનવી છાપ.
જેને સમરથ પાસું શેઠનું, એહ ગાંજ્યું કેમ જાય?
નવસેં નવ્વાણું પૂરિયાં ચીર, દ્વારિકાને રાય!
ત્યાં તો ધૃતરાષ્ટ્રે દ્રૌપદી તેડાવિયાં, "બાઈ! હું અંધ અજ્ઞાન;
પાય લાગી પ્રણમો ગને, ને માગો ચાર વરદાન."
ત્રણ વર લીધા રે કામિની, હું છું દાસી–કુમાર!
પાંડવ–સરસી વન રહું, માગું વસ્ત્ર હથિયાર,

૭

હરિએ હાથ સાહો રે પાંચાલી, ઓજંભા લીધા તે વાળી વાળી
આપ્યું આસન તે અવળે હાથ, ત્યાં બેઠા શ્રી જદુનાથ.
"તમો દેખતાં સારંગપાણિ! હું ભરી સભામાં વગોવાણી;
દુષ્ટે ચીર ગ્રહીને રે તાણી, એક વસ્ત્રે સભામાંહે આણી;
દુષ્ટે ચીર ગ્રહ્યું છે જેમ, કઠણ હૃદય ના ફાટે તેમ.
ત્યાં હું 'કેશવ! કેશવ!' પોકારી, તો યે શેં ના આવ્યા મોરારિ?
ત્રિકમ! શેં ના આવ્યા તમો ધાઈ? પાવે થયા છે પાંચે ભાઈ.
ભણવું લખવું પાંચે ગે વિસાર્યું, રાયજીએ રમતાં રાજ્ય હાર્યું!
"તું છે દુર્યોધનની દાસી", રાય બોલ્યા તે મન વિમાસી.
અર્જુન! ધિક પડો તું ધનુર્ધારી, ભીમસેન થયા રે ભીખારી!
કઠિયારો યે સ્ત્રીને તો પાળે, રંક છતાં યે દુઃખડું ટાળે;
સહુને એક કો રે સ્વામી, હું તો પાંચ પાંડવ કયાંથી પામી?"

"પાંચાળી! મારા રે સમ, પાંડવ દ્યૂત રમ્યા હશે કયમ?
પાંડવ દ્યૂત રમ્યા હશે જ્યારે, હું તો દ્વારિકા હુતો ત્યારે.
જો હું હોઉં તો ધાઇને આવું, જીગમના રે શોક સમાવું;"
હરિ આંસુ લ્હુવે, દે ધારણ; દ્રોપદી સ્થિર રાખોની રે મન.
સુંદરી! શ્યામ વદન નવ કીજે, આપત્તિ પોતાની વાળીને લીજે.
દુઃખમાં રાખીએ ઝાઝી ધીર—" એવું કહી ગયા યદુવીર.

## ઉત્તર ગુજરાતનાં વર્ષાગીતો — "મેહુલા"

સંપાદક :

**શ્રી. માણેકલાલ રાવલ**

સર્વ વિદ્યાલય, કડી.

ઉત્તર ગુજરાતમાં મહેસાણા જિલ્લો અને તેની આસપાસના પ્રદેશમાં વર્ષાગીતો–મેહુલા–ત્યાંના લોકજીવન, રીતરિવાજ, માન્યતાઓ અને ઊર્મિઓનું સુંદર આલેખન પૂરું પાડે છે.

ચૈત્ર-વૈશાખના ઓતરા–ચિતરાના તાપથી ધરતી ધખી રહી હોય ત્યાં જેઠ માસના બળબળતા બપોર જામે. અષાઢ માસની શરૂઆત થતાં લોકજીવન ઉત્કટ તાપ–ઉકળાટ–અકળાથી વલવલાટ કરતું વરસાદની કાગડોળે રાહ જોઈ રહે છે. પરંતુ ઊની લૂ–અને વાયરા વહી રહે અને વરસાદ વરસે નહિ એવા સમયમાં ઉત્તર ગુજરાતમાં પછાત ગણાતી વાઘરી કોમની સ્ત્રીઓ–કાળી ચીકણી માટીની એકાદ ફૂટની મૂર્તિ-( ઢૂંઢિયા બાપજી ) બનાવી પીળી કરેણનાં ફૂલની માળા પહેરાવી એક સ્ત્રીના માથાપર પાટલાપર મૂકી 'મેહુલા' ગાતી પોળમાં શેરીમાં ઘેર ઘેર ફરે છે. એક સ્ત્રી ગવરાવે અને બીજી સ્ત્રીઓ ઝીલે છે. તે પ્રમાણે ઘેર ઘેર ગાતાં ફરતાં અનાજ માગવા નીકળે છે.

વરસાદને આર્જવ સ્વરે વિનંતી કરતી નીચે મુજબ મેહુલા ગાય છે :—

> તું તો વરસીને ભર રે તળાવ મેહુલીઆ !
> તારી કીડી—મંકોડી તરસે મરે—તું તો...
> તારા ગાયોના ગોવાળ તરસે મરે—તું તો...
> વરસોને કાળા મેહુલા રે !
> તું તો વરસીને ભર રે તળાવ મેહુલીઆ !

મેહુલો આર્જવ વાણી સુણી જવાબ મોકલાવતો હોય તેમ :—

હું કેમ વરસું એકલો રે ?
વીજળી ગયાં છે મુસાળ !
વીજળીને તેડાં મોકલો રે !
વરસીને ભરું રે તળાવ !
હું કેમ આવું એકલી રે ?
સાંકળોથી નુંઝેલા મેઘ !
સાંકળો મેલો ઝૂલતી રે ?
વરસીને ભરું રે તળાવ !
વીરાને શેઢે બાજરી રે ?
વીરો મારો પુંખતો જાય !

આમ ઘેર ઘેર–આંગણે આંગણે વરસાદને વિનવતી દાણા માગતી સ્ત્રીઓ ફરે છે. ઘરની સ્ત્રીઓ પાટલાપર માટીની મૂર્તિ ( ઢૂંઢિયા બાપજી ) પર પાણીનું પ્યાલું રેડે છે—ઢૂંઢિયા બાપજી અને સ્ત્રી ભીંજાયેલાં કપડે પાણીથી તરબોળ થતી ગાતી આગળ જાય છે :—

ઢૂંઢિયા બાપજી મે વરહાવો
સુંડલે સુપડે મે વરહાવો
ગાયોના પુન્યે મે વરહાવો
ઢૂંઢિયા બાપજી મે વરહાવો

આમ વરસાદને વિનવણી અને વિનંતી છતાં ન વરસતાં નિરાશાના સૂરે આક્રંદ કરતાં હોય તેમ :—

નાવ્યો ધરતીનો ધણી મે હુલો,
આલી લીલી વાડી સુકાઈ ગઈ રે !
ગાવલડી દીએ રે શરાપ—નાવ્યો...
તારી નદીયું ને તળાવ સુકાઇ ગયાં
ઓલી માછલડી દીએ શરાપ—નાવ્યો...

પ્રાણીજીવન પર વરસાદની અછતથી ઉપર મુજબ કરુણ સ્થિતિ છવાઇ જાય છે, તેવી જ રીતે માનવજીવન પર પણ વરસાદની

ઊણપને લીધે પરિવારને પાળવાની મુશ્કેલીથી પત્ની-બાળકને-પિયર મોકલવાનો પ્રસંગ પ્રસ્તુત ગીતમાં જણાય છે :—

> જેઠ મહિનાના જાંબુ પાક્યાં ઓલ્યાં મેહુલા!
> શેઠે શેઠાણી કાઢી મેલ્યાં ઓલ્યાં મેહુલા!
> મેહુલો વરસે તો ગોરીને તેડું ઓલ્યાં મેહુલા...!

મેઘરાજા ધરતીની વિનંતી સાંભળી જાણે રીઝી જઈ વરસવા માંડે છે તેમ સૌ ગાય છે:—

> ઉત્તર વરસ્યો,
> દખ્ખણ વરસ્યો,
> વરસ્યો બારે,
> મેઘ રે વીજળી !

મેઘરાજા પધારતાં ગીતોમાંનો પેલો કરુણ રસ ઓઝલ થઈ જાય છે અને ત્યાં ટીખળ અને સ્થૂળ હાસ્યવૃત્તિ સ્થાન મેળવે છે. ચારેતરફ જળબંબાકાર જોઈ જાણે સમદર હેલે ચઢ્યા હોય તેવો ભાવ વ્યક્ત કરતાં ગાય છે :—

> આંબલીના કાંઠે તળાવ
> સમદર હેલે ચડયાં રે!
> કાનજી નાવા ના જઈશ,
> દેડકો તાણી જશે રે!
> દેડકાનો તાણ્યો કેમ જાઉં ?
> મારી મા ઝીલી લેશે રે!

વરસાદ વરસતાં હળ જોતરવાની અને 'ભાત' લઈ જવાની આનંદદાયક પ્રવૃતિમાં ગૂંથાતા સમાજનું કેવું સુંદર ચિત્ર નીચેના ગીતમાં રજૂ થાય છે :—

> કાળી દાંડીનો ડમર મેઘ ચડયા રે મારુ!
> કયા ભાઈએ હળ જોતર્યાં રે મારુ!

ઓતર–દખ્ખણ્યુ ચડી વાદળી રે મારુ!
ગઢના પાણી નેવે ચઢ્યાં રે મારુ!
કયા ભાઈએ હળ જોતર્યાં રે મારુ!
કઈ વહુ ભાતની ભતવારણ્યુ રે મારુ!
કુંવરભાઈએ હળ જોતર્યાં રે મારુ!
ખાલુ વહુ ભાતની ભતવારણ્યુ રે મારુ!
ગઢના પાણી નેવે ચઢ્યાં રે મારુ!
કાળી દાંડીનો ડમર મેઘ ચઢ્યાં રે મારુ!

આવી રીતે સરળતા અને સચોટતાનો સુભગ સમન્વય સાધતા લોકગીતો પરથી–મેહુલા પરથી–માનવજીવનની હૃદયની ઊર્મિઓ, પ્રવૃત્તિ અને જીવનની રહેણીકરણીનું સુંદર આલેખન પામી શકાય છે.

*

# મરસિયા અને રાજિયા

સંપાદક :

## શ્રી. કનૈયાલાલ જોશી

સંયોગ અને વિયોગ, આનંદ અને દુઃખ, ખુશી અને ગમ— આ તો જીવનચક્રની ગતિનો સનાતન ધ્વનિ છે. કવિના હૃદયમાં સ્પંદન પામતી સંવેદનાનો આવિષ્કાર છે, પરિણામે જેમ આનંદ અને ઉલ્લાસનાં ગીતોનો ફાગ ફેરાયો છે તેમ ગમનાં ગીત પણ કવિહૃદય-માંથી સ્ફુર્યાં છે.

સંસ્કૃત સાહિત્યમાં 'વિલાપ' નામથી ઓળખાતાં કાવ્યો આવાં શોકોદ્ગાર છે. કવિકુલગુરુ કાલિદાસ કૃત 'રઘુવંશ'માં આવતો 'અજવિલાપ'; 'કુમારસંભવ'માં રજૂ થતો 'રતિવિલાપ' અને પત્ની વિયોગથી સ્ફુરેલો પંડિત જગન્નાથરાયનો 'કરુણવિલાપ' આનાં ઉદાહરણો છે.

અંગ્રેજી સાહિત્યમાં 'એલેજી' (Elegy) નામનો કાવ્યપ્રકાર શોક, દુઃખ અને કરુણતામાંથી સ્ફુરે છે. મૃત્યુ નિમિત્ત કરુણ ઉદ્ગારને 'કરુણપ્રશસ્તિ' કહેવામાં આવે છે. મિલ્ટન તથા ટેનિસનનાં મિત્રવિર-હથી સ્ફુરેલાં કરુણકાવ્યો 'લિસિડાસ' તથા 'ઇન મેમોરિયમ' ઘણાં જ વિખ્યાત છે.

ગુજરાતી અર્વાચીન સાહિત્યમાં કવિ દલપતરામ કૃત ' ફાર્બસ વિરહ ' હૃદયના કરુણ ઉદ્ગારનો નર્યો શબ્દદેહ છે. કવિ ન્હાનાલાલ કૃત 'પિતૃતર્પણ' સંવેદનાની અંતર્વ્યથાની પરમ પ્રૌઢી પામેલી કાવ્ય-કથા છે. મસ્ત કવિ ત્રિભુવને 'કલાપીનો વિરહ'માં વિરહની પ્રબળ લાગણીને વ્યક્ત કરી છે. નરસિંહરાવ કૃત 'સ્મરણસંહિતા'માં કરુણતા-માંથી જીવન અને મૃત્યુ સંબંધી ચિંતન સ્ફુરે છે.

મરસિયા પણ આવા જ મૃત્યુ નિમિત્ત કરુણ શોકોદ્ગાર છે. અરબ્બી ભાષામાં મરસી એટલે 'વિલાપ કર્યો', એ શબ્દ ઉપરથી

**મર્સિયહ** અર્થાત્ મરનાર માણસની પ્રશસ્તિ એવો અર્થ પ્રચારમાં આવ્યો, ને આમ મરનાર માણસનું વર્ણન જેમાં એવી રીતે કરવામાં આવે કે જેથી સાંભળનારને રડવું આવે એવા શોકનાં ગીત કે વિલાપને 'મરસિયા' કહે છે.

ગુજરાત રાજસ્થાનમાં પ્રચારમાં આવેલા આવા પ્રકારના શોક-ગીતને 'રાજિયા' કહેવામાં આવે છે. મરનાર પુરુષ હોય તો તેને રાજવી અને સ્ત્રી હોય તો તેને 'રાજવણ' કહીને 'રાજિયા'માં સંબોધવામાં આવે છે.

મહાભારતમાં ચક્રવ્યૂહમાં અભિમન્યુનું સાતમો કોઠો જીતવા જતાં મૃત્યુ થાય છે, એ પ્રસંગે વ્યાપેલા શોકને કોઇ લોકકવિએ શબ્દદેહ આપ્યો છે:

અભિમન્યુ ચડયા રણયુદ્ધ, ઉત્તરા રાણીને તેડાં મોકલ્યાં!
ભાઇ માળીડા તું છે મારો વીર, ગજરા કાઢને મોંઘા મૂલનાં,
સારા કાઢે ને કરમાઈ જાય, ઉત્તરા કરમના એવા દોષ છે!
ભાઈ ડોસીડા તું છે મારો વીર, ચૂંદડી કાઢને મોંઘા મૂલની,
સારી કાઢી ને નુકસાની નીકળે, ઉત્તરા કરમના એવા દોષ છે!

આવો બીજો રાજિયો પણ અભિમન્યુ અને ઉત્તરાને લગતો પ્રચલિત છે:

અભિમન ચડયો રે રણવાટ, ઉત્તરા રાણીને આણાં મોકલ્યાં,
અભિમન ગયો દોશીડાને હાટ, સિરખંધ વસાવે મોંઘામૂલનાં.
એ તો વસાવ્યાં વાર-કવાર, જેવાં પહેર્યાં તેવાં ઊતર્યાં!
રાણી રુવે રે રંગ મોહોલમાં, દાસી રુવે રે દરબાર,
ઘરમાં રુવે રે ઘર બંધવા, પોપટ રુવે રે પાંજરે,
ઘોડા રુવે રે ઘોડારમાં, હાથી રુવે રે હલકાર;
વનમાં રુવે લીલાં ઝાડવાં, છોરુ રુવે ઘર આંગણે,
ચોરે રુવે ચારણભાટ, હાટે રુવે રે હાટવાણિયા!

કૂકડો જાગૃતિનું પ્રતીક લખાય છે, પરંતુ મૃત્યુ તો આખરી કાયમી નિદ્રા છે, મૃત્યુની ચાદર ઓઢયા પછી ઓછું કોઇ જાગી શકે

છે? છતાં કુકડો–મરઘાને લક્ષમાં રાખી રચાયેલા રાજિયા ઘણા પ્રચલિત છે. નીચે આવો એક રાજિયો રજૂ કર્યો છે, તેમાં કેન્દ્રમાં તો ઓતરા રાણી જ છે :

પાછલી રાતને પરોઢીએ, મરઘો બોલ્યો ને વહાણાં વહી ગયાં!
હાય રે પરોણા હાયે હાયે!
ભાઈ રે રાકા હાથણી શણગાર રે, ઓતરાને આણાં મોકલ્યાં;
ભાઈ રે ડોસીડા વેગે વે'લો આવ રે, સાડીઓ લાવ મોંઘા મૂલની.
લાવ્યો લાવ્યો લાખ બે લાખ રે, રાતી કાઢે ને કાળી નીકળે,
ઓતરાના કરમનો વાંક રે, એમાં ડોસીડો શું કરે?
પાછલી રાતને પરોઢીએ ઓતરાને આણાં મોકલ્યાં,
ભાઇ મણિયારી વે'લો વે'લો આવ રે! ચૂડીઓ લાવ મોંઘા મૂલની
લાવ્યો લાવ્યો જોડ બે ચાર રે, સારી કાઢે ને નંદાએલી નીસરે રે!
ઓતરા કરમનો વાંક રે, એમાં મનિયારી શું કરે?
પાછલી તે રાતને પરોઢીએ, બાળ અભિમન્યુ જુદ્ધે ચડ્યો,
પાછલી તે રાતને પરોઢીએ, મરઘે બોલ્યો ને વહાણાં વહી ગયાં,
હાય રે પરોણા હાયે હાયે!

Coming events make their shadow before!– આવતા પ્રસંગના ઓળા પડછાયા અગાઉથી પરખાય છે! આ લોકોક્તિ અનુસાર ઓતરાને થતા અપશુકનને લક્ષમાં રાખી તેના સૌભાગ્યનો દીવડો જે બુઝાઇ જવાનો છે તેની કરુણતા ઉપર્યુક્ત રાજિયામાં જોવા મળે છે.

મરઘાને કેન્દ્રમાં રાખી પ્રચલિત થયેલો બીજો એક રાજિયો નીચે મુજબ છે :

લીલી લીલી લીંબડીની છાય, મરઘલો બોલ્યો રે કોઘમા
ઓય બાપજી હાય હાય રે!
મરઘલે એમના દીકરાને જગાડયા, ઓય બાપજી હાય હાય રે!
દીકરાનાં રામબાણ છૂટશે રે, ઊડતા મરઘલા તને મારશે રે!
ઓય બાપજી હાય હાય રે!
લીલી લીલી લીંબડીની છાય, મરઘલો બોલ્યો રે કોઘમાં
ઓય બાપજી હાય હાય રે!

મરઘલે એમની વહુયારુને જગાડી રે, ઓય બાપજી હાય હાય રે!
વહુયારુનાં રામબાણ છૂટશે રે, ઊડતાં મરઘલાં તને મારશે રે!
ઓય બાપજી હાય હાય રે!

મરઘાને પાત્રમાં રાખી સંવાદયુક્ત લઢણમાં રચાયેલા એક બીજો રાજિયા નીચે મુજબ છે. આ રાજિયાની ધ્રુવ પંક્તિ તો ઉપર જણાવેલા રાજિયા જેવી જ છે:

લીલી લીલી લીમડીઓની છાય રે, મરઘો બાલ્યો રે ક્રોધમાં!
મેર મૂઆ મરઘા વાળ્યાં ઊંડા વેર, શીદ બાલ્યો રે ક્રોધમાં?
મરઘે એમની માતાને જગાડિયાં, માતા તમને છેલ્લા જવાબ રે!
આજના ઉપડયા દીકરા તમને નહીં મળે,
મળશે મળશે માસ છ માસ રે!
ભાદરવાના પાછલા પખવાડિયે!
—લીલી લીલી૦

મરઘે એમના પિતાને જગાડિયાં, પિતા તમને છેલ્લા જવાબ રે!
આજના ઉપડયા દીકરા તમને નહીં મળે,
મળશે મળશે માસ છ માસ રે!
ભાદરવાના પાછલા પખવાડિયે!
—લીલી લીલી૦

મરઘે એમના ઘરસૂત્ર જગાડિયાં, ઘરસૂત્રને છેલ્લા જવાબ રે!
આજના ઉપડયા પતિ તમને નહીં મળે,
મળશે મળશે માસ છ માસ રે!
ભાદરવાનાં પાછલા પખવાડિયે!
મરઘે એમના બહેનીને જગાડિયાં, બહેનીને છેલ્લા જવાબ રે!
આજના ઉપડયા વીરા તમને નહીં મળે,
મળશે મળશે માસ છ માસ રે!
ભાદરવાના પાછલા પખવાડિયે!
મરઘે એમના કુટુમ્બ જગાડિયા, કુટુમ્બને છેલ્લા જવાબ રે!
આજના ઉપડયા તમને નહીં મળે,
મળશે મળશે માસ છ માસ રે!
ભાદરવાના પાછલા પખવાડિયે!

ઉપર્યુક્ત રાજિયામાં મૃત્યુને લીધે કુટુમ્બવત્સલતામાં પરિણમતી કરુણતાનો ચિતાર જોવા મળે છે, 'આજના ઉપકા તમને નહીં મળે''—એ ઉદ્‌ગારમાં રહેલું દુઃખ એ પંક્તિ પછી તુર્ત આવતી પંક્તિ " મળશે મળશે માસ છ માસ રે ! "માં ઓછું થતું નથી, પરંતુ ભાદરવા માસના છેલ્લા પખવાડિયામાં જે શ્રાદ્ધવિધિ કરવામાં આવે છે ને એ દ્વારા સ્વજનની સ્મૃતિને જે જીવંત બનાવવામાં આવે છે તેનો અણુસારો છે, ને એ રીતે હવે સ્વજનને કેવળ યાદ કરવાનો જ-રહ્યો એવો શોકાદ્રભાવ પ્રગટ થાય છે.

ઓતરા અને અભિમન્યુને કેન્દ્રમાં રાખીને જેમ રાજિયા રચાયા છે, તેમ રામ અને સીતા વિષે પણ રાજિયા પ્રચલિત છે. કેટલાંક ઉદાહરણો નીચે મુજબ છે.

રામરસ રે પીત્તળ લોટા જળે ભર્યા,
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે ઉતારા કરતેલા જાવ રે !
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે ઉતારા હરિને દ્વાર,
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે દાતણિયા હરિને દ્વાર,
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે ભોજનિયાં કરતેલા જાવ રે !
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે ભોજનિયાં હરિને દ્વાર,
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે મુખવાસિયા કરતેલા જાવ રે !
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે મુખવાસિયા હરિને દ્વાર !
હેતે હરિને સંભારતા જાવ રે !
રામરસ રે પોઢણિયા કરતેલા જાવ રે !
હેતે હરિને સંભારતા જાવ રે !

રામરસ રે પોઢણિયા હરિને દ્વાર!
હેતે હરિને સંભારતા જાવ રે!
રામરસ રે પીત્તળ લોટા જળે ભર્યા!
હેતે હરિને સંભારતા જાવ રે!

ઉપર જેવા જ ભાવવાળો, તેના જેવી જ કંઈક શબ્દરચના-વાળો છતાં જુદો જ રાજિયો બીજો નીચે મુજબ છે:

શ્રી રામ રામ રે પીત્તળ લોટા જળે ભર્યો રે!
દાતણ વેળા વહી જાય; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે તાંબા તે કુંડીઓ જળે ભરી રે!
નાવણવેળા વહી જાય; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે રાંધી રસોઈઓ એમ રહી રે!
ભોજનવેળા વહી જાય; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે ઢાળેલા ઢોલિયા એમ રહ્યા રે!
પોઢણવેળા વહી જાય; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે ખૂંટીએ માળા એમ રહી રે!
સન્ધ્યાની વેળા વહી જાય; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે ધન દોલત અને રૂપિયા રે!
સાથે આવે ન કાંઈ; પ્રાણીયા! હેતે હરિને સંભાળજો!
શ્રી. રામ રામ રે કાયા તે કંપનો ધડુલિયો રે!
નંદાતાં ન લાગે રે વાર, પ્રાણીયા! હેતે હરિ ને સંભાળજો!

સીતાને પાત્ર બનાવી રચાયેલો એક રાજિયો નીચે મુજબ છે:

ઓય હાય રે સીતાની વાડીનો આછો ડમરો કેહરિયા!
ઓય હાય રે મરઘ ચરી ચરી જાય રે કેહરિયા:
ઓય સીતાએ લીધી છે આરે રાડ રે કેહરિયા!
ઓય મરઘ મારીને સીવડાવો કંચવો રે કેહરિયા!
અરે એવી રાણીજી બોલ્યું ઓક્ષીએ નાં કેહરિયાં!
ઓય વસતર લાવીને સીવડાવશું કંચવો રે કેહરિયા!
ઓય ડોસીડો આવી ફેરી લઈ ગયો રે કેહરિયાં!
ઓય ચૂંદડીઓનું કોણ કરશે સાચાં મૂલ રે કેહરિયા!

ઓય સીતાજી સરીખી દાર લાવશું રે કેહરિયા!
ઓય સીતા ધરાવશું રૂડાં નામ રે કેહરિયા!

લોકસાહિત્યમાં માસ અને તિથિનાં ગીત આવે છે. આવો તિથિઓ સાથે રચાયેલો એક સાહિત્યિક મૂલ્યવાળો રાજિયો નીચે મુજબ છે:

હાય રે બેની પડવે તે ગામ ન જઇએ;
પડવે તો હોય બેસતું વર્ષ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની બીજે તે ગામ ન જઇએ;
બીજે તો હોય ભાઈબીજ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની ત્રીજે તે ગામ ન જઇએ;
ત્રીજે તો હોય અખાત્રીજ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની ચોથે તો ગામ ન જઇએ;
ચોથે તો હોય ગણેશ ચોથ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની પાંચમે ગામ ન જઇએ;
પાંચમે હોય નાગપાંચમ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની છઠ્ઠે તો ગામ ન જઇએ;
છઠ્ઠે તો હોય રાંધણછઠ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની સાતમે ગામ ન જઇએ;
સાતમે હોય શીતળા સાતમ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની આઠમે ગામ ન જઇએ;
આઠમે હોય ગોકુળ આઠમ જો!
ઘડી રે રાખોને બેની પાલખી!
હાય રે બેની નોમે ગામ ન જઇએ;
નોમે તો હોય રામનવમી જો!
ઘડી રે રાખોને બેની પાલખી!

હાય રે બેની દશમે ગામ ન જઇએ;
દશમે તો હોય વિજ્યાદશમી જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

હાય રે બેની અગિયારશે ગામ ન જઇએ;
એકાદશીએ હોય નિર્જળા એકાદશી જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

હાય રે બેની બારસે ગામ ન જઇએ;
બારસે હોય વાઘ બારસ જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

હાય રે બેની તેરશે ગામ ન જઇએ;
તેરશે હોય ધનતેરશ જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

હાય રે બેની ચૌદશે ગામ ન જઇએ;
ચૌદશે હોય કાળી ચૌદશ જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

હાય રે બેની પૂનમે ગામ ન જઇએ;
પૂનમે હોય શરદ્ પૂર્ણિમા જો !
ઘડી રે રાખોને બેની પાલખી !

'ગામતરે જવું' 'પરગામ જવું'-જેવા રૂઢિપ્રયોગો મૃત્યુ માટે વપરાય છે; એ જ ધ્વનિમાં ઉપર્યુક્ત રાજિયામાં 'ગામ જવા'નો પ્રયોગ થયો છે. આપણા પર્વો અને તહેવારોની યાદમાં રહેલો વિષાદ આ તિથિગીતમાં-રાજિયામાં ઘણો જ ઘેરો છે.

કેટલાક 'રાજિયા'માં મૃત્યુથી થતા શોકને જીવનમાં નિરર્થક ગણવા માટે ઉપદેશ પણ આપવામાં આવ્યો છે. ધીરા ભગતે આવો એક રાજિયો રચ્યો છે :

જાય તે જવાના સહુ, જાણો જનમનાર રે;
મૂઆં તેને તમે શું રુવો ? રોનાર નથી રહેનાર રે;
—જીવો મણીગર બંધવા !

માળી આવ્યો ફૂલ વેડવા રે, કળીઓ કરે રે વિચાર
આજનો દિન રળિયામણો, કાલે આવશે આપણી વાટ રે;
— છત્રો મણીગર બંધવા !
કોનું છોરું ? કોનાં વાછરું ? કોનાં માય ને બાપ ?
અંતકાળે જવું એકલાં, સાથે પુણ્ય ને પાપ રે,
— છત્રો મણીગર બંધવા !"

મોહરમમાં તાબૂત નીકળે છે તે દિવસે ઇમામહુસેનની શહીદી માટે સમૂહમાં શોક દેખાડવામાં આવે છે. અરબી तअज़िअह શબ્દ ઉપરથી 'તાજિયા' શબ્દ થયો છે. 'अज़ा' એટલે 'ધીરજમાં ભાગ લીધો'; એ ઉપરથી ભેગા થઇને શોક કરવો, ખરખરો કરવો એવો અર્થ થાય છે. મોહરમમાં આ નિમિત્તે જે ગમનાં ગીત ગવાય છે તેને 'મરસિયા' કહે છે. આવો એક મરસિયો ઉદાહરણ તરીકે નીચે મુજબ રજૂ કર્યો છે :

ચાલીસ દિન પડા રહા લાશા હુસયનકા !
ઊઠા કીસી તરહ ન જનાઝા હુસયનકા !
રોવો મોહીબ્બો પીટકે સર ઓર ઊડાઓ ખાક,
છૂટા હય આજ કયદસે કુમ્બા હુસયનકા !
જયનબ યે રોકે કહેતીથીં ભાઈ કી કબ્ર પર,
ક્યું કર મંચ દેખું ચાંદસા મુખડા હુસયનકા !
હય હય કભી ન ભૂલુંગી મય ઈસ મઝારસે,
કુછ દાગ મંયને કમ નહીં દેખા હુસયનકા !
ક્યું મોઅમીનો બડાઓ અલમ તાઝીઆ બડાઓ,
ચહેલુમ તમામ હો ગયા આકા હુસનયકા !
રોતે હંય મુસ્તફા વ અલી ફાતેમા હસન,
હય શોર તાબ અર્શ મો અલ્લા હુસયનકા !
ઈસ ગમમે પારા પારા હય 'મુનીસ' કા જીગર,
તીરું સે છોદ ગયા હય કલેજ હુસયનકા !

મુસલમાનોમાં તો મરસિયા પુષ્કળ ગવાય છે. આવાં મૃત્યુગીતો હવે ખ્રીસ્તી કોમમાં ગવાય છે. હિન્દુઓમાં અને મુસલમાન કોમમાં

પીત્તળ લોટા જળે ભર્યા, ક્રમોરિયા રે મરણ કાળા કેરનું !
દાતણ વેળા વહી જશે, ક્રમોરિયા રે મરણ કાળા કેરનું !
તાંબા કૂડીઓ જળે ભરી, ક્રમોરિયા રે મરણ કાળા કેરનું ?
નાવણ વેળા વહી જશે, ક્રમોરિયા રે મરણ કાળા કેરનું !

આ જ પ્રમાણે નાનેરી વહુના મૃત્યુ પ્રસંગે ગવાતાં નીચે જણાવેલા માતમમાં 'વહુ' માટે "મૈયારી ટેલડી" જેવું સંબોધન વપરાયું છે.

ઓય મૈયારી ઢેલડી ! ડોસીડો આવે તમારી ડેલીએ;
ઓય મૈયારી ઢેલડી ! ચૂંદડીઓ લાવે તમારે કારણે;
ઓય મૈયારી ઢેલડી ! ચૂંદડીઓનું કોણ કરે મૂલ ?
મૈયારી ઢેલડી ! પાણીડાં ભરવાને આરો વેગરો !
ઓય મૈયારી ઢેલડી ! સોનીડો આવે તમારી ડેલીએ;
ઓય મૈયારી ઢેલડી ! સાંકળાં લાવે તમારે કારણે;
ઓય મૈયારી ઢેલડી ! સાંકળાંનું કોણ કરે મૂલ ?
મૈયારી ઢેલડી ! પાણીડાં ભરવાને આરો વેગરો !
ઓય મૈયારી ઢેલડી ! મણિયારી આવે તમારી ડેલીએ;
ઓય મૈયારી ઢેલડી ! ચૂડીલો લાવે તમારે કારણે;
ઓય મૈયારી ઢેલડી ! ચૂડીલાનું કોણ કરે મૂલ ?
મૈયારી ઢેલડી ! પાણીડાં ભરવાને આરો વેગરો !

શ્રી. શેખાદમ આબુવાલાએ માતમ (છાજિયાં) ની શૈલીમાં એક કાવ્યરચના કરી છે :

હાય ! આ કેવી મળી અમને બહારો હાય ! હાય !
પાનખરના હરઘડી આવે વિચારો હાય ! હાય !
સાંઝ પણ પડતી નથી કે ક્યાંક છાંયે બેસિયે !
આમ તો ક્યાંથી મળે રણમાં ઉતારો હાય ! હાય !
ફૂલ ને ઝાકળ બળે વળગી રડે છે બાગમાં !
રાતની પાછળ હતી કેવી સવારો હાય ! હાય !
કાળજું કળિયોનું ચીરાયું, ઘવાયા કંઠો;
રંગ કેવા અવનવા લાવી બહારો હાય ! હાય !
આ કેવા કાંઠા ઉપર નૈયા અમારી લાંગરી ?
ઝાંઝવાં પેઠે ઠગી બેઠો કિનારો હાય ! હાય !

મઢેડિયોમાં ઝૂલવા ખાતર અમે ઝૂર્યા હતાઃ
એટલે આવી મઈ દોઠે પુકરો : હાય ! હાય !
આટલાં કંદાં કરી સૂરજનાં કિરણો હોય ના !
અર્ધી રાતે તો નથી લાગી સવારો ! હાય ! હાય !

મૃત્યુ તો જીવન ઝોલાનું અટક સ્થાન છે. જૂનાં વસ્ત્રો તજીને નવાં વસ્ત્રો ધારણ કરવામાં આવે છે, તેમ આત્મા એક દેહને તજી નવો દેહ ધારણ કરે છે. જન્મના પ્રસંગ જેવો જ મૃત્યુ એ પણ જીવનમાં મિથ્યા ન થઇ શકે એવો વિધિ નિર્મિત પ્રસંગ છે. છતાં આપણે મૃત્યુને અશુભ અને અમંગલ માનીએ છીએ. સાહિત્ય તો જીવનનું પ્રતિબિમ્બ છે. તેમાં યે કવિતા તો ઉરની ઊર્મિનો ઉદ્‌ગાર છે. પરિણામે કવિતામાં ખુશી પણ મધમધે ને આંસુ પણ હોય.

લોકજીવનનાં સુખદુઃખ, આનંદ પ્રમોદ, વિનોદકલ્લોલ, રાગદ્વેષ વગેરે ભાવ અને ઊર્મિઓનાં તાદૃશ ચિત્રો લોકસાહિત્યમાં જોવા મળે છે. પછી લોકજીવનના એક અંગ સમા મૃત્યુના પ્રસંગને અનુલક્ષીને યોજાના વિષયો કવિતાના ક્ષેત્રથી કેવી રીતે પર બની શકે? આપણાં મૃત્યુગીતો નરી ઊર્મિની ઊપજ છે. તેમાં અર્થઘન રૂપકો છે, ધ્વનિ છે ને પ્રેરક બોધ છે. આપણા લોકજીવનના પ્રતિબિમ્બ સમાં આ ગીતોનું મૂલ્ય આથી કંઈ ઓછું નથી? એ તો નરસિંહરાવનું આ ગીત જ તેની પ્રતીતિ કરાવે તેમ છે :

મંગલ મંદિર ખોલો,
દયામય ! મંગલ મંદિર ખોલો.
જીવનવન અતિ વેગે વટાવ્યું, દ્વાર ઊભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો, શિશુને ઉરમાં લો લો.
—મંગલ મંદિર૦
નામ મધુર તમ રટ્યો નિરંતર, શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્યતૃષાતુર આવ્યો બાળક, પ્રેમઅમીરસ ઢોળો.
—મંગલ મંદિર૦

*

જો કે જે રીતે મરસિયા અને રાજિયા ગવાય છે, તે રીતે ખ્રીસ્તી-ઓમાં ગવાતા નથી. વળી એમનાં ગીતોમાં બોધનું તત્ત્વ વિશેષ છે. ઉદાહરણ તરીકે આવું એક મૃત્યુગીત નીચે રજૂ કર્યું છે.

ધૂળ તો થશે દેહ આપણી, ટકે કદી ન દેહ બાલ મૌઢની;
ફૂલ તો ખરે સૂર્ય તાપથી, મનુષ્ય એ જ હાલ પાપ શાપથી.
ધૂળનાં બન્યાં ધૂળમાં જશે, દરિદ્ર કે ધનાળ ધૂળ સહુ થશે,
હંસ તો જશે દેહ છોડતાં, પડી રહે શરીર ધૂળ ઓઢતાં.
મોત પાસ છે, આવશે ખરે; કરો ઉપાય આજ ત્રાણ કો કરે;
ત્રાણ તો થશે ખ્રિસ્તને ભજો; ખરો થશે બચાવ ખ્રિસ્તને સજો.
બીક મોતની કોણને ઘણી ? કરો વિચાર આજ જિંદગી ભણી,
ખ્રિસ્ત સાહ્ય છે, દાસ એ કહે, નથી જરાય બીક મોત ક્યાં રહે ?

આપણા ચારણ કવિઓએ ચારણી શબ્દધારામાં મરસિયાના વાહન દ્વારા હૈયાના શોક અને દુઃખને વહાવ્યો છે. પીઠવા ખુમાણની યાદને બિરદાવતા ચારણ કવિનો મરસિયો જાણીતો છે. ચારણી-કવિઓએ રચેલા મરસિયામાં પ્રકૃતિને ઘણું સ્થાન મળ્યું છે. વીસળના સુત માલાજામને સંભારી એક ચારણે જે મરસિયો રચ્યો છે તેની માંડણી ચોમાસાના ઘોરી માસ આષાઢથી કરી છે:

"ગહકે મોરાં ગિરિવરે, સજે વાદળ આષાઢ;
ધર ઉપર જાંબુ ઢળી, આંઈ રત આષાઢ.
આષાઢ આયા, મજા લાયા, રંક રાયા રાજીએ;
કામની નીલા પેર્ય કંચવા, સધણુરા દિન સાજીએ:
મગ-વરણ ધરતી, તરણ મેંમત, કણ તે ઊગાવો કરે,
જસ-લીયણ, તઅરત માલજામ, સતન વીસલ સંભરે!
જી સતન વીસલ સંભરે!"

આષાઢનું આવું વર્ણન અજમાલ નથુના પુત્ર આલણને સંભારીને બીજા કોઈ ચારણે રચેલા મરસિયામાં પણ જોવા મળે છે:

"ગરજે મોર ઝીંગોરિયાં, મહેલ થારકકે માઢ:
વરખા-રી રત વર્ણવાં, આયો ધધુંભ અષાઢ,

અષાઢ ઘઘુંબીય, લુમ્બીય અંબર, મદ્દલ ભિવળ ચોવળિયાં,
મહોલા–ર મહેલી ય, લાડ ગહેલી ય, નીર છલે, ન મળે નળિયાં.
ઇંદ્ર ગાજ અગાજ કરે ધર ઉપર, અંબ નયાં, સર ઊભરિયાં,
અજમાલ નધુ તણુ કુંવર આણણુ, સોય તણી શી સંભરિયાં,
જીય સોય તણી શી સંભરિયાં
મુને સોય તણી રત સંભરિયાં"

ચારણી ભાષાની ઝલક મરસિયાની રચનામાં પણુ જોવા મળે છે. માતર તાલુકાના ઠાકોર હિમ્મતસિંહને ઉદ્દેશીને કરેલી આવી રચના ઉદાહરણુ તરીકે નીચે મુજબ છે :

"ચૈત્ર વૈશાખે ચોતરફ, ફોર વસંત ફોહાર :
અણુ રત તખતે આવી યે, વખતાહર અણુ વાર.
મધુકુંજ ફોરે, અંબ ગ્હોરે, મહક દેરે મંજરા,
કોકિલ કહે રે, શબદ સહેરે, કુંજ લહેરે મધુકરાં :
સર કુસુમ લેહેરે, ઉર ન સહેરે, પ્રીત ઠેરે પદમણી
રત રાણ હિમ્મત ! વજય રણુ રત, ધારણુ સર માતર ધણી !"

'મરસિયા' જેવાં જ–'રાજિયા' જેવાં જ ગીતોને 'માતમ' કે 'છાજિયાં' પણુ કહેવામાં આવે છે. 'છાજિયાં' કૂટતી સ્ત્રીઓનું દૃશ્ય પથ્થર હૃદયને પણુ પીગળાવે તેવું હોય છે. આવા 'છાજિયાં'નો એક નમૂનો નીચે મુજબ છે.

હાયે હાયે લાડણા ! હાયે હાયે લાડણા !
કોણે કોણે ભાખ્યું લાડણા ? હાયે હાયે લાડણા !
માતા ભાખી લાડણા ! હાયે હાયે લાડણા !
કોણે કોણે ભાખ્યું લાડણા ? હાયે હાયે લાડણા !
બેની ભાખી લાડણા ! હાયે હાયે લાડણા !

આ કરુણગીતોની કરુણતા કેટલીક વખત લઘુતાદર્શક પ્રેમસૂચક મીઠા સંબોધનથી વધારી દેવામાં આવે છે. જુવાનજોધ માનવીના મૃત્યુ પાછળ ગવાતા નીચે દર્શાવેલા માતમમાં 'ઝમોરિયો' શબ્દ આનું ઉદાહરણુ છે.

## સમસ્યા

સંગ્રાહિકાઃ

### શ્રી. દ્રૌપદીબહેન જનાર્દન દેસાઈ, વડોદરા

[ પ્રસ્તુત સમસ્યાઓ એક દૂહા તથા પ્રાસંગિક સુભાષિતોની પોથીમાંથી ઊતાર્યા છે. દૂહા તો પ્રેમના, નીતિબોધના અને જ્ઞાનના છે, પરંતુ એનાં પાન ૫ અને ૬ ( બન્ને બાજુ ) ઉપર ઉતારેલી સમસ્યાઓ એક રીતે ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

પોથીમાં સમસ્યાને છેડે, સમસ્યાનો ઉત્તર ઉર્દૂ લિપિમાં આપ્યો છે-જેથી સામાન્ય વાંચક તેનો તૂર્ત ઉત્તર, તેમાં જોવા છતાં ન આપી શકે. વર્તમાન યુગમાં, હજી જેમ ઘણો વર્ગ એવો છે જેમને અંગ્રેજી લિપિમાં લખેલું તરત ઊકલે કે સમજાય નહિ: એવાઓના કુતૂહલ ખાતર જેમ અંગ્રેજી લિપિમાં ઉત્તર લખ્યો હોય ને ન ઊકલે, તેમ આ પોથીમાં સમસ્યાનો ઉત્તર તેના સામાન્ય વાંચકથી છૂપાવવા માટે, તેને ઉર્દૂ જેવી ઘણાને અજાણી એવી લિપિમાં આપીને, લહિયાએ સમસ્યાનું કૌતુક વધાર્યું છે.

આ દૃષ્ટિએ, આ સમસ્યાવાળા લખાણ સાથે પાનાનો બ્લોક જિજ્ઞાસુઓ માટે રજૂ કર્યો છે. આ પોથી મને ઉપયોગ માટે ઘણાં વર્ષોથી ધીરવામાં આવી હતી. આજે તે પ્રસિદ્ધિને પામે છે તે સુયોગ છે. —સંપાદક : મંજુલાલ મજમુદાર ]

( ૧ )

ચાર ચલત દસ નેન છે, પાંચ સીસ જીવ ચાર;
રતન પદારથ જે હસે, પંડિત કરો વિચાર. ૧ [ મોરલો ]
પગ-વના પાવે ચડે, મુખ-વના ખડ ખાય;
કે' એસી તારું ટીપણું, કે ગાડર કે ગાય? ૨ [ ? ]
અમુલક બે દ્રુજ કને, જલમાં નીપજે જેહ;
તે બંને મેલાવીએ, તાત હમારો તેહ. ૩ [નયન-કમલ]
આઠ કકડ નર નીપજે, બે અસ્ત્રી, નર ચાર;
તેમાં નપંછ(સ)ક એક છે, તેહ તજું ભરથાર. ૪ [ પલંગ ]
તીર તરકસ તરુ આરડો, ભાલો ને તોખાર;
એકુ દુજે ચાબકો, સાતે સાતી (થી) સાર. ૫ [ ? ]
સત નર બાંધ્યા સામટા, નર નઈ નારી જેહ;
તમ રક્ષાને કારણે, હાથે ગ્રહી છે તેહ. ૬ [ માલ ]
પીલો પણ પોપટ નહીં, કાલો પણ નહીં કાગ;
પાંખ ખરી, પાંખો નહીં, ડસે પણ નહીં નાગ. ૭ [ ભમર ]
નારીએ નર ગ્રહો, નર રહો નિરધાર;
નરથી નારી ઊપની, એ પંડિત કરો વિચાર. ૮ [ ચાંદો ]
હસ્તી દંત સરીખા જેહ । જકડબંદ કરી બાંધ્યા તેહ: ॥
નર ફીટી, તે નારી થઇ । એ વાત રાજા ભોજે કહી ॥ ૯ [ મૂળા ]
એ ફીણુ કમલ ચક્ર ટંકાર । તરુ પવન જોબન શણગાર ॥
આંગલી અક્ષર ચપટી માત્ર । રામ કેહો સીતા કુ બાત ॥ ૧૦ [ ? ]
દાતા ધન કુ સંભવે, બાલમ હી ઘર-અંગ;
આધી પડ જો ઠરસી, ઊપરે પજ થણુ જંપ, ૧૧ [ ? ]

( ૨ )

પ્રશ્ન 'સખી ! સખી ! મેં અણીઆલો દીઠો !'
ઉત્તર 'અણીઆલો તો ભાલો.'

પ્રશ્ન 'ભાલો નહીં' ચોધારો;'

ઉત્તર 'ચોધારો તો મેઘ.'

પ્રશ્ન 'મેઘ નહીં; ચોપાએ બાંધ્યો તેહ'

ઉત્તર 'ચો-પાએલો તોરી !'

પ્રશ્ન 'તોરી નહીં, પરભોગી.'

ઉત્તર 'પરભોગી તો કેવડો'

પ્રશ્ન 'કેવડો નહીં, કટોરા જેવડો' ૧૨ [ દીવો ]

પ્રશ્ન કોણે હીમાલો સેવીઓ ? કોણે સેવી આગ ?<br>કોણે કરવત મુકાવીઉં, કેઈ નારને કાજ ? ૧૩

ઉત્તર કાથે હીમાલો સેવીઓ, ચૂને સેવી આગ;<br>સોપારીએ કરવત મુકાવીયું, નાગરવેલને કાજ. ૧૪

ભમરી ભમે, રુદન કરે, તારો મદભર મુવો ન જાણુ;<br>બન્યો છે તે છુટસે, રવિ ઊગમતે ભાણ. ૧૫ [કમલ-ભ્રમર]

નીત નીત પાવક પરજલે, મૃત સજીવન થાય;<br>તે જોડે મેલ અમારડો, એ એધાણીએ આવે રાય. ૧૬ [ લુહાર ]

જે દીઠે મોહ પામીએ, તેહનું છેદે સીસ;<br>તે જોડે મેલ અમારડો, તે એધાણીએ આવે તેહ. ૧૭ [ મોળ ]

જેહ સમારે દુજને, તેને સમારે જેહ;<br>તે જોડે મેલ અમારડો, તે એધાણીએ આવે તેહ. ૧૮ [ ? ]

જેને ખાધે વીખ ચડે, તેહને જે કોઈ ખાય;<br>તેહ પડીઉ મેડીએ, એ એધાણીએ આવે રાય. ૧૯ [ મોર ]

+ ‡ +

# લોકભવાઈ

## રત્ના–હમીરનો વેશ

ડૉ. સુધાબહેન રમણલાલ દેસાઇ, વડોદરા

[ આ વેશ ગુજરાત અને મારવાડના સાંસ્કૃતિક સંબંધ ઉપર અવનવો પ્રકાશ ફેંકે છે. વેશ ભજવાયો છે કચ્છ–ભૂજના રાજા રાવ દેશળજી સમક્ષ. વેશનું વસ્તુ છે મારવાડના એક રાજકુંવરના પ્રેમ-પ્રસંગનું. એ મારવાડી કથાનકને ' વેશ ' અથવા ' નાટિક ' કે ' ખેલ 'ના સ્વરૂપમાં ભજવી બતાવવાનું કામ ખાસ આમંત્રણે તેડેલા ત્રગાળા (તરગાળા) નાયકોને સોંપાયલું હોય છે, જે સૂચવે છે કે એક સદી પહેલાં તરગાળા કલાકારોની અભિનય શક્તિ ખૂબ ઊંચા પ્રકારની અને પ્રસિદ્ધ હશે. તથા એક સૈકા પહેલાં આ રીતે અનેક કથાનકો ઉપર વેશો રચાતા હશે અને ભજવાતા હશે.

આખાય વેશમાં કથાનક, સંવાદ અને ' ગાણાં '–(ગીત) મારવાડીમાં છે. જ્યારે ભજવણી અંગેનાં અભિનય વગેરેનાં સૂચનો ગુજરાતીમાં અપાયાં છે.

વેશ સંવત ૧૯૦૯ મહા સુદ પાંચમને શુભ રવિવાસરે એટલે કે ઈ. સ. ૧૮૫૩ માં ભજવાયો હોય એમ લાગે છે. એટલે વેશની રચના તે કરતાં કાંઈક આગળની જ હશે એમ ધારવું વધારે પડતું ન કહેવાય.

આ વેશ કે એના નામનો ઉલ્લેખ બીજે કયાંય મળતો નથી. માત્ર અકસ્માત મળી આવેલી એની હસ્તપ્રતમાં જ આ વેશ સંઘરાયેલો પડયો હતો. એ હસ્તપ્રત મળી ન હોત તો એ વિસરાઈ જ જાત. આવા કેટલાય વેશો પૂરતા સંશોધનના અભાવે અજ્ઞાત રહ્યા હશે.

એક જમાનામાં મારવાડ–મેવાડ–ગુજરાત વચ્ચે સારા એવા સાંસ્કૃતિક સંબંધો હતા, તેની આ વેશ સાક્ષી પૂરે છે. મારવાડી અસરવાળો આ વેશ વાંચકને સમજવામાં બહુ અઘરો તો નહિ જ થઈ પડે એવી આશા છે. વળી વેશમાં આવતા ગુજરાતી ભાષામાં જે નાટય સૂચના છે તે પણ ખૂબ રસમય નિવડશે એની મને ખાતરી છે.

—સંપાદક ]

વારણે જાવાં રે રાજા રે વારણે જાવાં રે ! ૧ છેક
સૂરજ ગઢ સોહામણો રે કંવર હમીરજી નામ,
મે માગણ ઉનરા રે જસ કહું આઠો જામ રાજા રે ! ૨ છેક
આસપાસ નરદિઆ ખેલત માગ્યો બેહારો બચન,
કૃપા કરી કંવર ફરમાયા સુણ રે મોરા સુકન રે ! ૩ છેક
સૂરજ ગઢ રે સ્વામીએ રે દીનો માને કોલ,
મે બી ઉઠે આવસા રે ચંદગઢરી કોલ રાજ રે ! ૪ છેક
ઝીણ વચન સુ મે આવીયા રે ઉમગ્યા મલણ રે આજ,
રાજ અબે પધારસી રે હોસી સગલાં કાજ રાજ રે ! ૫ છેક

એટલું ગાઈને પછે જે બીદારોથી રામ રામ સામસામા કરવા પછે કુશલ વાર્તા પૂછી ને જલેબદારોએ કેવું જે કંવર પધારીઆરો કારણ મે કંઇ જાણ્યા નહી જી કો જાનના હો શો કહી એવું કે તારે માગણ જવાબ અમને આપે. જે જીણ દિન ચીત્રગઢનું કવરજી પરણી અર સૂરજગઢ આવતાં થકાં બીચમેં ચંપા બાગમેં સાહૂકારરી દાવડી રતનાં લાર પ્રીત વ્હે ગૈ. ઉન શારુ અટે પધારા હૈ. સો બાત સણીજે.

હવે માગણ વાર્તાનો આરંભ કરે તેની વિગત...

### અથ દોહા

પ્રગટ જોત પરમેશ્વરી શ્રી આશાપુરી સાંચ,
કુલ દેવી કીજે કૃપા માત સદા મહામાય. ૧
બંસ સશી ઉજ્વલ બરન પચ્છમ પત ભૂપાલ,
મારમલ્લ સુત સાવ ભલ દેશલ પરમ દયાલ. ૨
ન્યાય ધર્મ પુન નીતરી હૃદે ગતી નિરધાર,
પ્રેમ રસ પ્રકાશણો રસનવ રૂપ શૃંગાર. ૩
આગે રાજા માનયોં મણસુ સુરધર ભૂપ,
તિણ મન જુગતીસોં તિસો પોખ્યો પ્રેમ સ્વરૂપ. ૪
પૂરણચંદ સો પાસયોં ભંડારી બડ ભાગ,
કવના પદ જાણતું કરે, રચી બાત અનુરાગ. ૫

## છપ્પય

રચી બાત અનુરાગ ભૂપ સુરજ્જાઢ ભારી,
રાંચ્યો તિકો હમીર પ્રીત મન રતનાં પ્યારી.
વન્દ સુ ગઢરી ચૂપ ભૂપ સોઈ મન ભાઈ,
ઇસી અકલ ઉપાવ વિગત સૌ કથા બણાઇ.
સોઇ બાત નૃપ દેશલ સુણી જુગત ભલી પર જાણીએ,
રણ પ્રીત રીત ઉપર ઇસો પ્રગટ રૂપ પરમાણિએ.

## દુહો

વદે યો હુકમ તે વાર ઇસો જગજીવન ઉપર,
કીજે અશલ પ્રકાશ ભાવ સો વરતે ભૂપર. ૧
તણ વેલા તન ચારે ત્રાગલા નાયક તેડે,
ચાર નામ ધર ચિત્ત વદાં સો જાણ વડેરે. ૨
પાનાંચંદ પૂંજો સપુન લાલસ ચૂની લાવણ્યો,
વહ અવલરામ ચારો વદાં વાસો વેસ બણાવણ્યો. ૩
સુણી બાત તિણ સમે કીયો સો બેસ પ્રકાશી,
જુગતી રચી સુજાણ બાસ ગુજ્જર કે વાસી.
સંવત ઇસો ઉગણીસ ચરસ નવ ઉપર રાજે,
માઘ શ્વેત પંચમી રવી સુભવાર બિરાજે.
તિણ દિન કિયો નાટિક તિસો રાંમતખેલ રચાઉઓ,
સુકલ જીવો કહે ભલા ભૂપ મન ભાએઓ.

## અથ દોહા

પછમ ધરારો પાતસા ભુજ નગરરો ભૂપ,
રાવ દેશલ રંગ રસીઓ ઇણુરી છટા અનુપ. ૧
રતનાં હમીરસે વેશ સુણતાં અંબા પુરસે આસ,
કર જોડી પનાચંદ કહે સિગલા કવિરો દાસ. ૨

અથ રતનાં હમીરની વાત...

સરજ ગઢમે રાઓ દલપત રાજ કરહે સીસ પર છત્ર ધરે હે તિકો બડો વિસ્તાર ઇન્દ્ર અવતાર જીણ તું સારા ભૂપ થરેહે હે ડંડ ભરે ડર રહૂ હુકમ આધિન સુશાધન કરતા રહે તિણુરો કુંવર હમીર તિકો બધી આદનતાક જિણુ રેખ્યત મુંછારી શાઇ જાંણે પુલાદ કહશી રો જહ બારીકા અજાંન બાહ પુરુષ અથાહ લોએ સોલાએ જડી બલાય રિઝવારાં રિઝવાર કવરાં શણગાર તીખ ચોધરો રાપણહાર રસ વિલાસરો ચાસણહાર ફેર કવર કેસાઇ કહે.

અથ દોહા

જાતો આહેડે જડે તીખકરણ તાતો
રંગ રાતો નિશદન રહે મદ જોબન માતો... ...૧
મુખ હુગંતી મોસરાં મદ મગજ મહીઓ
પાટી વીરતરી પહરો મીત ચાલ ચહીઓ... ...૨

અથ વાત,

સો હમીર કવર ને કવરાંરો સાથ ॥ તિકે ઉદમાદાં કરતાં થકા અલવલીઆ બિમલીઆ છેલ । જિકે આગે ન ચાલે કિણુરો એ ફેલ એક એક સો આગે ॥ જિણુંને ઉપમા કિસી લાગે ॥ ઇશા દીસે કમરાંરા કસીઆ ॥ કાલીરા કુંમકનાં રંભારા રસીઆ ॥ રણરા રિઝવાર સતીરા નાલિયરસા ॥ કમારી ગણીરા મેડણહાર બકારીઆ શેરસા ॥ રજપુત વટ રા સમાવા કછીઆ કમ ॥ મદછકીઆ અલવલીઆ આલીજા મમર ॥ ફેર કવર કીશાહે.

દોહા

અડે મુજા અસમાન ॥
ગડે અબીઢા ઘાટ રમનરેઆ રણસુરહ ॥
ચરેઆ એ લખ થાટ ॥

### સોરઠા

હદાં ખેહદ હમીર પન પાલણુ રજવતણો ॥
તિથડાઇ તિણુ તિરમ તિકો સાથ કુંવરાં તણો ॥

**અથ વાત**

અતરેહી કવરરા વિવા થારુ ॥ ચત્રગઢરા રાવલ લક્ષપતરી કવરી ॥ ચત્રલેખા રોટીકો આયો ॥ સો યા બડો ઉત્સવ કીનો અર, નાલીયર લગન ખધાયો ॥ અવે જાનરી તયારી કીજે હૈ અનેકાં રીઝમોઝ દીજૈ હૈ ॥ સારા સાથ કેસરીઆ કસૂબ કીઆ ॥ જલોસરા સાથ સાધ લીઆ ॥ બડા બડા કસબીઆરા તાએફા લારહે ॥ જિકે રાગ રંગ ઉવારે હૈ ॥ સાથમે અમલાંરી મનવારાં કરે હૈ ॥ નિશારા પણુ પિઆલા ફરે હૈ ॥ ઇણુતરે વુ હગામા કરતા થીકા વહે હૈ ॥ તીખ-ચોખ રાએણુરી બાંતાં કહે હૈ ॥ ઇતરે ખધાઇદારા રાવલ લખપતનુ વધાઇ દીધી ॥ તિકા મનમાની નિવાજસા લેવી ॥ અઠી રાવલ ઉઠી રાઓ દોનુ કાની સારીસો પ્રસાત્ર ॥ જિણુ શંમેરા મલાપરી ને જલુશરી એક જીભ્યા કિણુનરે સું લ્હીજે ॥ જો હજાર જીભ હોએ તો પણુ થાક રહીજે ॥ દુસાષાને મે તાણાંરો પ્રકાશ । જેહો જાણે ભાસ્કરરો હીજ માન ॥ હવાઆં આસમાજમે છૂટે હે । તિકે જાણે તારાહીન ત્રુટે હે ॥ જિણુ ઉપરે પેજા મારી જેહે ॥ કે જી તીને હે ને કેહા-રીજે હૈ ॥ ઇણુતરે સું કવર હમીર ઘણુા ઉછાહ સોં પરણીઆ ॥ જીણુરો સુજસ કવેશરાં રૂપગામે વરણીયો ॥ દોનું કાની ધન ખરચર-ણુરો પ્રમાણુ કેસો ॥ ઓરઇણુાંને પુગે કોણુ એસો હમે ઘણુા રસ રજાઅંદી સો જાન વિવા હીએ વારે ચંપા બાગમે આવે હે ॥ ઇતરે અણુહીજ ટાણે રતનાંજીકા પીરનું જાવે હે ॥ સો રતનાં કુણુ સો સુણીજે ॥ જીણુ સમે ॥ સરામે જું માનસરોવર ॥ તરનમે જું કરપ તરોવર ॥ ખગામે જું રાજહંસ નગામે જું મોમઅંસ નિશામે જું નેહરો જીસો ॥ રશામે જું શણુગાર રસરો લસો ઠસો ઘ્રરંગામે જું સૂરજરો ઘ્રરંગ ॥ કુરડવમે જું ચંદ કુરંગા ॥

### દોહા

વહે ક્રોડી ધનરા વરદ ॥ લીયા મહાજન લોક ॥
બસે અડર બીહવાર ઊચ્ચુ ॥ જોક ચંદનગઢ ઓક ॥ ૧ ॥
જીણુપુર રૂપાણીજીકો ॥ પખ પડાં પુરો ॥
કસર ન કો લાગી કદે ॥ સતવાયક શુરા ॥ ૨ ॥
ત્યામે હિરાનંદ તિકો ॥ તિખ્ખીઆ પડતોલ ॥
જલમી જણુ પુત્રી જીકો ॥ અદ્ભુત રતન અમોલ ॥ ૩ ॥
પ્યારીરાશી પુત્રસો ॥ જાઝા કર જતના ॥
તીખ રતન રો તોલ તીણુ ॥ નામ કંહે રતના ॥ ૪ ॥
વધતી રાધ તલ વધે ચલ વધતી જખ તેણુ ॥
બરસા નવ નવ લાવણી અજબ સવ સતાબીઅણુ ॥ ॥ ૫ ॥
તીર પહેંસતે નાવ તિમ ॥ સિસુતા જોબન સાર
ચત ઉતરણુ અર ચઢણુરી ॥ હલવલ હૂઇ હકાર ॥ ૬ ॥

### સોરઠા

સિસુતા જલ સસી આહ ॥
જિમ જોબન ખજેરે ॥
ઉવા ઉસસી આહ ॥
અદસુદ રજ ઉરૂરથલી ॥

### દોહા

ઉર ઉકસણાં ઉપરે ॥
સધી હસ પટ સાજેહ ॥
મિટત બે થ્યારી સેંકમન ॥
સોઅણુ અતલા જેહ ॥ ૧ ॥
સુગડાપણે સુહાયણી ॥
રસ મૂરત રંગ રૂપ ॥
કામતીઆ સોહી કિહીકા ॥
ખણુરી છટા અનૂપ ॥ ૨ ॥

અથ વાત

ચોસઠ કલારી જાંણ ॥ ઇન્દ્રપરી એ નાણ ॥ સરૂપરે માર મરીઓ નાજક અંગ ॥ જિણઆરૈ કાંઇ કેશર અર કંધણરો રંગ ॥ નાલીસર જેસા સીસ પર કેસરો માર ॥ તિકો જાણે તિમરાઇ તાર ॥ જિણરા મુખરી ઉપમા તો પૂરણ ચંદ્રમાઈ નપાવે ॥ કાહા કહા તાઇકિંહિ દિ જ વણ આવે ॥ નેણીજરો તો મ્રગરાઇજ નેણ ॥ વેણ જિકો તો કોયલ રાજ વેણ ॥ ધનેષ જો મોહોરા રી ખંચ નાસીકા જાણે સુવારી ચંચ ॥ અધર પરવાલી જિસાં વણીયા ॥ દાંત હીરારા કંણીયા બાઇ ચંપારી કાલ ॥ હાથ પત્ર કમલાં સું સુકુમાર ॥ જિકાં હાલતી લજાવે હંસરી ગતનાં ॥ જિણરા રૂપ ગુણરી ઉપમા રંભા અર રતનાં ॥ અવર હી એણનાં ઓપમા દીઆં કિશડી ॥ આ તો કિરતાર હાથાં ઘડી હોય જિસડી ॥ અતરેહી પ્રણરા વિત્રા સાર સગપણ સાંધીયો ॥ ચિત્રગઢરો કુલાંણી ઇદિસાણ જિણરા બેટા લશમીદાસ રે હારો બાંધીયો ॥ અબે અઠીસો તોયાં મોરો છાયો ઉઠી હુઓ જાંન વણા અર આયો ॥ એ ,વાર દોનું દવરા ધણી ॥ કોડ બાતાં હી ન હોવે કણી જોડી સરીસી બણી ॥

સોરઠા

જિમડી જુન જાંન ॥ સાંમેરો તિસંરો સરસ ॥
સનીઆ દોઉ સાંમાંન ॥ તોરિઆં કાનો તિતિહી ॥

દોહા

કંથ મુકરો કાંકરો ॥ રતનાંજી કાં રતંન ॥
બોધનારી રકના બડી ॥ જિણરો નકો જતન ॥

અથ વાત

હમે જાંનનું ભાત પહેરાંણી દે વિદા દીની ॥ સાત સાહેલીઆં દશ દાશીઆં ઇણરે સાથ કીની ॥ અબે ચીત્રગઢ જાએ પોહોચ્યા રતનાં ઉદાસ થકી રહે હે ॥ સાહેલીઆંનિ પણ ' દિલરી ન કહે જો

ડીઠાંપે મે તો પીયારી ઉલૂ જાણુ પડે હે ॥ પણુ મનમે તો ઓર હી ઘટ ઘડે હે ॥ એયો કરતાં ચિતેરા હીરા બેટી રૂપાં જાઈ ॥ તિણુ જોતદાંન ખોલ તસબીરાં દિખાઈ ॥ જિણુમે એક તસબીર ધણુરે મનમાંની ॥ સો બાર વારદેખે ઉણુકાંની ॥ ઉણુ વેલાં રતના પણુ ધસકી ફૂબી ॥ શિબી દેખ માનું હોય ગઈ આપહી સિબા ॥ તદ ચિતેરી રૂપાં કહો ॥ મારો બાપ સૂરજગઢસું હમાર આયો છે સો તસબીર ચિત્રગઢ ચિત્રસેખા રે વર કવર હમીરરી ઉતાર લાયો હે સી સબી રતનાં દિલમે ધારલીવી અર આ બાત મુખસી ઉચારે હે ॥

### દોહા

વિધનાં હી પેદા કીયા ॥ જહી મૂરતી જહિ જોગ ॥
કુણુ કુણુ પાતક જુદા હુયા ॥ જાતપાત. સે જોગ ॥

### અથ વાત

એહું સોચ દિલમે કરે હે ॥ ધ્યાંન શ્રી મહાદેવજીરો ધરે હે ॥ સો રતનારે પીઅરસો આંણો આયો ॥ જિકા સારેસો વીધા હોએ ॥ પિયર જાતાં ચંપા બાગમે ડેરા દિઆ સો બાગમે જોતિલિંગ શિવ ભીડભંજન બિરાજે હે ॥ જિણુરો દરસણ્ણ કિએ સંકટ અર ભીડ ભાંજે હે ॥ તઠે આએ સમુખ ઊભી રતનાં ધ્યાન ધરે હે ॥ ગુણુની બાધ કરે હે ॥ તિણુ સમે કવર પણુ દરસણુનુ આયા ॥ જિણુ મુખ નૂર બર બરશે હે ॥ આગે રતનાં જીકા પણુ કાંનસરા દીપક જુ દરસે હે ॥ સો કવર રતનાંજીરે દેખાદેખી તો હુઇ મોડી પણુ લેખરે પ્રમાણે લગન તો પહલાં જ દોડી ॥ સો રતનાં સાહેલીઆં સો બોલી ॥ પણુ અજે દિલરી ખોલી અર ગો કહી અઠે મરદાં માહીં આપણી લાજ રેહણુ ન પાસી ॥ આપણુ ઉપરલે ખંડ ચાલીજે ધતરેહી એ દરશણુ કર પરા જાસી ॥ એત્રહી એક ચન્નુ નામા દાસી ॥ તિણુ દિલરી લગન જાંણી ॥ બાતરી ધુન પેછાંણી ॥ તિકા ચન્નુ કસી કહે ॥

દોહા

રાત દિવસ હાજર રહે ॥ રસમે અત રૂડીહ ॥
લવ જાવે દિલરી લગન ચાત્રુ રચિત રૂડીહ ॥૧॥

અથ વાત

તિણુ ચત્રુ કવરરી તારીફ કરી ॥ જરે રતનાં એણુ કવર સાંમી નજર ધરી ॥ અબે દોએ ઝડ દોહારી હોહાં મડીજ બોલે હે ॥ ચત્રુ પાછા દોહી ઝડાં મે તર બોલ હે ॥

અથ રતના વાયક દોહા

મોરા ભ્રમ મન માહરે ॥ કયોં ચૂકયો કિરતાર ॥

ચિત્ર વાયક

ફેરાં જપ ગારત ફરે ॥ ભોગે સોઈ ભરથાય ॥

ફેર રતના વાયક

મૂરત ચિત્રક મે જીકો ॥ આણી માહેશ નીશંક ॥
અબ પીઅસોં મલબો જરૂ ॥ કરબો નહી કલંક ॥

અથ વાત

તિણુ સમે કવર પણુ સુખીઆ નામી ખવાસનું બોલે હે ॥ તદ સુખીઓ હી સારોહી ભેદ બોલહે ॥ તિકા સુખીઓ કિસોઇ કહે ॥

દોહા

અકલાં ઉક્ત ઉપાવણો ॥ મિલખેલણુ સુખીએ
રહે ખવાસી મે રણુ ॥ સુખદાયક સુખીઓ ॥૧॥

અથ વાત

અત્રેહી રતનાં સાહેલીઆંરાં ઘુમરા મે ઉપરલે ખંડ જાયે ઊભા ॥ તદ કવરજી સુખીઆનું કહ્યો ॥ જો આ અસ્ત્રી માનું દેખાવે ॥ તો મનમાંની અનામ પાવે ॥ તદ ખવાસ નધે કરને ॥ ફેટ પડેથી જઠે જાય ઊભા કીયા ॥ સો રતના પણુ ઝણુકારા સું ઝાંણુ લેઆ ॥ હમે

રતનાં જાંણુ અજાંણુ હોવે હે ॥ સાહેલીઆં સો ચાલે લાગ તરછી નજરા ॥ કંવર કાંતી જોવે હે ॥ ચમક ચવદંત હુઇ લચકાંણી પડ ગઇ ॥ જાંણે અંગમાં જપડ ગઇ ॥

દોહા

ઉભે દગ જોડે આડ ॥ કાટ ઝીણુ પટકોર ॥
હલવો કટક હરોલમાં ॥ જું ઘુંમર પર જોર ॥૧॥

અથ વાત

ઘતરે હી પવનરી ફેટસોં રતનાંરી સાડીરો પલો પણુ દૂર હુઓ જઠે કવર રે ચિત્ત પણુ ઘણો ચકચૂર હુઓ રતનાં દીઠો માનું દેખ તો ન લીધી ॥ એવું જાંણુ કંવર સાંમી નજર દીધી ॥ સો ચ્યોં નજરાં હોતાંઈ સો રંગ વરસીઓ ॥ દોનાં હીરાં નેતરોમેં ઘણો સનેહ દરસીઓ ॥ ઊણુ વેલા રતનાં કેશીક નજર આઈ ॥ પણુ દુહારી બરાબર જાંણુ પાઈ ॥

દોહા

પાખા બીજલ પલકાતી ॥ મોત્યાં ચકતો સુખ
દીવાલી વાલી દમક ॥ દીઠાં માંગે દેખ ॥ ૧ ॥
ઘણુ વિધ આલા અંગરી ॥ ઝીણે પટ ઝલકે ॥
બીચક જાણે બાદલાં ॥ મલી બીજલ મલકે ॥ ॥ ૨ ॥
સોઘણુ ઉણુરાં લાગણાં ॥ પલકાં બીચ મલકે ॥
લટકણુરો મોતી લીઆં ॥ ડીલી નથ દલકે ॥ ૩ ॥
સોલે ફીરણાં શરસીઓ ॥ પ્રગટ ફબ્યો બિણુ પંક ॥
સર્પકે સોવન બેલીસોં ॥ મેલીઓ આણુ મઅંક ॥ ૪ ॥

અથ વાત

રોમ જિણુરા હરખીઆ ॥ વદન મૂલકેઓ ॥ અંગ પુકેઓ ॥ પ્રવેશ આઓ પૂરણુ સુખ પાઓ ॥ મદન સરસેઓ જિણુસુ રંગ જોર ઊ જોર દરસીઓ ॥ ઊઠીને કવર પણુ હૂઓ મુશતાક ॥ જિકર છકીઆ પ્રેમરી છાક ॥

દોહા

અંગ અંગ ઊફણીઓ અનંગ ॥ છેલ છટા છલીઓ ॥
અલવલીઓ ઊછાંછલો જિણુ રસ ઝીલીઓ ॥ ૧ ॥

અથ વાત

સને તો દોતુર જાણીઓ પણ મિલણરી ધારી ॥ તિણુ ઉપર કવર વાં સલા વિચારી પદેલો તો રૂકો દીજે ॥ પૂકે જવઆ કરણું હોય રો કિજે ॥

દોહા

અદ્‌ભૂત છટા અલૂઝીઓ ॥ ખીણુ નહી એક ખિરે ॥
મન મ્હારો યે મોહીઓ ॥ કહે દોખુ ન કિરે ॥ ૧ ॥

અથ વાત

કવરજી રૂકો લિખ ખવાસરે હાથ દીનો ॥ ખવાસ આયો પોચાવણુરો ઉપાવ કીનો ॥ સુરજમદરી માલણુ ફુલાં ઉદારી બેઠી ॥ ચિત્રમદરા બાગવાંન ॥ મુલાને પરણાઘતી ॥ તિણુનું ફુલ લે રતનાં કને જાવતી દીઠી ॥ તદ માલણુસું ઇણુ સે ધકાઢ કીવી મીઠી નેડે જાએ ને બતલાએ જતાવો તો ન કીયો પણ આસતે સૂ રૂકો ॥ છાબડી માંએ નાખ દિયો માલણુ જાએ રતનાં કને ફૂલ ઉઘાએ ને પાછી આઈ। જર હી સુખીએ ફિકરવાંન હોય માલણુનું બતલાઈ ॥ અર યા કહી। એક થાસુ બાત કરતા એઓ ફ્લ પાયો ॥ એક કાંમરો રૂકો યો સો ગમાયો। કે તો દે ફૂલામિ ગિર પડયો હોય ॥ જિણુસું કહાં છાં પાછી જાયને ફૂલનું જોય ॥ એનું સુખીઓ અર માલણુ બાત કરે હે ॥ જરાં ઉઠી ફૂલામે રૂક્કો રતનાં પાયો સો આપ બાંચ ચતુરાં નૂં વંચાયો ને પાછો જવાબ રો રૂક્કો વણાયો ॥ જિણુમે સને દિલરો જણાયો ॥

દોહા

સાચાપણુ રહીયો સરસ લેખ્યે સમજ લીયો ॥
આપ દિયો જદ આપુને ॥ દિલમે પ્રથમ દિઓ ॥

### અથ વાત

હમે રતનાં રૂકો પોંચાવણારી ચિનમે ધરી ॥ જરે માલણ આય રૂક્કો ગણિયારી વાત કરી ॥ તદ ઈણું કહયો એક રૂકો મે પાયો હે સો સાંભલ લીજે ॥ ઓર જણુરો છે જણનું ઠાવો દીજે ॥ માલણ આણ રૂક્કો ખવાસરે હાથ દીનો ॥ ખવા ખવાસ કવરરી નજર કીનો ॥ કવરજી રૂક્કો વાંચને વેલે બાચાઓ રાઝમાં અ અમાંણ રચીઓ ॥

### દોહા

મેક હુત મેલીઆ ॥ પદમણનાં સુખ પાવસી ॥
મધુકર હી મલીઆ ॥ સો અજબ રસ આવસી ॥

### અથ વાત

કવરજી રૂકો વણાય ખવાસરે હાથ દિઓ ॥ ખવાસ ચત્રુ સું મેલ મરજી પાએને રૂક્કો આઘો કીઓ ॥ સો ચતરૂ લે રૂક્કો રતનારે હાથ દીઓ ॥ રતનાં રૂક્કો વાંચને અપાર સુખસીઆંણી ॥ દિલરી લગન સિધ હુઈ જાંણી ॥ અબે પાછો જવાબ ધરે હે ॥ જિણમે જડાવ જડે હે ॥

### રતનાં વાચક દોહા

સૂકો જોએ શરોજનં ॥ ઝટક ઉડે પર ઝાડ ॥
મધુકર મંતજ મતલબી ॥ બસ કર દીયે બીગાડ ॥

### અથ વાત

એ રૂક્કો રતના લીખને ચત્રુરે હાથ દીનોં ॥ ચત્રઆએ ખવાસરે હાથ - દીનોં ॥ ખવાસ કવરજીરી નજર કીનોં ॥ સો રૂક્કો બાંચ કવરજી કિણુતરાં રૂક્કો બચાણો।

### દોહા

કેતક પત્ર કરોતકી ॥ ધારે સિર પર ધાર ॥
તોઈ મધુકર નહ તજે ॥ ગહરી ધુન ગુંજાર ॥

### અથ વાત

કવરજી યાં રૂક્કો બણાય ॥ સુખીઆરે હાથ દિનો ॥ સુખીએ આણ ચત્રૂંનું દિનો ॥ ચત્રૂ રતનાંરી નજર કીનો । રતનાં રૂક્કો બાંચ પોર રૂક્કો બણાયો ॥

### અથ દોહા

ભમર અને સુખ સું મલી ॥ જુડતા કમલ જાય
કંટા બીચલી કેતકી । દિસકું આવે દાએ ॥

### અથ વાત

સો રૂક્કો ચૂત્રરે હાથ દિનોં ॥ ચત્રઆએ ખવાસનું દિનોં ॥ ખવાસ આણ કંવરરી નજર કીનોં ॥ કવરજી રૂક્કો વાંચને ફેર રૂક્કો બણાયો ॥

### દોહા

રિઝવારી રા રાહમે જિકો દિઓ પગજાય ॥
તકે ન ઓલો તાકસી ॥ બિધ ઇણ બાત બણાય ॥ ૧ ॥
અધર ઉકસનાં આંખરાં વચન રા મરણાહ ॥
પ્યારી હદ સુખ પાવસાં ॥ સુણસાં જદ શ્રવણાંહ ॥ ૨ ॥

### વાત

કવરજી રૂક્કો ખવાસરે હાથ દિનો ॥ ખવાસ ચત્રુંનું દીનોં ॥ ચત્રુ રતનાજીરી નજર કીનોં ॥ રતનાં રૂક્કો બાંચ ફેર બણાયો ॥

### દોહા

અબ મો મન બસ આપરે ॥ આવે બીના ન આવ ॥
મિલવારો કીધાં મતો ॥ તનરોં મટસી તાપ ॥

### વાત

સો રૂક્કો રતનાં બણાય ચત્રુરે હાથ દીનોં ॥ ચત્રુ આંણ ખવાસરે હાથ દીનોં ॥ સુખીએ રૂક્કો કવરજીરી નજર કીનો ॥ કવરજી રૂક્કો બાંચ ફિર કિણતરે સૂં બણાયો ।

દોહા

મિલવારી મન-માહરે ॥ રંઘ ન જેજ રહીજ ॥
જુગત ભેત કહિદોં જિકે ॥ સારો કરાં સહજ

વાત .

યા રુકકો ખવાસરે હાથ દિનોં ॥ ખવાસ ચન્નુંનું દીનોં ॥ ચન્નુ આંણ-રતનારી નજર કીનોં ॥ સો રતનાં રૂકકો વાંચ ચન્નુંનું લીવી બોલ ॥ ઊકે સારી દિલરી મિલપમે તો મંગ કીજો મતી ॥ કાચિ સલા પણ દિજો મતિ ॥ તદ ચન્નુ કહી ॥ ઇતરી અધિરમ તો નહી કરણી ॥ અંર હું કહું જિકા હિએમે ઘરણી ॥ ઓ થારે મેલ તો વિધાના મેલીઓ કુણ મેટણ પાવસી ॥ પણ ઉવને નીસી તો કહણ મે આવસી ॥ અઠરિા મિલાપ તો માફ કીજે ॥ ઇણમે મારા મુંરી સુણ લીજે ॥ હમાર જાહર હુવા તો ઢબ નહી આવસી ॥ ઠીકાંસોં પુગા સારાહી ભેત બણ જાવસી ॥ કવરજી ઉઠે ચાલને આવે ॥ તદ લગ નહી પકી જાંણજો ॥ મનકી મોજાં પણ ઉકે હીન માંણજો પ્રીતરી અર નાગરવેલરા પાંનાંરી એક છટા દરસહે ॥ જ્યૂં જ્યૂં પાકે ત્યોં ત્યોહી જ અદેકો રસ બરસેહે ॥ તદ ઇણ કહી । તે સલ્લા તો ઠુરસ કરી ॥ પણ તું ઇણ કવરજી સોં મિલને કર લીજે ખરી ॥ મુરજી લીજે અર આ અરજી દીજે ॥

અથ ચંદ્રાયણો

એગો ભેત બણાય અર દરસણ દીજીઓ ॥
નિતનિત અધકો નેહ કવરજી કીજીઓ ॥
સબ ગુણ સુઘડ સુજાંણ રસિક રિઝવાર હો ॥
છકીઆ માં સિરછત્ર હિયારા હાર હો ॥
સાહેબ થારે સંગ મોહલ રંગ માંણસું ॥
પરેહાં દેહ સુફલ દેદાર જવેહી જોયેસું ॥

અથ વાત

હમે ચન્નુ કવરજી સું મીલને અઠીકી" લગન પછી જણાઈ ॥ રતનાંરા પીવરરા મીલાપરી ચેતમે આણાઈ અર યે કહી । આજ સું પનરમે દીન હરિઆલી તીજકે હ'ગામ હૈ ॥ જદે રાજસા રક્ષક ઝિઝઆરાં રે કાંમહે ॥ વે સુણ કુવર વાયક ॥

દોહા

પૂરણ જદી પ્રેમરસ પીસાં અર પાવસાં ॥
હેત બ'ધીઆ તાબે હુઆ ॥ ઓસર ઉણ આસાં ॥

વાત

એ રૂક્કો લિખ ચન્નુરે હાથ દીનોં ॥ ચન્નુઆએ રતનાંનું દીનોં ॥ રતનાં મનમે હરખ કીનોં ॥ પ્રભાત હોતાં રતનાં ચન્દ ગઢરા મારગ લીઓ ॥ કવર રી જાંન પણ સૂરજગઢનું કુચ કીઓ ॥ ચંપાબાગસું દોનું હુઆ જુજુવા । રતનાં ચંદ્રગઢ દાખલ હુઆ ॥ કવરરી જાંન પણ સૂરજગઢરા રંગબાગમે આયા ॥ બધાઈદારાં ઈનામ પાયા ॥ સારો સેર માંડો છાયો સાંમેલે રો ઘણો હબેલો બણાયો ॥ કવરજી હાથીરી અંબાડી પર બિરાજીઆ હે ચમરરા ઓટાઝોરા વેહે ॥ શિર પર છત્ર દુકાક દે હે સોને રૂપેરી છડીઆરા નેકી બહાકાં પુકારે હે ॥ સરદારાં ઘોડાં ઘુમરરા ઘૂમર લારે હે કવર હમીરજી ઘણા ઉછાસેં સૂરજગઢ મે આયા ॥ વધાઈદારાં સારા સેરરી સાહેલાં મિલ માંણુક મોતીઆં બ'ધાયા ॥ હે ક'વર પણ નજીક આવતો જાંણે હે ॥ જદે ક'વરનં સિચારમે દેખને કવરાણી બોલી ॥ પથીનાથ પ્રતરો અંતર ક્યૂ" રાખીજે ॥ હિએમે હોએ જીકા દાખીજે ॥ જરે કવરજી બોલીઆ માને શિકારરો ઈશક ચડે રે ॥ દૂબે તો દિલકાઠે ન દોડે રે ॥ શિકારરી ભાલ સુંણાંહાં । તદ ઘણાં ફૂલાંહાં ઈસા રસબિલાસમે હુતો સુખ નહી ભૂલાંહાં ॥ એ બચન કવરરા ક'વરાંણી સુણ ખુસી હોઈ ઉદાસી ન આંણી ॥ અંગરી પ્રનક લાગણા જાંણી યારી લગ્રન લાગા પાછે ન

छुटसी ॥ तिको तार बंधसे सो कदेम न त्रुटसी ॥ ईण मांत रात तो रंगमे रह्या ने प्रभात हु दरबार कीओ ॥ ने साराही साथरो मुजरो लिओ ॥ किंतराकनुं तो निज उपरां धरारी सीष ॥ षासी पोशाखां अंतर आसारा निवाजसो कीवी । हमे जागड़ीआजीके भलारमे दुआं देवे हे ॥ रीझां मोजां लेवे हे ॥ कलांमतां कने आपरा कीआ ख्याल टपा जीका गवावे हे ॥ तांनातांन उपरे जीकानुं एनाम देवावेहे भगतणां तीषी तांनां लेलेरस बरसावे हे ॥ कटांछांमे साराही हावभाव दरसावे छी ॥ ईण मिजलसरी तो छटाय न्यारी ॥ सारो साथ गोसांरी माला केनां आफुरी कधारी जठे कवेसरजीके जस रूपक पढे हे ॥ तिणमे अनोपी युकतीआं दरसावे हे ॥ एक एक रीझमे सांसणपटा लाख पसावतांई पावे हे ॥ कोई रसीकजनाने नायकाभेद जणावीजे हे । तिणमे रसरी सांगे भूतर बणाए दीजे हे ॥ वीज रूदरोरा पण रूपकववोस पटाईजे हे ॥ चोखतीख चढाइजे हे हासरस किणही समे करणे पडे हे ॥ तिणसमे जीको जांणे फुलही झडे हे ॥ अतरे कवर हमीर सार्थनुं तो शिकाररी सुरत दीवी । असवारी १०० घोडा सुं चंद्रगढनुं कीवी ॥ पतो अने मनो असवार ॥ इओ जोडो विधाता आप वपाणीओ पांच सात वार ॥

दोहा

अही पराग्रण रूपगुण दिलरा दाइदार ॥
हद पहेनसे हालीओ ॥ रंगरसीओ रीझवार ॥

वात

इणमांत कवर हमीरजी सुरजगढसुं चंद्रगढनुं आव हे ॥ जीका आणंद अंगमे नही समावे हे ॥ जीसो ईंघां रोनारो मोहेमोहे सनेह ॥ तिसेही उण समे झुक आयो मेह जठे बीजजीका दुसाखारी प्रज साजेहे ॥ सेदानारी सुरहीए जीणमांत धनघोर गाजेहे ॥ नदीयां पूर बहहे करडा रातरो भरहद हे ॥ पावस पडताला धडे हे ॥ उण वेला एडी ताकडा खडे हे ॥

### દોહા

તિણ પાવશ તમ ઘોર તદ ॥ ચિત્તાં ધરંતો વાવ ॥
ભિલકુલીએ મારગ વહે ॥ પ્રીતમ પ્રીત પ્રભાવ ॥ ૧ ॥
રંગ રાતો રળિઆમણો ॥ હીતરસ વાસણહાર ॥
ઉ પદમણ હીત આવસી ॥ રસીક ભમર રિઝવાર ॥ ૨ ॥

### વાત

ઇણિ મેતલબ સારૂ કવરજી અઠે પધારસી ॥ અને મે બી હૂકમ મુજબ અઠે આયે હાજર હુઆ ॥ એટલી વાત માગણે કેબી ॥ ત્યારે જલેબદારોએ જવાબ દેવો જે આછો આછો મીરાંજી થાં ખૂબ વાત બેતાડી અબે અથલ લેએ ॥ એમ કહી અફીણની મનવાર પરસ્પરે કરવી ॥ તટલામાં રતનાં તથા ચત્રુરાં તથા ચંદવતી તુ તથા નાગણુ તથા અમ્રતી તથા રતનાંની ભાભી વગેરા સાહેલીનો વેશ લાવવો ॥ તે પડદામાં સરવે મેલી ઊભે પછી સાથી દેઈ તેનાં છેક વાલી તથા આવણાનું ગાવણું સરૂ કરી તો તેના પણ બે છેક વાલીને સરવેને બેસવું ॥

તેમાં રતનાને તથા ચત્રુરાને જોડે બેસવું ॥ ને રતનાને દિલગીરી તથા ઉત્કંઠી તપણાંની દશા ભાવમાં દરસાવી વ્યાકુલ થવું ચત્રુરાંને ખભે હાથ દઈ બેસવું ॥ પછે પડદો આઘો કરવો ॥

### અથ રતનાનું આવણું તેની શાખી ॥ રાગ બરો

અતિ શ્રમતે મુગતી મીલે ॥ દઢ હી ધરમ કુલ નેમ
તનક બાત હર પ્રશ્ન હોએ ॥ સો એક ચિત્ત કેવલ પ્રેમ ॥ ૧ ॥

### સાખી બીજી

જાત પાંત કુલરો જઠે ॥ નાહી રહણ દે નેમ ॥
રહે નિરંતર એક રંગ ॥ પરપખ સોહી પ્રેમ ॥ ૨ ॥

## હવે ગાવણું સોહનાની દેસીમાં

છુટી કુલલાજરે ॥ પ્રીત બંધાઈ તાંજી રે લાલ ॥ છેક ॥
હોજી રે પ્રીત મનાં લાગી રે ॥ કુલ કાંન ભાંગી રાંણ્યાં હોજી રે ॥
સાજ સંજરો રે હો રાત સારી જાગી રે રાણા ॥ છેક ॥
પછે બેસવું તે વાર પછે પાછું ગાવણું ગાવું...હો જી રે જી રે...
ચનુરાં તુ સુકી રે હો ॥ રાજને રજા દેવી રાણા ॥ હો જી રે ॥
કવરે દગો દીઓ હો ॥ સુધ ન લીવી રાંણ્યાં ॥ છેક ॥ હો જી રે ૨
કાંઇ નવ જાણું રે હો ॥ છેલરાઈલ રાણા હો માને દીવી
॥ છેક હો જી રે ॥
અવધ બાંધી આજરી હો ॥ અજહુ ન આયા રાણા ॥ હો જી રે ॥ ૨
પરબસ પડીયા કીણે મમ માયા રાણા ॥ છેક ॥ હો જી રે ॥ ૨
આગે મે જાણતી રે ॥ દેતી નહી જાણુ રાણા હો જી રે ॥ ૨
હઠ કરી રાષતી રે ॥ પાલવ તાણુ રાણાં છેક ॥

આ ગાથા પછે ચનુરાં તથા રતનાં ને સામસામુ ગાવણું ગાવું તેમાં કહેલા મતલબ ગાવણાના પ્રમાણે ભાવ કરવા ॥

॥ અથ ગાવણું તેજાંના ગાણાની દેસીમાં અથ ચનુરા વાયક રતનાં પ્રતે ॥

કાઇને બાઈ થે સોચ કરો રે ॥ કાંઇને દગલાવા નીર ॥
વહે તો નિસવે આવસી ॥ ધીરણુ રાષો મન ધીર
રતનાં બેલો રે આજે ત્રીજ ॥ થે રાષો મનને પતીત રતનાં બેલો રે ॥ ૧ ॥

### રતનાં વાયક ॥ ચનુરાં પ્રતે ॥

મેલ પણુ તુ આઇ સુ દેરે ॥ દિલ પણુ રઆ ન હોય ॥
રંગે અકેલી ફીરે રહુ રે ॥ હેલી હેલન હોય ॥
માંને કયાં દાવી રે કંવર બિસારં ॥ થાને પુંજું ચનુરાં વારોવાર
॥ છેક ॥ ૧

### ચનુરાં વાયક

મે દીઠી દમ માંહેરે રે સા ઉજરી ઉરડ ફરીહ ॥
આઓ રહશી દેવ સએ ॥ સેવ્યાં કરો પુસીહ ॥

રતનાં વાયક ॥ છેક ॥

કન્વલીઓ જિજ્ઞમે કશર ॥ રાણી રતી ન રંચ ॥
આલીજો અલસે અજૂરે ॥ કીતો હૈ ઇક ચંદ ॥
માંને કયાં દી રે કવર બીશાર ॥ છેક ॥

ચત્રુરાં વાયક

નેણાંદૂ મે આઇ નરખ ॥ જિવરો થાસુ જીવ ॥
યો તો બીજનરા આવસી ॥ પ્યારી થારો પ્રાત ॥
રતનાં ॥ રતનાં ॥ છેક ॥

રતનાં વાયક

આવે હી આવે અવસ પરત ન ખોવે પ્રીન ॥ મું જાંણું મોનું હીસી ॥
મુજ સુંગણીરો મીત માંને કેઉં ॥ છેક ॥

ચત્રુરાં વાયક

ખેલ ત્રીજરો નાંહી કરો રે ॥ દિલમાં લાવી અનુરાગ ॥
મરમે દુરીજન બોલસી ॥ બાન ન રહસી દાળ ॥ રતનાં ખેલો ॥ છેક ॥

રતનાં વાયક

થારી સીયામણુ મે લહીરે ॥ વેગા કરોને ઉપાય ॥
વાટ બહતે દેખીએરે ॥ ઉભી જરોખે જાય ॥ માને કઉ ॥ છેક ॥
ઈ ગ્યાઈ રયા પછે ચત્રુરાંએ રતનાં ને કેવું જે ॥
મે ઝરોખે જાય બાટ દેખાંહાં ને
ઘે નાયણુ રંભાનું કહો જે થાને શણુગાર સજાવે ॥ એવું કેવું ॥
એટલે રંભા રતનાં પાસે જઇ સણુગાર કરવાની ચત્રમ કરી બતાવે ॥
પછે આ દોહેરા રંભાએ ગાવા

દેશી સાવરંગાની વાતની ॥

ઓર અંગાર સખે કીઆરે ॥ ઠોર ઠોર ચીતલાઈ ॥
દયા આવે ચિત માંહ રહે ॥ કાજલ દીયોરે ન જાય ॥ ઊથલો ॥

કાજલ દીયો રે ન જાય નેણાં થારાં તીર હે ॥
કજ્જલ બાઠે નિરખ પિતમ બહુ પીર હે ॥
ઇ ગાઇ રહે ત્યારે રતનાએ નાયણને કેવું જે ॥
હાંસી કાંઈ કરહો ॥ અને કાજલ દીજે ॥
એવું કહે તેટલામાં ચત્રુઆને ઉછાંના ચિહન દરસાતી વધામણી દેવી ॥
તેનું ગાવણું દેસી સલુણીના આખડાની ॥

## રાગ સામગ્રીમાં

મેતો આહી બધાઇ આજ રે મે તો આઇ બધાઇયા દેખાં
કવર મહારાજ રે ॥ રાણા ॥
ઢાલ ઢલકે ને મારો હારે ॥ લારે દીસે સિલદારાંરા સાથ રે
॥ રાણા ॥ છેક ॥
આલે ઘોડા પાખરીઆ બાજે રે ॥ રાહ રે છત્ર સિરપર છાજે રે
રાણા ॥ છેક ॥
લટપટી પાગ છોગાં લટકે રે ॥ અલવલીઆ આંટા ચિત અટકરે
॥ રાણા ॥ છેક ॥
તુર રાતા ટિકે પલકે રે ॥ પેચ પગીયાં ખભા પર ઢલકે રે
॥ રાણા ॥ છેક ॥
રાજરી સોભારો ન કો પાર રે ॥ કેતા લાગી જે ઘણી વાર રે
॥ રાણા ॥ છેક ॥

આ ગાઈ રહ્યા પછે રતતાએ ચત્રુ ને કેવુ જે ફુલબાગ કાની
કવરજી જાવે હે ॥ જિણુસુ જાણુ હો કે ।
ઉઠે ઉનરસી જિકોથે જાએ સુખીઆસુ મિલને ચનાડી જે ॥
કે આજ તીજ શેલણુમે બાગનું આવાંહાં જહાં મીલાપ હોસી ॥
એવું કેવું તે પ્રમાણે ચત્રુએ બાગમાં જઈ સુખીઆને કેવુ ॥
ને સુખીએ તેજ પ્રમાણે હાથ જોડી મુખ આડો રૂમાલ લઈ
કવરજીને કેવુ પછે ચત્રુ ને સુખીએ જવાબ આપે જે આછો એટલે

ચત્રુ પાછી વલી રતનાને કેહ્યુ જે । સંદેશો દે આવી હાં ॥
એવું કહ્યા પછી ત્રીજનું ગીત ગાતાં સહુ ઘુમરલેતે આનંદથી
બાગમાં જાવું તેનું ગીત ॥

રાગ દેસ ॥ તાલ ઝુમરૂ ॥

આજ હરિઆલી ત્રીજ હમારી હેલી હો ॥ આજ શ્રાવણીઆરી ત્રીજ॥
ઘોર ઘટા કારે મેઘ વરસત હે ॥ ચહુ દીસ ચમકત બીજ ॥
મારી હેલીઓ ॥ ૧ ॥
દાદુર મોર પપૈયા બોલે ॥ કેયલ સોર અતીજ ॥
મારી હેલીઓ આજ ॥ ૨ ॥
લેગો અજબ મારી અંગાયાં માજે ॥ સુએ ચુનર મોરી કસુબીજ
મારી હેલી હો ॥ ૩ ॥
હિલમિલ સખી સબ મંગલ ગાવે ॥ આલીજો આયો ઘર રીઝ ॥
મારી હેલી હો ॥ આજ

એ ગીત ગાઈ રે ત્યારે ॥ રતનાએ ચત્રુરાને કેહું જે ॥ કવરજીને
કેજો જે રાતે પધારી જો ॥ અલ માલરી બાટ બતાઈ દીજે ॥ એવું
કેહું ॥ પછે ચત્રુરાં પાછી વલી આવે તારે ॥ કવરજી ને સુખીઆને
સાથે તેડી પધારવું ॥ તે આવે ત્યારે રતનાએ ઉભે થઈ સામે જાવું ॥
ને કુવરના આવકારનું ગાણું ગાવું ॥

રાગ વડો... દેશી મોવનાની... છેક દઈ ગાવું...

હો જી રે જી રે ॥ છલુવા પધારો રાજરે ॥ લટકતી ચાલ રાણા ॥
હો જી રે।

લોક સબગા જાગે રે હો ॥ દેશે માંને ગાલ રે રાણા ।
॥ છેક ॥ હો૦ ॥

મિલચુરી પ્યારી સે હો ઊભી મગ દેખું રાણા ॥ ૧ ॥ હો૦ ॥
મલીઆ નાંને આજ રે હો ॥ આનંદ લેખું રાણા ॥ ૨ ॥

ઈ ગાદીને બેસવું જાણ્યા બેને ॥ અને સુખિઆએ રૂમાલ લઈ ॥
કવરરો મુરછલ કરતે રહેવું ॥ ને ચન્નુને રતનાને પાસે એક ડોર બેસવું ॥
તે પછે રતના તથા કુવરે પરસ્પરે દોહેરા કેવા ॥

**તે દોહરો બઢાઊની દેશીના ઢાલમાં ॥ રતના વાયક ॥**
**કુવર પ્રતે ॥**

આવો પધારો કવરજી હીજી રાણાજી રાજ છબીલા રાજ
કરસાં સસરી બાત હલવલ કાંઇ કરો અબે ॥
પછે રમસાં સારી રાત ॥ ૧ ॥
દો હલી રે ઊગાલા બના છેલ છાંડ દો હઠી રે ગેલ ॥
આલીજા રાજ... કુમાર ॥ ૨ ॥
અલવલીઆ પ્રાણ આધાર ॥ સુપારા ચિતરા ચોર ॥
થઈઆ તથથે વાર ॥ ૩ ॥

**॥ કુવરની વાયક રતનાં પ્રતે ॥**

સીઢ સીયાણો પારધી ॥ રંગીલી નાર ॥
અતી સુકુમાર ॥ ગુલાબાં શાર મારે પકડા પૈલ ॥
સોગત દેખેકા સુંદરી ॥ જાણી જો મારી હેલ ॥ ૧ ॥
રસ ભીની રતનાં નાર આંજી આંખ કટારી ધાર ॥
અલવેલી અનોખી ચાલ ॥ મન બસ કરવે કી જાલ ॥
છંદગારી પ્રેમરી પાસ ॥ થ૪૦ ॥ ૩ ॥

**રતનાં વાયક ॥**

હેલ તીહારી બાલમા ॥ મે જાણી બાગ સુફાર ॥
અરજ કરાં થે સાંભલો પહેલાં ખેલીએ ચોપડ સાર ॥ ૧ ॥
અલવલીઆ પ્રાણ આધાર ॥ ૧ ॥

**કુવર વાયક ॥**

રતનાં આંક કહો અબે ॥ જો પડીઆ માહારી ઢાલ ॥
દાવ કહો તો ખેલસાં ॥ અબે મરસે થારી લાલ ॥
રસભીની રતનાં નાર ॥ ૧ ॥

રતનાં વાયક ॥

દોએ છકા અરદોએ હે ॥ ગણુ લીજે પ્રાણ આધાર હાંસી કાંઇ
કરો અબે ॥
મે બીરજી ઓબાર ॥ છોગાલા ॥ ૧ ॥

કુવર વાયક

કાંઈ ન કહી સુંદરી ॥ સાતાં સામો દાવ ॥ ખેલમે શાચો ખેલનસો ॥
તો બધસી મનમે ચાવ ॥ રસભીની રતનાં ॥ ૧ ॥

રતનાં વાયક

દૂર સ માંપો બાલમા કાંઈ કુડા અરખ કરો ॥
રસ અઠે નહી રાડહે ॥ વાયક ચિત ધરો ॥ છોગાલા બનાં ॥૧॥

કુવર વાયક

ચૂપ રહત જકુડા ચલણ ॥ દાવ પડયો જુદે ॥
એતી માન બિનતી અબે ॥ તુ લે બડો જસ લે ॥
રસભીની રતના નાર ॥ ૧ ॥
આંજી આંખ કટારી ધાર ॥ અલબેલી અનોખી ચાલ
મન બસ કરવે કી જાલ ॥ છંદગારી પ્રેમરી ફાસ ॥
થઇઆ તત થઈ ॥ ૩ ॥

ઈ ગાઇ રહ્યા પછી કુવરે સુખીઆને હુકમ દેવો જે ॥ આસવ લાવ ॥ એટલે સુખીઆએ સીસો તથા પેયાલો કુંવરની પાસે મુકવો ॥ ત્યારે પ્યાલો ભરી કુંવરે રતનાંને કેહુ જે પી ॥ ત્યારે રતનાં એ ના કેવી ॥ ત્યારે કુવરે હઠ કરી પાવા માંડવો ॥ તેના સામસામા દોહેરા ગાવા ॥

રાગ સોરઠ તાલ ધીમા ત્રતાલો
॥ રતનાં વાયક ॥

માને મત દીજો મધ મહારાજ રે ॥ એણુ હઠ જાંયેણો જાસે
ભરી લાજ ॥ માને

### કુંવર વાયક

પ્યારી હઠ છાંડો ॥ પીજે પ્યાલો હાથ ॥ મદ છક સેજાં ખેલસું સાથ ॥ પ્યારી હઠ છાંડો ॥ પીજે પ્યાલો હાથ ॥

### દોહા

પ્યારી પ્યાલો પીવજો સુંદર પ્રેમ ભરી ॥ જો કોઉજ કો મતી ॥
દેખો કાંઈ કરી ॥ પ્યારી હઠ છાંડો ॥ ૧ ॥

### રતનાં વાયક

માને મત દીજો મધ મહારાઈજ ॥ ઘણુ હઠ જાણો જાસે
મહારી લાજ ॥ માનો ॥ ૧ ॥

### દોહા

હું મે માજન કુલવધુ ॥ કો કયા મધ કરાં ॥
ઉઠ્યા લખી હોશી વવણુ ॥ ગુરજણુ લોક ડરાં માને ॥ ૧ ॥

### કુંવર વાયક

નેહ જઠે અંતર કહો ॥ પ્યારી હોએ કદાં ॥
જદમે જુદા જાંણુસાં પી સો નાંહી તદા ॥ પ્યારી ॥ ૧ ॥

### રતનાં વાયક

ન લીઆં સું વહે મીત નાં જાંણી જદમે પ્રીત ॥
હા ના મન અસરકો ॥ નેહાંસો દ્દઢ રીત ॥ માને ॥ ૧ ॥

### કુંવર વાયક

પ્યારી વચન સાંધો કહ્યો ॥ નેહ જઠે નહી નેમ ॥
માજન રહી ન મો મલ્યાં જુ લોહ પારસ સુ હેમ ॥ પ્યારી ॥૧॥

### રતનાં વાયક

પીધો પ્યાલો બાલમા અબ મત રાડ કરો ॥
કેણી દીધ ગત કંઠી હો વધી ॥ ધીરજ નાહી ધરો ॥
માનો મત ॥ ૧ ॥

કુંવર વાયક

પહેલો પ્યાલો પીવતાં ॥ પ્યારી કીધો વાદ ॥
દુજો પ્યાલો દેવસી ॥ જીણનુ જાણ સવાદ ॥ પ્યારી હઠ ॥ ૧ ॥

રતનાં વાયક

જોડો રૂપ અર જોબનાં ॥ તીનું છક ત્રણીઆં ॥
ચોથો મદરો હોવશી ॥ રહશે નહી દખીઆ ॥ માને મ૦ ॥૧॥

કુંવર વાયક

પડી મ પરાં કેલમે ॥ ડર અબ કાંઇ કહો ॥
પીજે પાજે માણીજે ॥ હુણી હોસો હો ॥ પ્યારી હઠ છોડો ॥૨॥

રતનાં વાયક

હાય કરું લીડો મતી ॥ ત્રાહે ન માનો નાથ ॥
ચતરૂ આવ અર રાજરો ॥ હઠસું ગ્રહીજે હાથ ॥ માને૦ ॥૨॥

એ ગાઈ રહે સારે ચતરૂએ આવી કુવરજીરો હાથ ઝાલયો ॥
ને આ દોહેરો કેવો ॥

ધી જાવણુ બીધ ચિત્ત ધરો ॥ હલવલ મન હુઓ ॥
રત્રણુ જુને રાજવણુ ॥ જી મીત તો જુઓ ॥
૪ દોહેરો કતર કેરે ત્યારે ॥ કુવરે આ દોહરો ચત્રુ પ્રત્યે કેવો ॥

દોહા

ચતરૂ તો જીસડી ચતુર ॥ સમઝ ન લીને સાર લુચે ન ડાલી લહલહે ॥ ૧ ॥
મમરા વાસે માર ॥ ૧ ॥

એ દોહરો કહ્યા પછી પ્યાલો તથા સીસો સુખીઓ પાછા લઈ જાય ॥ તે પછી સુરત સમે તથા સુરતાંતના દોહેરા સામસામા કેવા ॥

રાગ સામેરી સલૂણાના ચલામણાની દેશી ॥

અથ રતના નાયક દોહા

જી મારી લાજ જાવસી પાએલ ઠમકએ પાએ ॥
બૈરી બીછુઆ વાજસી માને કહું સમઝાએ ॥૧॥

॥ ગાણું ॥

પાયે પેર્યાં ઘુઘરા ॥ ઠમકે નેપુર શાર રાણ્યાં ॥
અણુવટ વિછિયા સોભતા ॥ કાંઇ આઝરરો ઝમકાર રાણ્યા ॥ છેક ॥

ભાઇ ભોજાઇ અઠે ગુરૂજણ્યાં ॥ અબ ધીરજ નેક ધરો શંણ્યાં ॥
ધીરજ રહી રખે બાજ્હી ॥ માને કોંાં બદનામ કરો રાણ્યા ॥ છેક ॥

કુવર વાયક

॥ સોરઠા ॥

પાખર મેર ન ફેર ॥ સુણુ રણુ ચિત્ત ચાહા સુરકે ॥
ત્યો જણુ સૂનત ઘનેર ॥ હોત બીર શ્રુંગારમે ॥

રતનાં વાયક ॥ દોહા ॥

જી મારો જી જાએહે ॥ હલવલ કાંઇ કરો ॥
કાંઇ ને કાઢો કાલજો કાંઇને પ્રાણુ હરો ॥

॥ ગાવણુ ॥

જીઆ ડરે કાઆ થરે મે ઓર રહી સુરઝાએ હાંણ્યાં ॥
થકિત ભાઇ છાંડો અબે ॥

મારી હાઅ ન માનો હાએ રાંણ્યા ॥ છેક ॥
હીર પગલાં સુ લે ચલો તો ॥ નેવે સોર કરીસ રાણ્યાં ॥
હઠ કરી બાલમ ઝાલસો તો આગે પ્રાણુ ધરીસ રાંણ્યા ॥ છેક ॥

કુવર વાયક ॥ સોરઠા ॥

હનત સૂર જદ ધાબ ॥ ના હોહે દરદ રણુ ખેત ચોં ॥
ત્યો બલજો લગ દાવ ॥ પ્યારી જાંણુ સુરતમે ॥ ૧ ॥

દોહા રતનાં વાયક

માંગી બીખરી છુટી અલક ॥ ત્રુટી મોતી લરાં ॥
બેસર અટકે જુલફસું ॥ કહો અબ કેસે કરાં ॥ ૧ ॥

॥ ગાણું ॥

માથા કેરો ગોફણો ॥ કાંઇ બીખરી અલકાં સાર રાણા ॥
છૂટી લર મુક્તા તણી ॥ મારો ત્રુટો નવસરો હાર રાણા ॥ છેક ॥
મોર ભોઆઇ દેશસી ॥ અંરી લોક ચવાઇ કરે રાંણા ॥
કરપા કરી સબ સાધીજે જ્યોં જેણુમે લાજ રહે રાણા ॥ ૧ ॥

કુવર વાયક ॥ દોહા ॥

સાભ અલક વીજુરી સરસ ॥ વીખરે મુગતા ખેત ॥
મનહુ સસી સો ગગનમે ॥ રમણુહી કરત ન ખેત ॥ ૧ ॥

રતનાં વાયક ॥ દોહા ॥

પલકાં પર પિક પડી ॥ ચખ ઘો રાતાં ચોલ ॥
કાજલ ભર્યા કપોલમે ॥ હુઓ ગજબ રંગ રોલ ॥ ૧ ॥

॥ ગાણું ॥

જડકસી મારી અંગીઆં તડકી મધ્ય ચકચુરં રાણા ॥
કડ કડ કડ કડકી ગઇ ॥ મહારી હરી હરી હરી રંગરી ચૂડ ॥
રાણા ॥ છેક ॥
આલસ અંગે ઊડે નહી ॥ ચાલનાં ઝોકા ખાત રાણા ॥
ખોલત બાત બને નહી ॥ કો કી ગત હોસી પ્રભાત રાણા ॥ છેક ॥

કુવર વાયક ॥ દોહા ॥

પ્યારી પીક પલ કાંપરે ॥ છબ આવત દલ નેન ॥
જું પંકજ રસબસ રહત સસિસોં શ્રવેન ॥ ૧ ॥

રતનાં વાયક ॥ દોહા ॥

અધરાં ડંક ચસકો કરે ॥ દાઝે દશણુ પર ગાલ ॥
ઉર નખરેખ પીડા કરે ॥ કીધાં કવર તે બેહાલ ॥ ૧ ॥

॥ ગાણું ॥

બાત કરતાં નાયજી મહાને અધરાં ઉઠે પીડ રાંણા ॥
લચકાણી કંમર લચલચે ॥ કહો હો કેસે રાખો ધીર રાણા ॥ છેક ॥

ડંક કપોલ રા કયાં છપે ॥ જે ઉડીયા મારે ગાલ રાંણા ॥
મોર મઝે સબ દેખસી ॥ માને નિસચે દેશી આલ રાંણા ॥ છેક ॥૧॥

કુવર વાયક દોહા

પ્યારી કાયા હેમરી ॥ લણી કુંદન નિરધાર ॥
કુચ કપોલ અંક યૂં છપે ॥ જડીયાં માંકણુ શાર ॥

ઈ દોહેરા પછી કુવરે બીજો દોહેરો કેહેવો

પ્યારી ગલબથ લેવતાં ॥ શીતલ લાગ્યો હાર ॥
જાણુ સુરજી દેશરો ॥ સીખ કરા નિરધાર ॥

રતનાં વાયક ॥ રાગ રામગ્રી ॥ દોહા

ભામણુ કામણુ માપજો ॥ જો વિછડણુ સો જીવ ॥
આપ હીએ નાં ઓલજો ॥ પ્યારી કહતા પીવ ॥ ૧ ॥

અથ ગાવણું ॥ ઢાલ આકડાનો ॥

પ્રિતમ પે કહી માને પ્યારી રે ॥
અબ કીણુ હીલ કરો માને ન્યારી રે રાણા
બસ પડતાં તજી કુલ લાજ રે ॥
દિલ દીયો થાંને માહારાજરે રાણા ॥ છેક ॥
મન જાણ્યું બઢસી નિત પ્રેમરે ॥
મેતો રાખ્યો કલુ નહી નેમરે રાણા ॥ ૧ ॥
અડે રેવણુરી મને આંણો રે માને ॥
કહમાંરી કેકર જોયોરે રાંણા ॥ ૧ ॥

કુવર વાયક

સમાધાનરી જીણુ સમે ॥ જીકર સકયો ન જીજ ॥
પ્યારી નહ જાવા પરત ॥ મત કરો માન મજીજ ॥ ૧ ॥

રતનાં વાયક

મન હર લીનો બાગમે ॥ મદ પાયો આએ અડે ॥
રસબસ રોલી રંગ રોલમે ॥ અબ કો જાણુ કહે જી૦

ગાવણું

નજરમેલસું નામ જપતી ॥ માને નિસદીન ઓલ આવતી રાણા ॥
કદ લીઆ વી પાલસી ॥ રાજ બોલ રે રાણાં ॥
કદ કરસાં મલી રંગરોલ રે રાણા ॥ ૧ ॥
પ્રીત જાણી પધાર્યા નાથ રે ॥ રાજલીઆ તજે મે સાથ રે રાણા ॥
જીય એક દેશણુ તન દોએ રે ॥ કહી કીણુ બીધ જાવણુ હોએરે રાણા ॥ ૧ ॥

કુવરજી વાયક ॥ દોહા ॥

પ્યારી હઠ કીજે પરો ॥ વ દીજે શીખ અબે ॥
મોરે માનવ દેશર્વી ॥ બાત ન રહસી દબે ॥ ૧ ॥

રતનાં વાયક ॥ દોહા ॥

જાવણુ જીવ કહતાં જસે ॥ નેચે નાથ જરૂર ॥
કહું રહો અઠે મેલમે ॥ ઢાંપ ન રહસી સુર ॥ ૧ ॥

ગાવણું

કઠુ બીરાજો અઠે રાજ રે ॥ રાણા ॥ લોક જાણે કંહેરી અકાજ રે ॥ રાણા ॥ ૧ ॥
પાસે બેઠા કંપે મારો જીવ રે કદય પકડે અચાનક પીવરે રાણા ॥ ૧ ॥
જાવારે વારી નકો સુઝરે ॥ પુછો ચત્રુરાં જો સલાહ બુઝે રે રાણા ॥ ૧ ॥
ઇ ગાઇ રહે ત્યારે સુશીએ આવીને કુવરને કહેવું જે ॥
રેન વીતી હુઇ ફજર ॥ કુરકટ બોલીએ બાજી ગજર ॥
અબે પધારી જે ॥
એવુ કે તે પછે ચત્રુરાં એ જે કુવર તથા રતનાં પ્રત્યે કેવુ ॥

દોહા

પ્યારી જાવારી કહો ॥ રાજ પધારીજો રાત ॥
અબે બાગ સધાઇજો ॥ મોર મયા પરભાત ॥ ૧ ॥

તે વાર પછી કુંવરજીને ઉઠીને બાગમાં જાવું ા ત્યાં મીરાંજીએ હાસ્ય રસમાં ગાવણું ગાવું ॥

## રાગ આસા-તાલ દીપચંદ

અનોખો ખેલો હોસી સીકાર ॥ વણ્યા આછા રે નીકા બણી ॥
આછો રાજકુમાર ॥ ૧ ॥ અનોખો૦ ॥
જુધમે રેન બીતી લાગન ॥ બોલ લોચણ અલશાર ॥ ૧ ॥
ઘાયલ હો મુરછાગત ન્હાંણું ॥ બાત ન હોત ઉચાર ॥ અ૦ ॥
મુખ પર ડંક લાગા જીણારા ॥ ઊર નશ અંક અપાર ॥ અ૦ ॥
માનો ઓઢીંહ તીણ છાલા ॥ વેખત ચૂતડ સાર ॥ અ૦ ॥
ન્હાંણાં જદસદ સેં રમીઆ ॥ ઊરે વીન ગુનરો હાર ॥ અ૦ ॥

## એવું કહી રે તે વારે રતનાં

એવું કહી રે તે વારે રતનાં પ્રતે ચતુરાંએ સીક્ષા સારૂ તથા ઢાંક રાખવાના દોહેરા કેવા.

## ચતુરા વાયક દેસી સાવરંગાની ॥

ઓઢયો દૂપટો થે કવરરો રે ॥ ચુનડ ગઈ તીણ સાથ ॥
વેગે સાડી નહ ઓઢસી ॥ તો બાત ન રહસી હાથ ભાભી રે
અઠે આવસી ॥
થકીલી છકીલી અલસાત લખી લાજ જાવસી ॥
પેખ પલગાં પડી કું અચેતસું ॥
છપાવો કપોલાંરા ડંક કહાંણાં બાઈ હેતસું ॥ ૧ ॥
ઘ ગાય રે ત્યાર પછી ભાભીને આવવું ॥ તે ભાભીજીને આવતી દેખીને રતનાંએ આવકાર મેલો દોહરો કેવો ॥

## દોહો એ હાલ છે ॥

આવો ભાભીજી કહૂં આજ ॥ ઉઠાં કાંઈ આવો પરાં ॥
નીંદ સું હુઈ આતુર પલક લાગી જદી ॥
તીવારાં ગડી આમાને ગાલ ગુદરીઆ તદી ॥૧॥

સુહો રહ્યો મુજ પાસ ॥ દાડમ કલી હોરમે ॥ દીઆ દશણ પર પર ડંક લાંગ્યો જુ અધરમે ॥ ઈ ગાઈ રે ત્યારે ભાભીએ કેતું ॥

### દોહો એ જ ઢાલમાં

અધરાં ચસકો ઉઠીઓ ભાભી બતલાતાં ॥
જગ મે નિણદલ જાણલી બે બાતાં ॥ ૧ ॥
ઢાવ કરો તો કહુ ઠીક પુન છપસે નહી ॥
આપણે મહાજન ગ્નત કરસ લાગશી સહી ॥

તે ગાઈ રહ્યા પછી રતનાં વાસકસન્જ્યા એણે ભાવ કરીને ॥ ચનુરાં પ્રતે કેહુ તેતું ગાવણું ॥ મણીઆરની ચુલાલની ॥

અને હો કદી સુર હોસી રે બરત ॥
અને હો પીઆં અમલ હીસાં મરન ॥
અને હો ફુલારી સેજ બીછાવા ॥
અને હો પીઆ મન આજ મનવા ॥
અને હો લટકતી ચારે વારી ॥
અને હો અલબેલા પર બલેહારી ॥
અને હો મેહૈલમેં રંગ રંગીજે ॥
અને દીપક ચોફેર ધરી જે ॥
અને હો રાજ રે પંખા ઉડાવા ॥
અને હો બીડી પાનરી ચવાવાં ॥
અને હો લાગી તન સોહી જાંણે ॥
અને હો દેખ્યા ચેન આવે માને ॥
અને હો ચતુરાં રોવારે ઉભીજે ॥
અને હો રાજનાં ગાલો દીજે ॥

૪ ગાય રહે ત્યારે રતનાંના વર લખમીદાસને આવવું ॥ તેનું ગાવણું ॥

## ॥ દેશી દેશી તેજાની ॥

અડેક આયા દીલશો ભામા ॥ જરીક લીજે જુહાર અડવા અડેક આયા ॥

ઇ ગાઇને આવે તારે તેને પડવાલાએ પુછ્યું જેથે કેણ્યુ હો ॥ તારે તેને જબાબ દેવો ॥ જે મે લખમીદાસ હાં ને હીરાચંદરો જમાઇ હાં ॥ ચીત્રગઢમે મારા બાપ્ર જેતમાલરો વીવા હે જીકે મ્હારી ગુલાઇરો આણો લેણુ આયો હાં ॥ એ કે તારે પડવાલે કેવુ જે આછો થે અઠે બીરાજો ને મે સેહેરે ઘરે ખબર દેવાહાં ॥ એમ કહીને લખમીદાસને બેસાડવો ॥ પછે ભાભીએ રતનાંને કેવુ તેનું ગાવણું ॥

### ॥ કજોડાના કાંચલીયાની ઢાલ છે ॥

ઢારો દેવર જેતમાલરો ઉઠે વીરો અવકાસરે ॥
આણો લેણુ લખમીદાસ આયો ॥
ઓઢસી એણે અવાસ રે

### રતનાં વાયક ભાભી પ્રત્યે

આજ સાંઝરો બાગ ફાઓ મે જીણુસું જુર આયો તન રે ॥
કહીજી આવણુ કી ખણે ભાભીજી માથરા સોગન રે ॥

### ભાભી વાયક

રતનાં કાજ કાંઇ કરો રે નાહી નણદ થે બાલરે ॥
આજ અઠે જો નંહી મીલે તો ॥ આવસી નિસચે કાલ રે ॥

### રતનાં વાયક ભાભી પ્રત્યે કહે છે

તાત ઘરે હું નહી મહુ રે જરૂર ભાભી બ્ણુ રે
ચૂકા અઠે જો મેલસો તો તજીસ મ્હારો પ્રાણ રે ॥

ઇ ગાઇ રે તારે ભાભીએ જે લખમીદાસને કેવુ જે ॥ થે અઠે દો દીન રહો ને મે તૈયારી કરાંહાં ॥ એમ કહી બેસવું ॥ તારે રતનાએ ચતુરાંને કેવું તેનું ગાવણું.

### ॥ ઢાલ બીઆં બામણીનાં રાગ આસાવરી ॥ રતનાં વાયક ॥

આજ અચાનક આયો અઠે ॥ આણો લે ભરથાર રે ॥
તાત ઘરે કહું નઇ મહુરે જરૂર ભાભી બ્ણુ રે ॥

કાંઇ મે બસ હુઈ રાજરે ॥ મારે જાવું કવરરે લાર રે ॥
અને હો સેઠ નહે ભાવે રે ॥ અને હો દેખાં તાપ આવે રે ॥
કાંઇ મે બસ હુઇ રાજ રે ॥ ૧ ॥

### ચત્રૂરા વાયક

સેઠ સંગાતે ચિત્રગઢનું ચાલાં ॥ બીયમે બાત બણાંસી રે ॥
થારી ગ્મવજ ધાયલપમીરી કેટી અમૃતી દેશી રે ॥
ઘે જાજે અવર રે સાથે રે ॥ ૧ ॥

### રતનાં વાયક

ખુબ કહી મે મનમે લીવી ફેર અમૃતી ઘો સમઝાએ રે
અબે કવરજી પધારસી ઘણું છાંને સે લીજે બુલાય રે ॥
કાય મે બસ હુઈ રાજ રે ॥ ૧ ॥

પ્ર ગાઇ રહ્યા પછી કુવરજીને ભિક્ષુ થઈ લટકતું: આવવું ॥ તે ગાવણું મીઆં બીબીના ઢાલમાં ગાવું.

### ॥ રતનાં વાયક છેક ॥

કહો બાર કઠે લાગી ॥ ૨ ॥
બીયમે જાણું કોઇ લીનો ભરમાએ રે રાણા ॥ રાજ ॥ ૧ ॥
જીષ્ણુ સમે આવતા દેખુ રે મેલમે ॥
માંને અંગ ઉમંગ ન માએ રે રાણા ॥ રાજ ॥

### અથ કુવર વાયક દોહા

તુજ ધણી આએ સુ મોકલ્યો ॥ સુખીઓ ગાંમ મુઝાર ॥
ચતુર કહો જદ આવીઆ ॥ જીણુસ લાગી વાર ॥ ૧ ॥ છેક ॥

### રતનાં વાયક

અકા બાંધી પીયા થાસુ અકા બાંધી રાજસું ॥
જદ તહીઓ ભરથાર રે રાણા ॥
મે ભસ હુઈ પીઆ કરુ મે બસ હુઇ ॥
રાજરે આલીજા રાજકુમાર રે રાણા ॥ ૧ ॥

## કુવર વાયક ॥ દોહા ॥

તુજ મન બસ જદ મ્હારો મતી મને જુદા જાણ ॥
પ્યારી અધિક રાખું સહી કરતાં જીવન પ્રાણ ॥ ૧ ॥ છેક ॥ ગાવણું ॥

## ॥ રતનાં વાયક ॥

રશબશ કીવી રે પીઆ થે રશબશ કીવી ॥ રશબશ કીવી રોલતાં ॥
મે બોલ શકાં નહી બોલ રે રાણા ॥ ૧ ॥
અરજ માનો રે પીયા કહું અરજ માનો ॥ અરજ માનો હારી હું ॥
કાંઇ કરતાં ઝાકમઝોલ ઝે રાણા ॥ ૧ ॥

## ॥ અથ કુવર વાયક દોહા ॥

રશ પીવતાં આઠ ચોગણો બાત ન કરતા અઘાત મન તો બશ જાએ જરૂ ભોર ભયા પરભાત ॥ ૧ ॥ છેક ગાવણું.

## ॥ રતનાં વાયક ॥

મતી જાજો રે પીઆ કહું મતી જાજો મતી જાવજો રેવજો
કહું છું વારોવાર રે રાણા માને છોડી રે પીયા કહું માંને છોડી
માને છોડી જાવસો તો પ્રાણ તજુ તિણ વાર રે રાણા ॥૧॥

## ॥ કુવર વાયક દોહા ॥

પ્યારી પ્રાણ તજવો નહી મોસ્તુ રહ્યો ન જાય
હીર મલિ રંગ બહુ માણુસાં જે હોસી માહેસ બણાય
૪ દોહેરો કહી કુવરને રવાને થાવું ને સુખીયાને ઘોડાની પઠે
હાંસતું તે વખત ચાલવાની તૈયારી જોઈ રતનાએ ગાવણું ગાયું ॥

## ॥ રતનાં દોહા રાગ સામથી ॥

આઈ ઘટરી આપદા ॥ ઘડી એક કાઢું ઘીસ ॥
સખી અડાયડ સાંભલો ॥ હેદપતાંરી હીસ ॥ ૧ ॥
ઢાલ આકડા સલુણાના ॥ ગાવણું ॥
કલહલી એ હંસલો કેકાણુ રે ॥ કંપણ લાગ્યો હેલી મ્હારો
પ્રાણ રે રાણા ॥

હોય અસવાર વીડા હુઆ પીવરે ॥ જાવણુ લાગ્યો દેલી મારો જીવ રે રાણા ॥
સેજ બાંધી કમરમાં કટાર રે ॥ ચમકે માલા હલ અણીઆરરે રાણા ॥
આસપાસ વહે શરદાર રે ॥ બીજ રાજત આંણુ આધાર રે રાણા ॥
નમખ અંતર મોસુ રેતાં નહી ॥ દુલભ દરસણુ અબે હુઆ સહા રાણા ॥
અલી જો એસો તરે અબ દૂરે ગયા દેશો તરે રાણા ॥

ડગ જોડી આનંદ મન લાવતી ॥ રજ ઉડતી નજર નહી આવતી રાણા ॥ હલપલતા હાર ઝુરતી ॥ આડા પાડે હુઆ ડાઝી ગતી ॥ રાણા ॥ બીજ દેશા વીપત દિનમે ઝુરી ॥ બીખ જેસડી સેજ લાગે સુરી રાણા ॥ ઘટા બરખે લાગે માને સુલ રે ॥ દાંડાં દેખાં ગલાંબા ફુલ રે રાણા ॥ દેહમે પ્રાણુના પ્રાંણુ આધાર રે ॥ કહોને મણુ કેતી વાર રે રાણા ॥ તન મન ધન મારો જીગુ કાજ રે ॥ માને મેલી ચાલ્યો માહારાજ રે રાણા ॥ પલ એક કોટી જુગ સંમ રે ॥ કીમ નિગમા વિશમાં દન રે રાણા ॥ ઈ ગાઇ રે ત્યારે ચત્રુએ રતનાને શિખામણુ દેવી તેનું ગાવણું ॥

, મોહનાના આકડાની દેશીમાં રાગ મેવાડો ॥ ચત્રુ વાયક ॥ રતના પ્રતે ॥ ઘેલી ઉઈ આજ રે ॥ કુવર સધારતાંજી રે ॥-બાલ ॥ ૧ ॥ હો જીરે ॥ કાલાઇ કાંઈ કરો રે ॥ દુરીજન જાણે બાલ જીરે જીરે ના ઓ અબે તાએરો રે ॥ ભ્રમ મન આણે બાલા ॥ મન દઢ રાખીને રે ઉછાહ મન આણો બાલા ॥ હોજી રે જી રે ભાલીસુ દુરાવજો રે ॥ જેમ નવ જાણે બાલા ॥ હોજી રે જી રે સંદેશો લખમીદાસનો રે ને દેરાસી બાલા ॥

હોજી રે જી રે દારી કજે અબેરે રતનાં લાર આરસી બાલા ॥ જીરે જીરે ॥
જીરણુ ચંદગઢનું રે ॥ અમ્રતી દેવી મેલ માલા જઠે ચંદ્રાવતી રે ॥
થારી સાહેલ બાલા ॥ હોજી રે જી રે મિલણુ ચંદ્રાવતી રે ॥
થારી સાહેલ બાલા ॥ હોજી રે જીરે મિલણુ ચંદ્રાવતીને ॥
જાસાં જિણુ દાઆર બાલા ॥ હોજી રે જીરે ॥

ચે ઉઠેસે હવે ઝરે ॥ અજ્રતી દેશાં લાર બાલા ॥ હોજીરે જીરે ॥
પછે થે સધાઇને હો ॥ હોજો અસવાર બાલા ॥ હોજીરે ॥
ભેખ મરદાં તણો ॥ બાંધે હથીયાર વાલા ॥
બાંધે હથીયાર બાલા ॥ સુરજગઢ જ લખો રે ખાસ રૂકકો હાથ
કુવર ઉઠે આવસી રે ॥

સુખાં આરે સાથ બાલા ॥ હોજી રે ॥ મેહેલ થે પધારજો રે ॥
કંકુવરરી લાર બાલા ॥ અતીસુખં માંણુજો રે થે અર કુમાર ॥

તે ગાઇ રહ્યા પછી ચત્રુએ જાઈ લખમીદાસને કેવું જે ॥
રતનાંજી ત્યારે કે સારે લખમીદાસે કેવું જે આછો ને મારા
સુગાઇરી ભાભી હજી કે ॥ જિણુનું ઇશારો ચિતાવી જે ॥
તારે ચત્રુરાને આવી ને ભાભીને કેવું જે શેઠ લખમીદાસ આણારી
ઉતાવસ કરે કે ॥ તારે ભાભીને કેવું જે ॥ આજ તો નહી કાલરો
દીન આછો નિરધારા જિકો રતનાંજીને બોલાવસાં ॥ તારે ચત્રુરાંને
પાછુ જઇને લખમીદાસને તેમ કેવું તારે લખમીદાસ કેજે ॥ આછો ॥
તાર પછે રતનાના તથા લખમીદાસની છેડાછેડી બાંધવી ને માથે
પડદો ઝાલવો ॥ સબ સાહેલીએ મલીને વધાવો ગાવો ॥

## ॥ તાલ ઝુમરમાં ગાવો ॥

સાહલીઆં ચોર બંધાવો મહારે આજ હો મંગલ ગાવો ॥
આંણાં વાસારો મારે હાજ માણારાજ મંગલ ગાવો ॥
રતનાં સાહેલીઆંમાં સીરદાર હો ॥ મંગલ ગાવો ॥
આજ સધાવસે કિયારી લાર ॥
મણા રાજ હો મંગલ ગાવો ॥ રતનાં લાડકી અદેરી ॥
નજ તાતરી મંગલ ગાવો ॥
કોઇ મન દુઃજો કાંઈ બાત માણા રાજ હો મંગલ ગાવો ॥
રતના સુંદર સુકુમાર રૂપશાર ॥
મંગલ ગાવો ॥ કંચ કાંઈ કાયો ને ગેમાર ॥

માણ્યા રાજ હી મંગલ ગાવો ॥
મેલ તો બણીઓ લેખરે હાથ મંગલ ગાવો ॥
રતન દીઓ હે કથી ॥ હાથ માણ્યાં રાજ મંગલ ગાવો ॥
ઈ ગાઇને પછે ચત્રુરાએ શેઠ ને કેવું જે જુસે ચંદગઢ આવ્યો ॥
જીમે ચંદાવતી રતનારી સાહેલી હે ॥ જીણનું રતના મિલણ જાસી ॥
જીકો આજ ડેરા અઠે હી કરી જે ॥ ત્યારે સેઠે કેવું ઘણું આછો ॥
આજ અઠેહી રેવસાં એમ કે એટલે રતના સાથેની છેડાછેડી
છોડીને અમૃતીની છેડાછેડી બાંધીને ચત્રુરાએ સેઠ ને કેવું જે
રતના મીલ આઈ ॥

અબે જાલી જે એટલે સેઠ તથા અમૃતી તથા ચત્રુરાં વગેરેને જોઈ વેસ
ઉતારવો ॥ ને રતનાએ આડો પડદો ઝાલી જનાની સવાંગ ઉતારી
મરદનો સવાંગ કરવો ॥

તેમાં રતનના દડા કેડીઆમાં રેવા દેવા ॥
આયુધ ઢાલ ભાલૂં કમાન વિગેરે હથીઆર બાંધવા ॥
એમ મરદનો વેશ કરી ને પડદામાં સાખી દેવી ॥

॥ રાગ તોડી ॥ લાલ બટાઉની દેશીમાં ॥

બંધન જુગમે સહે વિધા ॥ જિણમે પ્રેમ સજોર ॥
નીત ધર્મ સુખ લાજનું ॥ છાંડ મમત કુલ છોર ॥ ૧ ॥
છેક ॥ હોજી રે રતનસિંગજી છેક ॥ હોજી રે ॥ ૨ ॥

કીણરો બાગ ઇકે દો માને ॥ કુણ કહો બાગવાન રે ॥ હારે
ફુલ ચવેલી કેતકીરા કાંઇ ગુલાબારો દામ રે ॥ છેક ॥ તે છેક કહી
ને પછે રતનમંગજીએ કેવુ જે લાલજી મે જીકો બાત કહી સો થે
સમન લીવી હોઇ તો માને જવાબ દીજે ત્યારે જે પાસે માણસ ઊભા
હોય તે કેજે ॥ થાં કયો જીકો મે ચાર બાત સમજ લીવી ॥ એકતો
થારો નામ રતનસિંગજી ॥ દુજો કીરણો બાગ ॥ સો યા રંગ બાગ
કવર હમીરજીરો હે ॥ ત્રીજો કહો જુ બાગબાન કુણ હે ॥ જીકો

બાગવાન મે માલી હાં ને મારો નામ ઉદો બાજે હે ॥ ચોથી બાત કહી સો ગુલાબારો દામ કાંઇ ॥ સો ગુલાબતો મુગા હે ॥ એક ફુલરા પાંચ રૂપીયા બેઠે હે ॥ એવું કે તે પછેનું ગાવણું ॥

હો જી રે ॥ મે મુસાફર દૂર દેશાંરા ॥ મુરજી રહણુ અઠે રાત રે ॥ પાંચ મોહર મેં થાને દેસી ॥ ચાલસાં ફેર પરભાત રે ॥ બાત ॥

એ ગાઇ રહ્યા પછે ઉદાએ કેવુ જે આછો અઠે બીરાજીએ ॥ એટલે રતનસિંગજીએ બેસતું ॥ માલીથી બાત કરવી ને કવર હમીરજી રે પાસ સુખીઓ ખવાસ થો સો હે કે ને હે તારે જે માલી છે તે કે જે ॥ આજકાલ સુખીઆરી હોડ કુણ કરસી ॥ આજ તો ખાનખાના હો રહ્યો હો ॥ તારે રતનાંસંગજીને કેવું ॥

જે એક માહરો કામ સુખીઆસુ હે સો થે કર દેવો ॥ તારે માલી કે જે કાંઇ કામ છે ॥ તારે કે જે માહરો એક રૂક્કો થે પોચાએ દેવો ॥ સુખીઆસુ કાંપ વાસ્તે જે મે અર સુકી.

*

# ઉત્તર ગુજરાતની લોકકથાઓ

લેખક

## શ્રી. ગણપતરામ મગનલાલ જોશી

કાંધેલ

[ ઉત્તર ગુજરાતના ગામડાંની ધરતીની ધૂળમાં ઢબુરાયેલી કેટલીક લોકકથાઓને શ્રી. ગણપતલાલ જોશીએ અક્ષરદેહ આપ્યો છે. એમાંની કેટલીક કથાઓ શ્રી. રાયચુરા સંપાદિત 'શારદા' માં પ્રસિદ્ધ થઈ ચૂકી છે. અહીં પ્રસિદ્ધ કરેલી તેમની વાર્તાઓમાં વીરત્વ અને સમર્પણની ભાવના વિશેષ જોવા મળે છે. ]

### અજાની ભાલડી

"બાપુ ! મારાથી હવે ડગલુંએ નહિ ચલાય ! મારા પગ તો થાંભલા જેવા થઇ ગયા છે, માટે હું તો અહીં બેસીશ !"

"બેટા ! આ તો વનવગડો ! ખરા બપોર થવા આવ્યા છે. પક્ષી સરખુંએ ફરકતું નથી, માટે હવે જરા ચાંપીને આગળ ચાલ !"

"બાપુ ! ગમે તેમ હોય ! મારો કંઠ સુકાઇ ગયો છે ! પગમાં જબકારા થાય છે માટે હવે તો થાક ખાવા દો !"

"શાન્તા ! કાલી ન થા ! આ તો મધ્ય જંગલ ! અજાજી જેવો કોઇ લૂંટારો આવશે તો આપણને લૂંટી જશે માટે વેળાસર ગામમાં જઇએ તો સારું ?"

આ પ્રમાણે મોટી ભોયણના સીમાડામાં ચૈત્ર માસના તીખા તડકામાં મુસાફરી કરનાર બાપ દીકરી વાર્તાલાપ કરતાં પોતાનો પંથ કાપતાં હતાં. આ પૈકી બાપ આધેડ વયનો હતો અને દીકરી યૌવનના પૂર્ણ બહારથી વિકસતી ખીલતી કળી હતી. બન્નેના ચહેરા પર લાંબી મુસાફરીનાં સ્પષ્ટ ચિહ્નો જણાઇ આવતાં હતાં.

જંગલ નિર્જન હોવાથી ઘણું જ ભયંકર લાગતું હતું. ફલાઉ ઝાડનાં દર્શન અત્રે ઘણાં જ દુર્લભ હતાં. ફક્ત ખાખરા, બાવળ,

વરખડો વગેરે ઝાડ જ્યાં ત્યાં જણાતાં હતાં. જાણે કુદરત દેવીએ ખાખરાના વૃક્ષોને કેસરીઆ વાઘાથી નવાજેલા હોય એમ વનશ્રીની સુંદરતા નિહાળતાં ડોસાને કાંઇ આનંદ તો થયો, પણ દીકરી તરસી હતી એટલે માર્ગનો જલદી અંત આવે તો સારું. તેથા કુદરતના રસભંડાર તરફ પણ લક્ષ ન આપતાં એણે સાદ પાડયો. "શાન્તા! જરા ચાંપીને ચાલ! જો અજબના સ્વારો મળશે તો આપણને લૂંટી લેશે!" આ સાંભળી શાન્તા કંઈ સમજી અને બન્ને બાપ દીકરીએ એકબીજાની નજીક રહી ચાલવાનો મક્કમ વિચાર કર્યો.

ઉપરોક્ત વાર્તાલાપ થયા બાદ તેઓ એકાદ ખેતરવા ગયાં હશે. એ દરમ્યાન એક શસ્ત્રધારી માણસે એમને આંતરી લીધાં અને રાતી આંખ કરી પૂછવા લાગ્યો. "અલ્યા તમે કોણ છો?"

યમદૂત સમા માણસને જોઈ બન્નેનાં હાંજા ગગડી ગયાં. એમને તો શ્વાસ લેવા જેટલી પણ શક્તિ ન રહી. આખરે મહા મુશ્કેલીએ બે હાથ જોડી બાપે જવાબ આપ્યો: "બાપજી! અમે તો બ્રાહ્મણ છીએ" ખંભાતથી આવીએ છીએ અને પાલનપુર જવું છે! આ મારી દીકરીને હું પાલનપુર મૂકવા જાઉં છું."

વિકરાળ સિંહગર્જના કરી બીજીવાર પેલો પૂછવા લાગ્યો. "અલ્યા તું એમ ધારે છે કે અજેજી કુવાસીઓના ગવાળા લૂંટનાર ધાડપાડુ છે?"

ડોસાએ કંપતા હૃદયે જવાબ આપ્યો: "ભાઈ સાબ, મારું નામ પ્રભાશંકર! લોકવાયકા એવી હતી જેથી અમે એ વાત કરતાં હતાં."

જળના તરંગ સમ અજબના મોં પર હાસ્યની મધુર લહેરીઓ રમવા માંડી. રુદ્રરૂપ ધારણ કરી જરા જોસથી બોલવા લાગ્યો.

"ત્યારે ઉતારો લૂગડાં! તમે જેનાથી ડરો છો એ અજેજી આજ તમારા સામો જ ઊભો છે!"

ડોસો થરથર કંપવા લાગ્યો "ભાઈ સાબ ! અમે તો બ્રાહ્મણ, અમને બચાવશો તો પ્રભુ તમારું કલ્યાણ કરશે !"

અજોજી ખડખડ હસ્યા. "મહારાજ ! હું તો જરા ગમ્મત કરું છું ! તમે ધારો છો એ ખોટું છે. મારા ઘોડા તો દુષ્ટને દંડ દેવા માટે ફરે છે. પણ આજ તો તમે મારા મહેમાન છો. માટે મારું ઝૂંપડું પાવન કરવું પડશે !" એમ અતિશય આગ્રહ કરી બન્નેને પોતાને ત્યાં લઈ ગયો.

અજાજીએ એમની ત્રણ દિવસ સુધી રાજસી ઠાઠથી પરોણા ચાકરી કરી. એના માટે દરરોજ ઘીનાં જ આધણ મુકવા માંડ્યાં, પણ ...પણ ડોસાને ઘર છોડે ઝાઝા દિવસ થયેલા; જેથી એમને ત્યાંથી નીકળવાની રજા માગી.

"મહારાજ ! તમે અમારે ત્યાં ક્યાંથી ? માટે એકાદ દિવસ વધારે રોકાઈ જાઓ તો સારું !" એમ તેણે સવિનય એકાદ દિવસ વધારે રોકાઈ જવા આગ્રહ કર્યો.

પ્રભાશંકરે બીજી વાર દલીલ કરી. "હાંઉ ઘર છોડે અમને ઘણા દિવસ થયા છે જેથી મને પાછાં વળતાં વિલંબ થશે તો ઘેર સઘાં ચિંતા કરશે માટે અમને મહેરબાની કરી રજા આપો !"

અજાજીએ આ બાબત ખૂબ વિચાર કર્યો. છેવટે શાન્તા આગળ વસ્ત્રાભૂષણની એક પોટલી મૂકી. "દીકરી, તું તો બ્રાહ્મણની કુંવાસી, એટલે મારી પાસે કાપડું માગે, માટે તારા મનગમતાં ઘરેણાં પહેરી લે !" એમ કહી એમણે પોટકી છોડી.

શાન્તાએ તેમાંથી ફક્ત એક કંઠી જ લીધી. અજાજીને આ સખાવતથી બિલકુલ સંતોષ ન થયો; જેથી એ હસતે મોંએ બોલી ઉઠ્યા. "ઉંહ ! એમાં શું લીધું. અમે જે કમાઈએ છીએ તે તમારા જેવા બ્રાહ્મણ શ્રવણના નસીબનું ! માટે તું સુખેથી ગવાળો ભર ! અમારા પર રામધણીની મહેરબાની છે. માટે જરાપણ ગભરાઈશ

નહિ !" એમ સમજાવી એણે તમામ દાગીના તથા લૂગડાં એના ગવાળામાં બંધાવ્યાં.

આ ઘટનાથી પ્રભાશંકર કંઇ રાજી તો થયો પણ થોડી વાર વિચાર કરી બોલ્યો. "ઠાકોર, તમે આપો છો ખરા ! પણ અમે એને કયાં વેંઢાળીશું ? અમારા પાસેથી તો કોઈ લપડાક મારીને લૂંટી જાય અને અમને માર પડે તે નફાનો ! માટે અધવચ ગુમાવ્યા કરતાં આપની પાસે જ રાખો તો સારું !" એ પ્રમાણે એમણે દાગીના પાછા લેવા વિનંતી કરી.

અજાજીની આંખમાં શૌર્યના તેજ ચમકયાં. તે એકદમ ગર્જના કરી બોલી ઊઠયા. "કોણ લૂંટનાર છે ? તમારે જરાપણ ગભરાવું નહિ. તમારી સાથે વળાવો મોકલીશ માટે જરા પણ ફીકર રાખશો નહિ." હિંમત આપી આમ અજાજીએ એમને શાન્ત પાડ્યા.

વિદાયગીરી વખતે અજાજીને આશિષ આપી. પ્રભાશંકરે વળાવો મોકલવાની માગણી કરી. આ સાંભળી અજાજીએ તુર્ત ભાથો મંગાવ્યો અને એમાંથી એક ભાલડી ખેંચી, "મહારાજ, આ તમારો વળાવો. તમે તેટલા સુધી જાઓ તો પણ તમારું કોઈ નામ નહિ લે." એમ સમજાવી એમના હાથમાં એક ભાલડી મૂકી.

પ્રભાશંકરને અજાજીના વચન ઉપર જરા પણ વિશ્વાસ ન આવ્યો. "ઠાકોર, આ જમાનામાં તો આ તમારી નિર્જીવ ભાલડીનો શો હિસાબ ! આપે શું અમારાં માથાં રણમાં રઝળાવવા ધાર્યાં છે કે આપ આટલું જોખમ લેવા છતાં પણ આ ભાલડી આપી અમને રવાના કરો છો ?"

અજાજીનાં રૂવાટાં ઊભાં થયાં. "મહારાજ, એનું બળ તો પચાસ માણસો કરતાં પણ વિશેષ છે. તમારું નામ દે તો મારી પાસે આવજો. જો તમને માર્ગમાં કોઇ લૂંટી લેશે તો હું એના બરાબર જવાબ દઇશ; માટે સુખેથી જાઓ !" એ પ્રમાણે આશ્વાસન આપી પ્રભાશંકરને રવાના કર્યા. પ્રભાશંકર પણ આ ભાલડીની મહત્તા સમજી એને

બળવાન શસ્ત્રધારી શરવીર તુલ્ય માની બન્ને બાપ દીકરી પોતાનો પંથ કાપવા લાગ્યાં.

(૩)

ચાર દિવસમાં તો દડમજલ કરતાં બન્ને બાપ દીકરી કોઈ એક રમણીય સ્થળે આવી પહોંચ્યાં. પક્ષીઓના મંજુલ સૂરે તથા મહોરાતી મંજરીથી લચી રહેલા આમ્રવૃક્ષની શીતળ છાયાથી પ્રભાશંકરનું ચિત્ત આકર્ષાયું. એ ખંડીઓ ઉતારી એક આમ્ર વૃક્ષની છાયામાં બેઠાં. સંસારના સુખદુઃખનો સ્વપ્ને પણ ખ્યાલ ન બાંધનાર હર્ષમાં આવી ખેલતી નિર્દોષ કુમારિકાની માફક આમતેમ નાચતી નદી જોઈ તેઓનું હૈયું ઠર્યું. જેથી ખળખળ વહેતા એના નિર્મળ જળમાંથી એમણે થોડું પાણી પીધું. પ્રભાશંકરે પણ પંચીયું પહેરી સ્નાન કર્યું અને જળમાં ઊભા રહી સવિતાદેવને અર્ધ્ય આપ્યા. શાન્તા તે ભાલડી જોઇ મુખ્યત્વે અમ્મજીએ આંકેલી એની કિંમત સાંભળી ઘણું જ હસવું આવતું જેથી મઝાકમાં એ બોલી. "બાપુ, આપણો વળાવો નાહ્યા સિવાય રહી ગયેલ છે!"

ડોસાએ હસતાં જવાબ આપ્યો. "તેને પણ નવરાવને! તને કોણ ના કહે છે?"

શાન્તાએ એને જળમાં બોળી તથા થોડું નૈવેદ્ય ધરાવી બાપ દીકરી ભાથું ખાવા બેઠાં. આ દરમ્યાન ડોસાના કાને ઘોડાના ડાબલાનો અવાજ પડ્યો. "બેટા, આજે આપણ ભયમાં છીએ. જો સામેથી સ્વારો આવી પહોંચ્યા છે!" એમ દીકરી આગળ ભાવિ આફતનું બયાન કર્યું.

"અરે કોણ છો રે? જો તમારે તમારો જીવ બચાવવો હોય તો પાસે જે માયા હોય તેની ઢગલી કરો!" એમ ઉદ્દેશી ટુકડીનો નાયક બંદૂક ધરી ઊભો રહ્યો. જોતજોતામાં ટુકડીના સ્વારોએ પણ એમને ઘેરી લીધા અને નાયકના હુકમની રાહ જોઈ બંદૂક ધરી તેઓ પણ તૈયાર થઈ ઊભા રહ્યા.

પ્રભાશંકરે આ લૂંટારાઓને ભાલડી બતાવી. "ભાઈઓ! અમારે તો અજા ભોંયણીઆની રખવાળી છે એની નિશાનીમાં એણે ભાલડી પણ આપેલ છે માટે આપને યોગ્ય લાગે તે કરો!"

અજાજીનું નામ સાંભળી તેઓ ચમકયા. "અલ્યા શું તું અમને અજાનો ડર બતાવે છે? અમે તો એને નથી ઓળખતા. મારે સીધી રીતે લુગડાં ઉતાર!" એમ ડરાવી લૂંટારાએ સર્વસ્વ લૂંટી લીધું.

બ્રાહ્મણે ઘણા કાલાવાલા કર્યા પણ એનું કોણ માને? આખરે બાપ દીકરી હતાશ થઈ સિદ્ધપુર ગયાં અને શાન્તાને કોઈ ઓળખીતાને ત્યાં મૂકી, પહેરવા જોગ લુગડાં લઈ ભોંયણીને પંથે પડ્યો.

જેમ બને તેમ ત્વરાથી પંથ કાપતો પ્રભાશંકર ભોંયણીની ભાગોળે આવી પહોંચ્યો. માર્ગમાં અનુભવેલી કર્મકથની અજાજીને કેવા ભાવથી વ્યકત કરવી, એ સંબંધે એણે ઘણા વિચારો કરેલ પણ યોગ્ય સીમ આવતાં એને કાળજે ડૂમો બાઝયો, અને એની જીભ ચોંટી ગઈ જેથી એક શબ્દ પણ બોલી શકયો નહિ.

"મહારાજ તમે કેમ રુવો છો? કંઈ કહો તો ખરા!" અજાજીએ પ્રશ્ન પૂછયો. પણ પ્રભાશંકરની આંખમાં અશ્રુપ્રવાહ વધવા લાગ્યો.

"મહારાજ, તમારી આંખમાં આંસુ જોઈ મારે પેટમાં ઉકળતું તેલ રેડાય છે! જ્યાંસુધી તમારું દુઃખ ન ટાળું ત્યાંસુધી ભોંયણનું પાણી હરામ છે!"

અજાજીએ બ્રાહ્મણને શાન્ત પાડી કહ્યું: "મહારાજ, સુખેથી કહો. અમે તમારા જેવાની સેવા કરવા સર્જાયા છીએ." એમ બ્રાહ્મણને ટાઢો પાડી ધીમે રહી હકીકત મેળવવા એણે તજવીજ કરી. પ્રભાશંકરે જવાબ આપ્યો. "ઠાકોર, તમારી ભાલડીનુ રખોપું છતાં હું લૂંટાયો. માર્ગમાં બે ત્રણ સ્થળે મને ધાડા મળેલા, તમારી ભાલડી બતાવી એટલે કોઈએ નામ ન લીધું. પણ સિદ્ધપુર તાલુકાની હદમાં અમને તો લૂંટયા." એમ બોલતાં એની આંખમાં પાણી આવ્યાં,

"હેં! શું મારી ભાલડી હોવા છતાં તમને લૂંટયા! ઠીક! જોઉં છું?" એમ ક્રોધના આવેશમાં આવી એણે ગર્જના કરી. જોતજોતામાં આ બીના આખી ભોંયણમાં જાહેર થઈ અને ગામમાં સિંધુડા રાગે ટોલ વાગ્યો. સમુદ્રમાં જેમ મોજાં ઉછળે તેમ યુવાન વીરો ઉછળવા લાગ્યા. "અજાની ભાલડીનું અપમાન એ આખા ખાખરીઆ ટપાનું અપમાન" એમ સમજી તમામ વીરો કર્તવ્યની વેદી ઉપર બલિદાન આપવા તૈયાર થયા.

"ભાઈ, હાલ તો આ ધીંગાણા માટે હું એકલો જ પૂરતો છું! તમારે કોઈને તસ્દી લેવા કારણ નથી! મોર પીંછથા રળિયામણા, માટે તમે આપણી આબરૂ જાળવવા તૈયાર થયા છો એટલું બસ છે!" એમ દરેકને સમજાવી અજાએ પાછા મોકલ્યા અને પોતે રતુમડી ઘોડી પર સ્વાર થઈ જવા તૈયાર થયા.

દડમજલ કરતાં અજાજીએ સિદ્ધપુર તાલુકાની હદમાં પ્રવેશ કર્યો. એના હૃદયમાં ક્રોધનો દાવાનળ સળગતો હતો. જેથી જોનારને એની આકૃતિ ઘણી જ બિહામણી લાગતી હતી.

"અરે કોણ જાય છે રે!" અજાજીના કાને કોઈનો અવાજ આવ્યો. અજાજીએ તુર્ત તલવારની મૂઠ ઉપર હાથ મૂકયો અને પાછું જોઈ તપાસ કરતાં વીસ માણસની ટુકડી નજરે પડી.

"અલ્યા, તમે શું મોં લઈ ફરો છો? હમણાં જ હું તમને મારી ઓળખાણ આપું છું. જો કુવાસીઓના ગવાળા લુટયા સિવાય તમારું પેટ ભરાતું ન હોય તો પેટમાં કોશો નાખવી હતી. માટે તમારે તો મોં બતાવવું જ ન જોઈએ." એમ અજાજીએ એમને પાછો જવાબ આપ્યો. આ શબ્દો લૂંટારાની છાતીમાં સખ્ત વાગ્યા, જેથી ઉઘાડી તલવાર કરીને તેઓ સામે થયા.

"અલ્યા દેખાય છે કોઈ ચડાઉ! જાણે આખી દુનિયાનો બાદશાહ હોય એમ ચઢયું ચઢયું બોલે છે. મારો એને!" એમ કહી અજાજીના સામે તેઓ ધસ્યા.

અજાજીએ એ લોકોને ચેતાવ્યા. "અલ્યા તૈયાર થાઓ ? તમે તમારો ધર્મ હાર્યા છો ! પેલા બ્રાહ્મણને લૂંટી મારી ભાલડીનું અપમાન કર્યું છે. માટે હોંશિયાર રહેજો ! પછી કહેશો કે અમને ચેતાવ્યા નહિ ! આવો પહેલો ઘા કરો." એમ ચેતવણી આપી એણે તેઓને પડકાર કર્યો.

આ દરમ્યાન બહાદુર અજા ઉપર કોઇએ તલવારનો ઘા કર્યો. અજાએ ચાલાકીથી એ ઘાને પોતાની ઢાલ ઉપર ઝીલ્યો. અને જોત-જોતામાં સામા પક્ષના દસ માણસોનાં શિર ધડથી જુદાં કર્યાં.

લોહી ઝરતા યોધ સમ દસ વીર માણસોનાં ધડ ધૂળ ભેગાં થયેલાં જોઈ બાકીના લૂંટારા નાસવાની તૈયારીમાં હતા. પણ અજાજીએ એમને ઘેરી લીધા. "અલ્યા, ક્યાં નાસો છો ? બ્રાહ્મણનો માલ પાછો આપો નહિ તો એકને પણ જીવતો જવા નહિ દઉં !" એમ ઉઘાડી તલવારે સામે રહી એમને આંતરી લીધા.

નાયકે એમને જીવતદાન મળવાની માગણી કરી, પણ અજાજીએ તો એમને "બ્રાહ્મણનો માલ પાછો સોંપવો તથા કોઈ દિવસ ભાલડીનું અપમાન કરવું નહિ" એ શરતે એમને જીવતા જવા દેવાનો પોતાનો મત જાહેર કર્યો.

લૂંટારાઓએ એ વાતનો સ્વીકાર કર્યો. અને ભાલડી પ્રત્યે વફાદારીના સોગંદ લઈ તેઓ ત્યાંથી સિંહના પંજામાંથી છૂટ્યા.

( ૬ )

બહાદુર અજાજીએ ઉપર વર્ણવ્યા પ્રમાણે બ્રાહ્મણની દીકરીને માલ પાછો સોંપ્યો. આ બનાવથી એનું ગૌરવ વધ્યું, અને સર્વ સ્થળે એનાં યશોગાન થવા માંડયાં. એ જીવ્યા ત્યાંસુધી એમની ભાલડીનો વળાવો આખા ગુજરાતમાં ચાલ્યો. આ વાતને ઘણાં વર્ષ થયાં છે. કહે છે હાલ પણ લોંઘણી આ ફક્ત ભાલડી રોપીને જ રખવાળી થાય છે. ધન્ય છે અનાથની રક્ષણ રૂપ ગણાતી અજાની ભાલડીને !

\+ ‡ +

# બાબરો

રાતના અગિયાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. અવનીમાં અંધકારના ઓળા પડતા હતા. વ્યોમ ફૂલવાડીમાં તારક પુષ્પો ખીલી રહ્યાં હતાં, અને એનાં આછાં તેજ ગાઢ અંધકારને કંઇક અંશે દૂર કરતાં હતાં. આ સમયે છત્રાલ ગામના સતા વડ નીચે એક મુસાફર ખેસ નાંખી સૂતો હતો. એને ઊંઘવા ઘણા પ્રયત્નો કર્યા, પણ નિદ્રા-દેવીએ એનાથી રૂસણાં લીધાં હતાં.

"કોણ સૂઈ રહ્યું છે? કેમ કોઈ બોલતું નથી?" એક ઘોડેસ્વારે છેટેથી પડકાર કર્યો.

મુસાફરના હાંજા ગગડી ગયા. ડરનો માર્યો એનો ચહેરો નિસ્તેજ થઈ ગયો. "ભાઈસાબ, મુસાફર છું! વખાનો માર્યો આવી ચઢ્યો છું! ગામમાં મારે ઉતરવા સાધન નહિ હોવાથી રાત અહીં ગાળવી છે."

"અમારા ગામનો એવો નિયમ છે કે કોઈ ભૂખ્યું તો ન જ સૂઈ રહે! મને લાગે છે કે તું ભૂખ્યો છે! લે આ મીઠાઈનું પડીકું અને તું પેટ ઠારીને ખા!" સ્વારે એના નજીક જઈ મીઠાઈનું પડીકું આપ્યું.

મુસાફરે ખાવા ઘણા પ્રયત્ન કર્યા પણ એના ગળે કોળીઓ ઉતરતો ન હતો. સ્વાર વડની વડવાઈએ ઘોડાની લગામ બાંધી નજીકની વાવમાંથી પાણીનો લોટો ભરી લાવ્યો.

"બાપલા, એટલું બધું શું દુઃખ છે કે અન્નપાણીની આખડી લીધી છે! જરૂર તારું દુઃખ ભાંગીશ માટે પેટ ઠારી તું ખા!" સ્વારે મુસાફરનો બરડો થાબડી એને વચન આપી આશ્વાસન આપ્યું.

"દરબાર! આ ગામના સધીર શેઠના ત્યાં મેં મારી દીકરી પરણાવવા માટે પેટે પાટા બાંધી પેદા કરેલ પૈસા જમે મૂક્યા છે! પૈસા માટે ગયો તો એમને હાથ ઊંચા કર્યા. હું તો મારી દીકરીનું લગ્ન પણ લઈ ચૂક્યો છું. પરમ દિવસે તો જાન આવશે! હવે

મારી લાજ કેવી રીતે રહેવાની છે!" એની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"તું ગભરાઈશ નહિ! લગ્નમાં કેટલા રૂપીઆની જરૂર પડશે?"

"આસરે એક હજાર!"

"લે પાંચસો રૂપીઆ તો હાલ ગણી લે! બાકીના હું લગ્નના દિવસે જરૂર લઈ તારે ત્યાં આવીશ?" ત્યારે ચંદ્રમાના અજવાળે પાંચસો રૂપીઆ ગણી આપ્યા.

બાબરો જાતનો રજપૂત હતો. "તુંવાર" નામના ગામનો એ ઠાકોર હતો. બળેવના દિવસે એની બહેન માન કુંવરબાએ ઓવારણાં લઈ ભાઈને રાખડી બાંધી. ભાઈએ ખુશ થઈ એ દિવસની તમામ ઉપજ બહેનને કાપડામાં આપવાની જાહેર કરી. દૈવકૃપાએ એ દિવસે વણઝારાની પોઠો આવી અને રાજને એ નિમિત્તે સારી રકમ મળી. લક્ષ્મી જોઇ આ રાજવીનું ચંચળ ચિત્ત બદલાઇ ગયું, અને સધીરણા કારભારીની બદસલાહથી શબ્દછળ કરી એને બોલ્યું અબોલ્યું કર્યું. બહેન જેવી તેવી નહતી. એ એક પતિવ્રતા સાધ્વી સ્ત્રી હતી. જો કે એ ભાઈનું અનિષ્ટ તો ઇચ્છતી ન હતી પણ કુંવાસીની આંતરડી કળકળવા લાગી, અને એથી એનો ભાઇ સ્વદેહે ભૂત યોનીમાં આથડવા લાગ્યો. એણે કલોલ તાલુકાના છત્રાલ ગામે વાવ ઉપરના વડમાં પોતાની રહેઠાણ રાખી.

બાબરો એ કાંઇ જેવો તેવો સાધારણ માણસ નહતો. ઝાપણીના દિવસે એ કોરાં કરકડતાં કપડાં પહેરી સોનેરી હોકો લઈ રાવણામાં બેસતો અને ગામના વૃદ્ધ પુરુષોને ભાવથી ભેટી એ રામ રામ કરતો હતો. મજાક કરવાની એને બહુ આદત હતી. ગામની ભાગોળે જાન જાય તો વરના જોડે વરનું બનાવટી રૂપ લઈ એ બેસતો અને ખરો વર કોણ છે એ પરીક્ષા કરાવવામાં જાનડીયો તથા જાનૈયાને એ પાણી ઉતરાવતો હતો. અજવાળી રાતે ગેડી દડાની રમતની મોસમમા એ છોકરાનું રૂપ ધારણ કરીને આવતો અને ભેરુઓને હંફાવતો હતો.

સધીર શેઠ એનો જૂનો કારભારી હતો. ગરીબ માણસને હેરાન કરતો જોઇ એના રૌમેરોમમાં ક્રોધ વ્યાપી ગયો. "આખું રાજ્ય લૂંટી આટલી લક્ષ્મી મેળવી છતાં આ ગરીબની ચામડી ચૂંથવા આદત ન છોડી." આ પ્રમાણે વિચાર કરતાં એ દાંત પીસવા લાગ્યો; એણે પોતાના પ્રભાવથી એની તિજોરી તોડી અને આ ગરીબ માણસનું લહેણું ચૂકતે કર્યું. લગ્ન વખતે એ જાને માંડવે જઈ આ માણસની છોકરીનું એણે વાજતેગાજતે પરણાવી.

બાબરાના પરાક્રમોની તથા પરોપકારી કૃત્યોની અનેક વાર્તાઓ ગામ લોક કહે છે. આ યંત્ર યુગમાં ભૂતાવળનું બળ તો કમી થયેલ છે, છતાં આ વડ નીચે કોઇ અન્યાય યા અધર્મ કરે તો બાબરો હજુ પણ શિક્ષા કરે છે. ગરીબોનો રખવાળ અને અધર્મીઓના કાળ સરખા આ વીર પુરુષની પ્રતીતિ જૂના જોગી શો વડ તથા વાવ હાલ પણ પૂરે છે.

*

## ઉદારતા

"ના બાપુ ના ! મારો હાથ પાછો ન કઢાય ! મારા સમ ! આટલું તો પીવું જ પડશે." આ પ્રમાણે બોલતાં એક માણસે આધેડ વયના એક તેજદાર પુરુષ આગળ હાથ ધર્યો.

"આજ તો ભાઈ તમોએ ભારે કરી ! તમો બધા જુદા પણ હું તો એક જ ને ! અત્યાર સુધી મેં બધાનાં માન રાખ્યાં, પણ હવે કોઈ વિશેષ આગ્રહ કરશો નહિ !"

માથે જરકસીનો ફેંટો બાંધી રાજસી ઠાઠથી બેઠેલા દામોદર બારોટે મલકાતા મોંએ આંગળાંથી છાંટા નાંખી "રંગ છે આજના ડાયરાને !" એમ સર્વ ડાયરાને રંગ આપી કસૂંબો ગટગટાવ્યો.

વિજાપુર કસ્બાના બારોટવાડામાં એક આલિશાન ડેલીની દીવાલો રંગબેરંગી ચિત્રોથી શણગારવામાં આવી હતી. એની ભોંય ઉપર

કીનખાબનાં બિછાનાં તથા મખમલના ગાદી તકિયા ગોઠવવામાં આવેલ હતા. જાણે કોઈ રાજા-મહારાજાનું આ ધામ હોય તેમ સર્વ વાતે આ ડેલીને દેદીપ્યમાન કરી હતી. આજે કોઈ પરદેશી કવિરાજ, પોતાની રસિક વાણીનો રસાસ્વાદ કરાવવાના હોવાથી ડાયરો પણ બરોબર જામ્યો હતો. મેઘલી રાતે જળકિનારે જેમ દેડકાં બોલે તેમ હુક્કાના નાદથી આખું મકાન ગાજી રહ્યું હતું. ડાયરામાં બેસનાર બંધાણીઓ આજે અમલથી ચકચૂર બની ડાયરામાં ઝોકાં ખાતા હતા, તથા કેટલાક હુંજો ખાવામાં મશગુલ થયા હતા. આ સમયે ડાયરામાં એક માણસ દાખલ થયો અને બારોટને સલામ કરી યોગ્યતા મુજબ એમની નજીકના આસન પર જઈ બેઠો.

આ સમયે ગુજરાતમાં બારોટ કોમનો કીર્તિચંદ્ર પૂર્ણ પ્રકાશમાં હતો. એમની જાહોજલાલી પણ અનન્ય હતી. જામીનગીરી તો એમના બાપની, અને એ કદાપી ખોટી ન થાય. એ કારણથી લાખો રૂપિયાની હામીનું જોખમ એ ખેડતા, અને કેટલાક તો અમુક વરસના પટ્ટે પરગણાં પણ ઇજારાથી રાખતા હતા. ટૂંકામાં આ સમયે સમાજમાં એમનો મોભો પણ કંઈ ઓર હતો. આ વખતે દામોદર બારોટે કડી પરગણું પાંચ વરસના પટ્ટે ઇજારાથી રાખેલું. જેથી રાજદરબારે તો એમના નામથી પથ્થર તરતા હતા.

આવનાર વ્યક્તિ થોડીવારે શાન્ત થઈ બાદ દામોદર બારોટે વાત ઉપાડી, "કેમ કાનજીભાઈ! મહેસુલનું કામ કયાં સુધી આવ્યું છે?"

કાનજીભાઈએ જવાબ આપ્યોઃ "બાપુ! હાલ તો ઠીકઠીક ચાલે છે, પણ આપની દયાળુ વૃત્તિ લોકો કળી ગયા છે, એટલે અમે બરોબર ફાવતા નથી. ડાંડ માણસોને વશ કરવા અમે સખ્તાઈના ઇલાજો લઈએ, પણ આપની પાસે એ કરગરતા આવે, એટલે આપ એમને રાહત આપો, પછી અમારો શો દોષ? આપ આટલી ઉદારતા રાખો છો, પણ સરકારને તો ઇજારાની રકમ ભર્યા વગર છુટકો નહિ થાય! જુઓ તાકીદની ઉઘરાણીઓ પણ આવ્યા કરે છે, માટે હવે

તો મહેરબાની કરી અમને સખ્તાઇના ઈલાજો લેવા અધિકાર આપો તો સારું !"

બારોટના મોં પર ઉદારતાનાં સ્પષ્ટ ચિહ્નો જણાવા માંડયાં. "હોય ભાઈ ! એ તો એમ જ ચાલે ! બિચારા ખેડૂતો વરસાદની ઝડિયું, ટાઢ, તડકો વગેરે આફતો વેઠી માલ તૈયાર કરે અને આપણે કળતર વખતે એમનું દિલ દુભાવીએ તો પ્રભુ આપણું સારું ના કરે ! એમની આબાદીમાં જ આપણી આબાદી છે, માટે આપણે તો મોટું દિલ રાખવું જોઇએ !"

કાનજીભાઈ કામદાર આ સાંભળી બબડવા લાગ્યા, "બાપુ ! આ ઉદારતા આપણને નહિ પરવડે ! શ્રીમંત સરકારની તિજોરીમાં તો નાણાં પહોંચાડવાં પડશે ! આપ લોકના પાસેથી વસુલ નહિ કરવા દો તો શું ઘરનાં મૂકશો ? માટે હવે તો આપ ડખલ ના કરો તો સારું !" એમ સવિનય જરા દબાઈને એને બારોટજી આગળ દર્દ-ભરી માગણી કરી.

દામોદરજી બારોટના મન ઉપર કંઈ અસર તો થઈ. પણ થોડી વાર વિચાર કરી એમને પોતાનો મત જાહેર કર્યો: "ભાઈ આપણે તો ભ્રમરવૃત્તિ રાખવી જોઈએ, જેમ ભ્રમર પુષ્પમાંથી મધ એકઠું કરે છે, છતાં પણ એની સુંદરતાનો જેમ બિલકુલ નાશ થતો નથી, તેમ આપણે પણ ખેડૂતને અધરું ન લાગે અને એની આંતરડી ના કળકળે એવી રીતે જ વસુલ ઉઘરાવવું જોઈએ !"

"ધન્ય છે આવી ઉદારવૃત્તિને !" એમ સર્વ મુખે બારોટનાં યશોગાન થવા માંડયાં. આ દરમ્યાન એક માણસ ડાયરામાં દાખલ થયો અને "સર્વ ડાયરાને રામ રામ છે" એમ બોલતાં બારોટજીના હાથમાં એક પત્ર મૂકયો.

આવનાર યુવાનની મૂછનો દોરો હજુ ફૂટતો હતો. એણે કોરું કડકડતું અંગરખું પહેર્યું હતું, તથા રાતી ચણોઠી જેવી પાઘડી માથે

મૂકી હતી, જેથી એ સરકારી નોકર હોવાની વાત તો સ્પષ્ટ સિદ્ધ થતી હતી.

કારભારીએ વિશેષ ખાતરી માટે પ્રશ્ન કર્યો. "આપ કોણ છો?"

આવનાર યુવાને જવાબ આપ્યો, "મી બાલગીર આહે બડોદે હૂન યે તો!" એમ બોલતાં તે યોગ્ય સ્થાને બેઠો અને વડોદરાની નવાજૂની કહેવા લાગ્યો.

દામોદરજી બારોટના ઈજારા દરમ્યાન એક સાલે મેઘરાજાની અકૃપા થઈ. ગુજરાતમાં હાહાકાર થઈ રહ્યો. અનાજના ભાવો ઘણા જ વધી ગયા. ચાર પૂળો તો પડીકે બાંધી વેચાતો હોય, તેમ તેનાં ભારે મૂલ્ય અંકાવા લાગ્યા. લોકોએ ઝાડ ઉપર નજર નાંખી. જેથી કેટલાંક તો ખોરડીનો કૂટો તથા ઝાડપાલો એકઠાં કરીને ઢોર જીવાડવા લાગ્યાં. કેટલીક ગાયો બેઠોક બેસીને ઠેરઠેર મરી જતી હતી. કેટલાક નિર્ધન માણસો વરખડાનાં પીલાં ખાઇ જીવતા તથા કેટલાક ભૂખમરાના ભોગ થઇ માર્ગમાં પગ ઘસતા મરણ પથારીએ પડેલા જણાતા હતા. આ વખતે તમામ દશ્યો ઘણાં જ ભયંકર લાગતાં હતાં. જેથી હવે તો પ્રભુ જેની લાજ રાખે તે ખરી એવો ભયંકર મામલો આવી પહોંચ્યો હતો.

આ વખતે વડોદરાની ગાદીએ શ્રીમંત મલ્હારરાવ મહારાજ રાજ્ય કરતા હતા. એ ઘણા જ દયાળુ તથા પરદુઃખભંજન હતા, જેથી પ્રજાનાં દુઃખ ટાળવા એમને ચાંપતા ઇલાજ લીધા, પણ આ રાજ્યની પ્રજા ઘણી જ સુખી હોવાથી પરરાજ્યનાં ઘણાં માણસો ત્યાં ભરાણાં. જેથી કેટલાક ગરીબ ઘરના ઉંબરે તેઓશ્રીની મદદ પૂરતા પ્રમાણમાં પહોંચી શકી નહિ.

દામોદર બારોટે તો ખુલ્લા હાથથી લોકોને મદદ કરવા માંડી. કેટલાંક કુલીન કુટુંબો લાજનાં માર્યાં ઘરમાં અટવાતાં હોય, અને કોઈના આગળ લાંબો હાથ કરે નહિ, તેવા માણસોની તલાસ કરી એમને ગુપ્ત મદદો કરવા માંડી. આગળ જતાં અનાજનો કોઈ વખત સારો ભાવ આવશે એમ જાણી કામદારે કેટલુંક અનાજ સંગ્રહી

રાખ્યું હતું, અને તે પ્રમાણે લાભ મેળવવાની આ સાલ સારી તક હતી. પણ દામોદર બારોટે તો પ્રજાનું દુઃખ દિલમાં ધર્યું અને ઉદાર હાથે લોકકલ્યાણ માટે સખાવતો કરવા માંડી.

કાનજીભાઈ કામદારને બારોટજીના વિચારો બિલકુલ ગમ્યા નહિ. કોઈપણ હિસાબે એમનાં નળિયાં સોનાનાં થાય. એ એમનો મુખ્ય હેતુ હતો, જેથી એક દિવસ બારોટજી આગળ બરબડવા લાગ્યો.

"બાપુ ! આપ તો આટલી સખાવત કરો છો, પણ આપણે તો અવેજ બીડવો પડશે ! આ ઈજારા દરમ્યાન આપણે એક પાઈ પણ ભરી નથી, પણ આપણું એમ ક્યાં સુધી ચાલશે ? માટે હવે તો એનું કંઈ ઠેકાણું પાડીએ તો સારૂં !"

બારોટ ખડખડ હસવા લાગ્યા. "ભાઇ, એ તો લોકનું ધન છે માટે લોકના હિતમાં જ વપરાવવું જોઇએ. એ બદલ તમારે જરાપણ ગભરાવું નહિ ! હું શ્રીમંત મલ્હાવરાવ મહારાજને જવાબ દઇશ, માટે તમે ખુલ્લે દિલે મદદ કરો !" એમ એમને કામદારને સલાહ આપી.

કાનજીભાઇ હવે કઇ ઠેકાણે આવ્યા. જ્યારે બારોટજીની મરજી છે તો આપણે શા માટે આડી જીભ કરવી જોઇએ, એમ સમજી એને પણ હાથ પોલા રાખ્યા, અને કોઠારો ખાલી કરીને પણ પ્રજાને દુષ્કાળના પંજામાંથી બચાવી.

ઈજારાની રકમ બારોટજીના ખાતે લાંબી મુદત સુધી બાકીમાં ચાલેલી, જેથી શ્રીમંત સરકાર તરફથી ઘણી વખત બાલગીરો મોકલવામાં આવતા, પણ ત્યાં ને ત્યાં જ ભરાઇ રહેતા. બારોટજી એમના માટે તો ઘીનાં આધણ મૂકતા, તથા એમનો સત્કાર કરવામાં પણ બિલકુલ મણા રાખતા નહિ જેથી તેઓ પોતપોતાના ઘરને પણ વિસારી ત્યાં રોકાઇ રહ્યા હતા.

આખરે શ્રીમંત મલ્હાવરાવ મહારાજના કાને બાકીની હકીકત આવી અને એમને તાબોડતોબ બારોટને પકડી લઇ જવા હુકમ કર્યો.

શ્રીમંતનો આ હુકમ થતાં તુર્ત જ લશ્કરની ટુકડી છૂટી, અને બારોટને વડોદરા લઈ જઈ જૂના રાજવાડામાં નજરકેદ કર્યા.

( ૩ )

ટાઢ કડકડતી હતી, હીમ પડવાથી આંગળાં પણ થથરતાં હતાં, આજે તો સવારના આઠેક વાગ્યા હશે છતાં પણ ટાઢ ચમકારો બિલકુલ ઓછો થયો ન હતો. આ પ્રસંગે પીપળાના વૃક્ષ નીચે એક નિર્ભાગી દંપતી તેમનાં પ્રેત સમાં બે છોકરાં ટાઢથી થરથરતાં હતાં. એમની પાસે એક ઉપરાન્ત બીજું એક પણ કપડું ન હતું જેથી એમની સ્થિતિ ઘણી જ દયાજનક લાગતી હતી.

આ સમયે દામોદર બારોટ ત્યાં થઈ નીકળ્યા. એમનાં ઉજળાં કપડાં તથા ભવ્ય ચહેરો જોઈ પીપળાના નીચે ઊભેલી ભિખારણે દયા ભરી માગણી કરી.

"આપજે ભાઈ સાબ ! કાંઈ ફાટ્યું તૂટ્યું લૂગડું હોય તો આપજે ! પ્રભુ તારું ભલું કરશે ! આ છોકરા ટાઢે મરે છે !"

આ દૃશ્ય જોઈ બારોટનું હૃદય વલોવાઈ ગયું, અને અંગ ઉપર ઓઢેલી કસબી શાલ ઉતારી ઉદારતાથી કહેવા લાગ્યા, "લે ભાઈ ! તારાં છોકરાંને ઓઢાડ !" એમ કહી એમના ઉપર ફેંકી.

"હાં-હાં-બારોટ, આ શું કર્યું ? આપ તો નજરકેદમાં છો છતાં આટલી ઉદારતા ! કઈ ઘરનો ખૂણો તો તકાશો ? તમે શું ઓઢશો ?" આ પ્રમાણે એમની પાછળ ચાલનાર પહેરેગીર બોલી ઉઠ્યો. બારોટે એના તરફ બિલકુલ લક્ષ ન આપતાં, જાણે કઈ મહાન કાર્ય કર્યું હોય એમ હરખાતા મુકામ તરફ ચાલી આવતા હતા.

બારોટનો સ્વભાવ ઘણો જ આનંદી હતો. તેઓ કેદમાં પણ પોતાનો વખત ગમ્મતમાં જ વ્યતીત કરતા હતા. હુક્કો અને એમનો જીવ સાચો મિત્ર હતો, જેના વિના એમને એક પળ પણ ચાલતું નહિ.

એક દિવસ હંમેશના રિવાજ મુજબ તકિયે અઢેલી એ હુક્કો ગગડાવતા હતા, તે દરમ્યાન એક બ્રાહ્મણની ટેલનો અવાજ એમના કાને પડયો. આ બ્રાહ્મણ શહેરમાં ઘણા વખતથી ટેલ નાંખતો, પણ કોઇએ એની ટેલ પૂર્ણ કરેલ નહીં. જેથી બારોટને દયા આવી, અને તુર્ત જ એને એમના સમક્ષ ખડો કરવા હુકમ કર્યો.

એના આવ્યા પછી બારોટે એને પ્રશ્ન કર્યો: "કહે ભાઈ, તારી શી ટેલ છે?"

બ્રાહ્મણે ગદ્દગદ્દ કંઠે જવાબ આપ્યો. "ભાઈસાબ મારી રૂપિયા આસોની ટેલ છે. દીકરીના કન્યાદાનમાં આ પૈસા વાપરવાના છે, અમારી કોમમાં અમારે ભારે રકમ ચાંલ્લામાં આપવી પડે છે, જેથી મારે જરૂર છે. માટે જે મારી ટેલ પૂર્ણ કરશે એનું પ્રભુ કલ્યાણ કરશે!" આ મુજબ એને પોતાની દલીલ રજૂ કરી.

બારોટનું હૃદય આ સાંભળી પીગળી ગયું. એમને હુક્કા ઉપરથી તુર્ત જ ચલમ ઉતારી અને એના સામું તાકીને મનમાં વિચારવા લાગ્યા. "પ્રિય હુક્કા! તારી સોબતમાં તો મેં ઘણો જ આનંદ કર્યો છે, અને તને લાડ લડાવવામાં મેં બિલકુલ મણા રાખી નથી. પણ હવે આ બ્રાહ્મણના ભલા માટે તારો વિયોગ કરવો પડે છે, માટે કંપતા હૃદયે કહેવું છે, કે વીર જા! અને આ શુભ કાર્યમાં તારા આત્માનું બલિદાન આપ!" આ પ્રમાણે ખ્યાલ બાંધી એમને હુક્કાને ભોંય પર પછાડયો. અને એનાં કાછલાં બ્રાહ્મણને આપી બોલવા લાગ્યા. "મહારાજ, હાલ તો મારી પાસે રોકડ રકમ નથી! જેલમાં એ કયાંથી હોય! પણ એકંદર આ હજારનું ધન છે તો એને વેચી તમારું કાર્ય કરજો!"

પહેરેગીર એકદમ ચમકયો. "બારોટ! હુક્કા વગર તો તમારે પણ નથી ચાલતું તો હવે શું કરશો?"

બારોટે જવાબ આપ્યો. " હશે ભાઈ, એના વગર હું ચલવી લઈશ ! " આ પ્રમાણે બોલતાં એના મોં પર ખાનદાનીનું તેજ ઝળકી ઉઠ્યું.

(૪)

બારોટની અદ્વિતીય ઉદારતાનાં યશોગાન વડોદરામાં પૂર્ણ જોસથી થવા માંડ્યાં. એક વખતે શ્રીમંત મલ્હારરાવ મહારાજના કાને પણ આ વાત ગઈ, જેથી તેઓશ્રીએ બારોટને દરબાર ભરી બોલાવ્યા અને સન્માન કરી ઉદ્દેશવા લાગ્યા. " બારોટજી ! તમોએ મારી પ્રજાના કલ્યાણ માટે જ પૈસા વાપરી અમારા રાજ્યનું ગૌરવ વધાર્યું છે માટે તમારી તમામ બાકી ગાંઠી વાળવામાં આવે છે ! ખરેખર ! કોઈ ઇજારદાર યા સરકારી નોકર હોજો તો તમારા જેવો પ્રજાનું દુઃખ જાણનાર હજો ! માટે તમારા નામે નવીન ઇજારો મંજૂર કરવામાં આવે છે. અને આજથી તમને મશાલ ડંકાની પરવાનગી ! " એ મુજબ એમની ઉદારતાની કદર કરી, એમને પોશાક આપી ભારે ઠાઠથી વિજાપુર મોકલ્યા. દામોદર બારોટની ઉદારતાના આવા ઘણા દાખલા છે. આ વાતને હાલ એકસોને દશ વરસ થયાં છે. છતાં પણ વિજાપુરના બારોટવાડાના ચોરે જ્યારે ડાયરો ભરાય છે ત્યારે આવી ઘટનાઓ ઘણી વખત ચર્ચાય છે.

ઓ દુષ્ટ કાળ, તે આવાં રત્નો ક્યાં સંતાડ્યાં ?

*

# ફોરે ફોરમ ફૂલડાં

## ( ફૂલો વિશે કેટલીક લોકકથાઓ )

લેખક

શ્રી. કનૈયાલાલ જોશી

[ લોકકથાનો વિષયફલક ઘણો વિસ્તૃત છે. સમાજજીવનના વિવિધ પ્રસંગો ઉપરાંત મનુષ્યજીવન સાથે સંકળાયેલાં તત્ત્વો પણ લોકકથાઓમાં નિરુપાયાં છે. પ્રાણીઓ અને પંખીઓ વિશે આથી જ ઘણી લોકકથાઓનો પ્રચાર અને પ્રસાર થયો છે.

ધર્મ, સંસ્કાર અને કલાના માધ્યમ તરીકે ફૂલનું સ્થાન અનોખું છે. મનુષ્યજીવનના માંગલ્યનું એ પ્રતીક છે. પરિણામે ફૂલો વિશે ઘણી જ લોકકથાઓ પ્રચલિત છે. અહીં પોયણું, ચંપા અને સૂરજમુખી-આ ત્રણ ફૂલો વિશે દેશ વિદેશની કેટલીક લોકકથાઓને શબ્દશિલ્પમાં કંડારવામાં આવી છે. ]

### પોયણું

સરોવરના કાચ જેવા નિર્મળ જળ પર ધોળાં ધોળાં પોયણાં સુંદર શોભે છે.

આભલાના ગોખલે ગોખલે તારલાના દીવડા ઝગઝગે છે, ને ધરતી પર સરોવરનાં શાંત જળમાં પોયણાં ખીલે છે. પાણી પર ગોળ લીલાં વિશાળ પાંદડાં પથરાયાં હોય છે. એવા પાંદડાની પડખે ઉગી દાંડી પર પોયણાની પાંખડીઓ પોતાના સોહાગને સુહાવે છે. આછેરા પવનમાં પોયણાંનાં ફૂલ મરનાનાં બની ડોલે છે.

આવા પોયણાની ઉત્પત્તિ માટે એક લોકકથા પ્રચલિત છે :

આકાશને અજવાળતી એક તારલી પૃથ્વીની શોભા જોઇ હરખાઇ ગઇ, પૃથ્વી પર ઘર ઘરની અટારીઓમાં કે ચોખ્ખા ચોકમાં ખુલ્લા ઓટલા પર દાદા-દાદી પાસે ગેલ કરતાં નાનાં નાનાં ભૂલકાંઓને જોઈ તેને પૃથ્વી પર આવવાની ઇચ્છા થઇ, એણે તો ધીમે ધીમે ધરતી પર નીચે ઊતરવા માંડયું.

મોટા એક વૃક્ષ જેટલી ઊંચાઈએ આવી તે થોભી ગઇ. તેને આમ નીચે ઊતરતી જોઇ પૃથ્વીના માણસો તો તેની તરફ કુતૂહલથી જોઇ રહ્યા હતા. કેટલાક તેના આગમનને શુકન માનતા જ્યારે કેટલાક તેને અપશુકન લેખતા હતા.

આખરે તારલીએ મનુષ્યોને ધીમેથી પ્રેમથી કહ્યું:

"હે પૃથ્વી પરના મનુષ્યો! મને તમારા પ્રત્યે અપાર પ્રેમ છે. તમારી વચ્ચે આવીને રહેવાની મને ખૂબ ઇચ્છા છે. પેલાં સુંદર સરોવરો મને બહુ ગમે છે. વનવનમાં ખીલેલાં મઘમઘ ફૂલોની ફોરમ મારા હૈયાને ઘેલું બનાવે છે. પંખેરુઓનાં મધુર ગીત સાંભળવામાં હું મારું અહોભાગ્ય સમજું છું. તમારાં આનંદિત બાળકોનાં મધમધતાં સ્મિત મારાં ચિત્તને હરે છે. મારે પૃથ્વી પર આવીને વસવું છે. કહો, મારે ક્યાં રહેવું?"

આવું સાંભળી લોકો ખુશ ખુશ થઇ ગયા. કોઇએ તેને અટુલા પર્વતની એકાકી ટેકરી બતાવી. કોઇએ તેને વનવગડાની વિજન કુંજોમાં નિવાસ કરવા જણાવ્યું.

તારલીને આ ન ગમ્યું, તેને તો બધાંની વચ્ચે રહેવું હતું. નાનાં નાનાં બાળકોને રમતાં જોવાની તેને વિશેષ ઇચ્છા હતી. એથી તેણે લોકોને કહ્યું: "મને તમારી નજીક નિવાસસ્થાન આપો. મારે તો બાળકો સાથે હળીમળી મઝા લૂંટવી છે..."

ગોકુળ શા ગામને ગોંદરે સરોવરની પાળે બાળકો રમતાં હતાં. ગામના મુખીના મનમાં તરત વિચાર આવ્યો: "આ સરોવર કેવું સ્વચ્છ, સુંદર અને મનોહર છે! સ્ફટિક જેવા તેના જળમાં ચાંદરણાંનાં તેજ કેવી સંતાકૂકડી રમે છે! આથી સુંદર બીજું કયું સ્થળ મળવાનું હતું?"

આવું વિચાર્યા પછી મુખીએ તારલીને કહ્યું: "તારે માટે રહેવા યોગ્ય સરોવર સિવાય બીજું એકે સ્થળ નથી. ત્યાં કિનારે નાના નાનાં ભૂલકાંને મઝા કરતાં તું જોઇ શકીશ."

તારલીને આ વાત જલ્દી ગમી ગઇ. તેણે કહ્યું : "હું સરોવરમાં નિવાસ કરીશ." -

એ રાતે તારલી છાનીમાની આકાશથી નીચે ઊતરીને સરોવરમાં સમાઇ ગઇ. બીજા દિવસની સોહામણી સંધ્યાએ લોકોએ સરોવરમાં સુંદર ફૂલને જોયું. ધોળી ધોળી રૂપાળી પાંખડીઓની વચ્ચે તેના હૃદયની શોભા ચમકી રહી હતી.

સરોવરની પાસે ખેલતાં ભૂલકાં મજાના એ ફૂલને જોઇ ગાંડાઘેલા બની નાચવા કૂદવા માંડ્યાં.

ત્યારથી આભલાની તારલી પોયણાના રૂપે સરોવરની શોભા બની, આજે તો એક બાજુ ગગન સરોવરમાં તારલાનાં પોયણાં ખીલે ને ધરતીના સરોવર અને તળાવના જળ પર શ્વેત મઝાનાં પોયણાંનાં ફૂલો મઘમઘે !

પરંતુ પોયણાં ધરતી પર આવ્યાં છતાં ચાંદાને ભૂલી નથી ગયાં. ચાંદાના મલકાતાં મુખને નિહાળવાનું તેઓ ચૂકતાં નથી. એમના હૈયામાં ચાંદામામા માટે અપાર મમતા છે.

ચાંદામામાને સવારે ચાલ્યાં જતાં તેઓ પોતાની પાંખડીઓને સંકોરી નાંખે છે. ચાંદામામા વદપક્ષમાં વિસામો લેવા જાય કે વર્ષાઋતુમાં વાદળની છાબમાં ઢંકાઈ જાય, ત્યારે તેઓ ઘણાં દુઃખી થાય છે. આ કેવું ? સ્વજનના દુઃખે દુઃખી, સ્વજનના સુખે સુખી ! આનું નામ સાચી પ્રેમસગાઇ !

પોયણાંનાં પ્રફુલ્લિત પુષ્પો એક યા બીજા નામે ઘણા ઘણા દેશોમાં જોવા મળે છે. રંગમાં પણ તેઓ ભાતભાતનાં હોય છે. યુરોપ અને અમેરિકાના દેશોમાં સરોવરો અને સરિતાઓના ઓઘમાં થતાં સુંદર લીલા રંગનાં નાજુક નમણાં ફૂલો "ફરગેટ-મી-નોટ" નામે ઓળખાય છે. "મને ભૂલી ન જશો"-એવું નામ સૂચવતાં આ ફૂલો માટે એક લોકકથા પ્રચલિત છે.

એક સમયે એક શૂરો સૈનિક પોતાની પત્ની સાથે કોઈ એક નદીના ઓથ પાસેથી પસાર થતો હતો. આભમાંથી નીતરતી ચાંદનીના અજવાળામાં પવનની આછેરી લહેરીઓમાં ડોલતાં મલકાતાં નીલા રંગનાં ફૂલો જોઈ સૈનિકની પત્ની ખુશ ખુશ થઇ ગઇ. તેની મજાની ખુશબોથી વાતાવરણ મઘમઘી રહ્યું હતું. તે ફૂલો લાવી આપવા તેણે પોતાના પતિને કહ્યું. ફૂલો હતાં નદીના ઓઘમાં, ત્યાં પાણીમાં તરીને જવું પડે. પાણીના વહેણનો વેગ વિશેષ હતો. તેમાં પડવું એ નર્યું સાહસ હતું. બીજી બાજુ પેલો સૈનિક પોતાની પત્નીને નાખુશ કરવા ઇચ્છતો ન હતો.

તે પાણીમાં કૂદી પડયો. તરતો તરતો તે ફૂલો પાસે પહોંચ્યો, ફૂલો લીધાં. તે પાછો ફર્યો. પાણીના અવળા વહેણ સામે ઝઝૂમી તે માંડ કિનારા નજીક આવ્યો. ત્યાં પાણીના વહેણનો વેગ એકાએક વધ્યો. તે વમળોમાં ફસાયો. તેનો દેહ ઘૂમરી લેવા માંડયો. તેને પોતાનું મૃત્યુ નજીક લાગ્યું તેણે જોસથી હાથમાં રહેલાં ફૂલોને કિનારા પર ફેંકયા. મૃત્યુ ચોક્કસ લાગતાં ઊંચા શ્વાસે તે બોલી ઊઠયો :

"મને ભૂલી ન જશો..."

–ને તેનો દેહ અપાર પાણીના અમાપ ફીણ નીચે અદૃશ્ય થઈ ગયો.

ત્યારથી આ ફૂલો "ફરગેટ–મી–નૉટ" નામે ઓળખાય છે, જે નામનો અર્થ થાય છે : "મને ભૂલી ન જશો..."

આ ફૂલો વિષે ડેન દેશમાં પણ આવી એક લોકકથા પ્રચલિત છે.

એક ભરવાડ હતો. એક સમી સાંજે તળાવના આરે આવી ખોબે ખોબે પાણી પીતાં તેની નજરે નીલા રંગનાં ફૂલો પડયાં. એ ફૂલોની સુંદરતા અને સુવાસથી તે મોહિત બની ગયો. તેણે પાણી વચ્ચે જઇ તુર્ત ફૂલો ચૂંટયાં. ત્યાંથી થોડેક આગળ જતાં તે પર્વતની તળેટી પાસે આવ્યો.

એકાદી શિલા પાસે આવતાં જ નવાઇ જેવું બન્યું. શિલા એની મેળે ખસી ગઇ, ને તેણે ભોંયરામાં જતાં પગથિયાં જોયાં. પગથિયાં ચોખ્ખાં હતાં. અંદરથી મધુર સંગીત સંભળાતું હતું.

ભરવાડ એકદમ પગથિયાં ઊતરવા માંડયો. આગળ જતાં તેણે એક ખૂબસૂરત સ્ત્રીની પ્રતિમા જોઇ, નર્યા તેજમાંથી જાણે તે કંડારી હોય એમ લાગ્યું. જ્યાં તે એ મૂર્તિ પાસે આવ્યો કે ઘંટડી શા મધુર શબ્દો સંભળાયા.

"આવો... ! હું તમારું સ્વાગત કરું છું. આ ભંડારમાંથી જે લેવું હોય તે લઇ જાવ !"

ભરવાડને આ શબ્દો સાંભળી ઘણું આશ્ચર્ય થયું. તે તો ત્યાં ઊભો રહ્યો.

ફરી પેલા શબ્દો સંભળાયા :

"આવો... ! હું તમારું સ્વાગત કરું છું. આ ભંડારમાંથી જે લેવું હોય તે લઇ જાવ..."

ભરવાડ તો અંદરના ખંડમાં ગયો. ત્યાં ભીંતોમાંથી પ્રકાશ રેલાઇ રહ્યો હતો. ચારે ખૂણામાંથી ધૂપની આહ્‌લાદક સુગંધ પ્રસરતી હતી. એ ખંડની વચ્ચે સુંદર સ્ત્રીઓની જુદી જુદી કલાત્મક મૂર્તિઓ હતી. કોઇ પ્રતિમાના હાથમાં તાટ હતા. કોઇ મૂર્તિ હાથની અંજલિ બનાવી ઊભી હતી. તાટમાં ને એ અંજલિમાં હીરા માણેક ઝગઝગી રહ્યાં હતાં.

આ બધું જોતાં ભરવાડની આંખો ફાટી ગઈ. તે કંઇ વિચારે ત્યાં ફરી પેલા શબ્દો સંભળાયા :

"આ ભંડારમાંથી જે લેવું હોય તે લઇ જાવ..."

હીરા, માણેક, ઝવેરાત ને મોતીના ઝગારા જોઇ ભરવાડનું મન લલચાઇ ગયું. તેણે તો હાથમાં રહેલાં પેલાં ફૂલોના ગુચ્છને નીચે મૂકી મૂઠીએ મૂઠીએ ભરી હીરા માણેકથી ખિસ્સાંને તરબોળ કરી દીધાં. ખિસ્સા ભરાઇ જતાં માથે રહેલી ટોપી ઉતારીને તેમાં હીરા–મોતી તેણે ભર્યાં.

ટોપી ભરાઇ જતાં તે વિચારવા લાગ્યો : "હવે શું ભરવું ?"

"હા, બૂટમાં ભરી શકાય..." તેણે બૂટમાંથી પગ બહાર કાઢયા. તેમાં પણ તેણે ઝવેરાત ભર્યું. પછી માંડ માંડ બૂટમાં પગ નાખી તેણે ભારે પગે ચાલવા માંડયું. ત્યાં તેના કાને વળી પાછા શબ્દો સંભળાયા :

"હજુ જે કંઇ લેવું હોય તે લઇ જવું, પરંતુ જતાં જતાં કોઇ અગત્યની વસ્તુ ભૂલાઇ ન જાય તે વિચારી લેવું..."

ભરવાડ જતાં જતાં થોભ્યો. તેણે સારા ખંડમાં નજર કરી. હીરા, માણેક, મોતી સઘળું ઝગઝગી રહ્યું હતું. પણ એ બધું ભરવું શામાં ?

ભરવાડે ચાલવા માંડયું.

ફરી પેલા શબ્દો સંભળાયા : "હજુ જે કાંઇ લેવું હોય તે લઈ જવું, પરંતુ જતાં જતાં કોઈ અગત્યની વસ્તુ ભૂલાઇ ન જાય તે વિચારી લેવું..."

ભરવાડે એ શબ્દો તરફ ધ્યાન ન આપ્યું. તેણે તો ધીમે ધીમે પગથિયાં ચઢવા માંડયાં. જેવો ભોંયરા બહાર આવ્યો કે તુર્ત પેલી શિલા બંધ થઇ ગઇ.

ત્યાં તેણે ધીમો પણ મધુર અવાજ સાંભળ્યો :

"મને ભૂલી ન જતો... !"

ભરવાડ ઊભો રહ્યો. તેણે કાન માંડયા. અવાજ પેલી શિલા પાછળથી આવતો હતો.

ફરી એ અવાજ આવ્યો :

"મને ભૂલી ન જતો... !"

"તું કોણ છે ?" ભરવાડે પૂછ્યું.

"હું...હું તો ફૂલ છું ! મારી સુગંધની ચમત્કારી અસરથી આ ગુફાનું દ્વાર ઊઘડયું હતું. તું તો મને ગુફામાં જ મૂકી આવ્યો. હવે આ દ્વાર કદી નહીં ઊઘડે."

ભરવાડને પોતાની ભૂલ સમજાઈ. તેને પેલા શબ્દો પણ યાદ આવ્યા: "જતાં જતાં કોઈ અગત્યની વસ્તુ ભુલાઈ ન જાય તે વિચારી લેવું..."

ત્યાં તેને એક વિચાર આવ્યો. "પેલા તળાવમાંથી તે બીજાં ફૂલ લાવશે..."

તે આમ વિચારતો હતો ત્યાં તેને ફરી અવાજ સંભળાયો:

"મારાં જેવાં ફૂલો તો પાણીમાં બહુ જ ખીલશે, પણ...પણ મારા જેવું જાદુઈ ફૂલ તો હું એક જ હતું..."

આ સાંભળીને ભરવાડને દુઃખ થયું, તેને પશ્ચાત્તાપ થવા માંડયો, પરંતુ દૂધ ઢોળી નાખ્યા પછી તે બદલનો પશ્ચાત્તાપ શા કામનો ?

આખરે તેણે ચાલવા માંડયું. ત્યાં તેણે પેલા શબ્દો સાંભળ્યા. "મને ભૂલી ન જતો... !"

એ ફૂલ આજે પણ "ફરગેટ-મી-નોટ" નામે ઓળખાય છે.

ચાંદનીનો ચંદરવો આભલે લહેરાતો હોય, તારલાઓનાં ઝુમરો ઝગમગ ઝગમગ થઈ રહ્યાં હોય, પવનનો પાવો મસ્તીમાં ઘૂંટાતો હોય ત્યારે સરોવરનાં લહેરિયાં સમાં જળ પર હિંડોળાતાં પોયણાં જોવાં એ પણ એક સૃષ્ટિની શોભા મહાલવાનો અનોખો લહાવો છે.

•

## ચંપો

ચકચકતાં પાનનું સુંદર ઝૂંડ રચતો ચંપો કયાંક નજીકમાં હોય ને એક જ પીળું ફૂલ કયાંક સંતાયેલું ઊઘડયું હોય તો પણ એની ઘેરી સુવાસ આપણને આહ્લાદ આપે છે. ચંપાના ફૂલની પાંખડીની કુમાશ અને ચમક તો એવી હોય છે કે ન પૂછો વાત. જાણે સોના-મહોર જોઈ લો ! રૂપ અને સુગંધમાં સુંદર એવા ચંપાનાં ફૂલો વિશે ઘણાં ઘણાં ગીતો રચાયાં છે. આ ફૂલની ઉત્પત્તિ વિશે વામનપુરાણમાં નીચે મુજબ વાર્તા આવે છે.

ભગવાન શંકરને તપભંગ કરાવવા હિમાલયની પુત્રી પાર્વતી ભીલડી બની નાચી રહી હતી. તેના પગમાં "છુમક છુમક......" ઝણઝણતાં પાયલનો મધુર ઝણકાર સમાધિમાં એકાગ્ર બની ગયેલા ભગવાન શંકરને ક્યાંથી સંભળાય? એવું તો સુંદર નૃત્ય તે કરી રહી હતી, પણ શંકર તો ઊંચી આંખ કરી એ જુએ નહીં.

પાર્વતીની મદદમાં ઇન્દ્રદેવે કામદેવને મોકલ્યા હતા, જ્યાં મહાદેવજી તપ કરી રહ્યા હતા એ સ્થળને વસંતથી તેમણે શણગારી દીધું. પાર્વતીજીનું નૃત્ય શંકર જુએ એ માટે કામદેવ પોતાનાં ધનુષ વડે તેમને પુષ્પબાણ માર્યું. શંકર તો સમાધિભંગ થયા, પણ તે તો ભારે ક્રોધી, પોતાની ત્રીજી આંખ ઉઘાડી તેના ઉગ્ર તેજમાં તેમણે કામદેવને ભસ્મ કરી દીધો.

કામદેવના ધનુષની મૂઠ રુકમણિની બનેલી હતી. એ ધનુષના ટુકડે ટુકડા થઈ ગયા. એ ધનુષની મૂઠનો રુકમણિ જ્યાં પડયો ત્યાં જમીનમાંથી ચંપાના ફૂલનો છોડ ઊગ્યો.

પશ્ચિમના દેશોમાં ચંપા જેવું ફૂલ છે. એ ફૂલ 'પ્લુમેરિયા'ના નામે ત્યાં ઓળખાય છે. એક મઝાની લોકવાર્તા પશ્ચિમના દેશોમાં જાણીતી છે.

સ્વર્ગની રાણી જૂનોના રૂપનાં વર્ણન ઓછા શબ્દોમાં થઈ શકે? એની એક બહેનપણી હતી. તેનું નામ પ્લુમેરિયા હતું. એ પણ ઘણી રૂપાળી હતી. તે ઇન્દ્રધનુષની કન્યા હતી. એના સોનાના રથને બે સુંદર મનોહર મોર જોડવામાં આવતા હતા. એ મોરની પાંખોમાં ઇન્દ્રધનુષના રંગોની રંગોળી છવાઈ હતી.

એક દૂધધોળા રાતે તે પોતાના રથમાં વિહરી રહી હતી, ત્યાં તેને પૃથ્વી પર આવવાની ઇચ્છા થઇ. તેનો રથ તો ધીમે ધીમે નીચે ઊતરવા માંડયો. કોઇ ઉપવનમાં સુંદર સરોવર પાસે તેનો રથ આવીને થોભી ગયો.

રથમાંથી તે નીચે ઉતરી. સરોવરનાં પગથારે આવી તે ઊભી રહી. અરીસા જેવા સ્વચ્છ પાણીમાં પોતાના પ્રતિબિંબને જોઈ તે ખુશ ખુશ થઈ ગઈ. ક્યાંય સુધી તે ત્યાં ઊભી રહી.

ત્યાં તેને આકાશવાણી સંભળાય, "પ્લુમેરિયા! જલ્દી આવ...! જ્યાં હોય ત્યાંથી જલ્દી આવ! સ્વર્ગની રાણી જૂનો તને બોલાવે છે......"

પ્લુમેરિયા આકાશવાણી સાંભળી વિહ્વલ બની ગઈ. તે જલ્દી જલ્દી રથમાં બેસી ગઈ, પરંતુ રથમાં બેસવા જતાં તેના હાથમાં રહેલું સ્વર્ગીય ફૂલ નીચે ધરતી પર પડી ગયું.

એ ફૂલ જ્યાં પડ્યું ત્યાં ઊગ્યો એક છોડ. એ છોડનાં પાંદડાંની ઓથે જાણે મોતીડાં ચમકતાં હોય તેમ પીળાં પીળાં ફૂલ ઝળહળવાં માંડ્યાં. તેની ખુશ્બો પણ મીઠી મઝાની!

એ ફૂલો પ્લુમેરિયા તરીકે ઓળખાવવા લાગ્યાં.

ચંપા વિષે એક લોકવાર્તા હજુ પણ બંગાળમાં ઘરડાં દાદીમા બાળકોને કહે છે:

એક રાજા હતો. તેને ત્રણ રાણીઓ હતી. તેમાં એક રાણી માનીતી અને બે અણમાનીતી હતી.

અણમાનીતી રાણીઓ માનીતી રાણી તરફ ઝાઝું ઝેર કરે. તેનું સુખ તેમનાથી જોવાય નહીં.

માનીતી રાણીને ત્યાં પુત્ર અવતર્યો.

અણમાનીતી રાણીઓને થયું: "આમ તો તે ફૂલે પૂજાય છે, ને તેમાંય હવે તે રાજકુંવરની માતા બનશે; પછી તો તેનાં માન વિશેષ વધી જશે."

અણમાનીતી રાણીઓથી આ જોયું ન જતું હતું. એમણે તો બેભાન રાણીની ગોદમાંથી બાળકને ઉપાડ્યું. દાસી મારફત તેને બાગમાં જમીન નીચે દાટી દીધું.

રાણી ભાનમાં આવી. તેણે પૂછ્યું: "મારું બાળક ક્યાં?"

"તેં તો પહાણાને જન્મ આપ્યો છે!" પથ્થરનો ટુકડો બતાવી પેલી અણુમાનીતી રાણીઓએ જવાબ આપ્યો.

રાજાને પણ આ જ સમાચાર પહોંચાડવામાં આવ્યા.

આ પ્રમાણે રાણીને સાત પુત્રો ને એક પુત્રી અવતર્યાં, પરંતુ દરેકને પેલી અણુમાનીતી રાણીઓએ દાસી પાસે માટીમાં દટાવ્યાં. રાજાની પ્રીતિ હવે આ રાણી પર ક્યાંથી રહે? તેનું સ્થાન દાસી કરતાં પણ નીચું બની ગયું.

જે જગ્યાએ સાત રાજકુમારોને દાટવામાં આવ્યાં હતાં ત્યાં સાત ચંપાનાં વૃક્ષો ઊગ્યાં. ને તેમની પાસે જ્યાં રાજકુમારીને દાટવામાં આવી હતી ત્યાં પારુલનું વૃક્ષ ઊગ્યું.

જ્યારે બાગનો માળી, રાજાનો કોઇ નોકર કે પેલી બે રાણીઓ ફૂલ તોડવા આવે ત્યારે એ વૃક્ષો ઊંચે ઊંચે જતાં રહેતાં. જ્યારે તેમની માતા આવે ત્યારે તેના ચરણોમાં એ વૃક્ષોની ડાળીઓ ઝૂમી જતી અને પુષ્પોની વર્ષા કરતી.

આ કથાને વ્યક્ત કરતું એક લોકગીત બંગાળી ભાષામાં પ્રચલિત છે. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

"જાગો રે સાત ભાઈ ચંપા,
બોલાવે પારુલ બહેની તમને!
ઓરમાન માતા આવે છે અહીં,
આપશો રે ફૂલડાં તમારાં એમને?"
"નહીં રે આપીશું ફૂલડાં અમારાં
અમે તો ઊંચેરા વધી જઇશું!
આવશે રે માત મીઠી અમારી,
મોંઘેરાં ફૂલડાં અમે વેરશું!"

સુવર્ણ સમું ચંપાનું ફૂલ મીઠી સુગંધથી ખરેખર અલમૂલ છે.

*

# સૂરજમુખી

હા, એનું મુખ સૂરજ જેવું સુંદર છે. એને તપખિરિયા રંગનો ગલીચા જેવો મધ્યમાં ગોળ સુંદર ભાગ છે. તેને ફરતે પીળી જાણે સોનાની બનાવી હોય તેવી પાંખડીઓ છે. આ પાંખડીઓની નીચે નાજુક લીલુડી પાંદડીઓ છે. આવું સૂરજમુખીનું ફૂલ દાંડી પર મરક મરક મલકે છે!

આકાશમાં પૂર્વનો દરવાજો અરુણ ઉઘાડે છે. સૂરજદેવનાં કિરણ તરત તેને જગાડે છે.

તે તો ભગવાન સૂરજનું ભક્ત છે. સૂરજ સિવાય અન્યનાં દર્શન તે નથી કરતું. જેમ જેમ સૂરજદેવ આકાશમાં ઊંચે ચઢે છે, તેમ તેમ તે પણ તેનું મુખ બદલે છે. બપોરે તો સૂરજદેવની કૃપાનાં વરસતાં કિરણોની તેજધારાને તે પોતાની પાંખડીઓની અંજલિમાં ઝીલે છે. એ પછી સૂરજદેવ આથમતી દિશા તરફ ધીમે ધીમે વળે છે. તેમની સાથે તે પણ એ દિશા તરફ ઢળે છે.

સાંજે સૂરજદેવ વિદાય લે છે. જતાં જતાં તેમનું સ્નેહાળ કિરણ તેની પાંખડીઓ સાથે ગેલ કરતું જાય છે. ધીમેથી તેની વિદાય માગે છે: "આવજે.........!"

આખી રાત નત મસ્તકે તે ઝૂકી રહે છે. બાપુજી કે બા સંતાઈ જાય ત્યારે બાળકો કેવાં દુઃખી બને છે? સૂરજદેવને જતાં રાતે તે પણ દુઃખી દુઃખી થઈ જાય છે. જ્યારે ફરી સવાર થાય ત્યારે દેવનું કિરણ તેને કહે છે:

"સૂરજમુખી.................."

ને તુર્ત તે ઊંચું જુવે છે. તેનું મુખ એ વખતે કેવું મલકી ઊઠે છે! પોતાના દેવનાં દર્શન થતાં તેના હૈયે હરખ માતો નથી. તેના અંગમાં ચેતનનો સંચાર થાય છે.

તેના વિષે એક લોકવાર્તા છે.

એક બાલિકા હતી. રૂપરૂપનાં અંબાર જાણે જોઇ લો. વનમાં તે વસતી હતી. વૃક્ષ અને વેલીઓનાં પાંદડાનો પહેરવેશ તે ધારણ કરતી હતી.

વહેલી વહેલી તે જાગે. જલ્દી જલ્દી નદીનાં ઠંડા પાણીમાં તે સ્નાન કરી લે. પાંદડાનાં વસ્ત્રો પહેરી વગડાનાં ફૂલો તે વીણે. એ પછી ઊંચી ટેકરી પર જઈ પૂર્વ દિશા તરફ મુખ રાખી તે ઊભી રહે. જેવા સૂરજનાં દર્શન થાય કે તરત તેમને ફૂલોની અંજલિ તે આપે.

વનમાં તે રહે, વનમાં તે ફરે, ભૂખ લાગે ત્યારે વનનાં ફળ તે ખાઇ લે. તરસ લાગે ત્યારે નદીનાં પાણી તે પીયે.

તેને એક જ ઇચ્છા હતી. સૂરજદેવ આવે, તેનો હાથ પકડી તેને રથમાં બેસાડે ને તેને તેમની સાથે લઈ જાય, તેના હૈયામાં કેવળ સૂરજદેવની સંગિની થવાની જ રટણા હતી.

દિવસો પસાર થવા માંડયા, નિત તે સૂરજને વંદના કરે. સૂરજદેવ ધરતી પર આવે ને તેને પોતાની સાથે લઈ જાય એવી ઇચ્છા વધુને વધુ તેજ બનતી ગઈ. એથી તો પછી એકીટશે સૂરજ સામું તે જોઇ રહેતી. રાત્રે સૂરજ અદશ્ય થાય એટલે તે મુરઝાઈ જાય. તેનું મન રડી ઊઠે. વરસાદનાં દિવસોમાં સૂરજ વાદળોની ઓથે ઢંકાય ત્યારે તેને અપાર દુઃખ થતું, પરંતુ એ પછી જ્યારે ફરી સૂરજનાં દર્શન થતાં ત્યારે તેનું મન આનંદથી થનગની ઊઠતું, જાણે ધીખી ધીખી ધરતી પર સોનાનો વરસાદ વરસ્યો!

દિવસો વિતવા માંડયા, પણ સૂરજદેવ તો ધરતી પર ન આવ્યા તે ન જ આવ્યા. આથી તેની ધીરજ ન ખૂટી. પોતાની સાધનામાંથી તે જરીકે ન ડગી. તે તો સૂરજદેવની ભક્તિ રોજ શ્રદ્ધા અને ભાવથી કરે.

આખરે એક દિવસે નારદઋષિએ આવી તેને સમાચાર આપ્યા.

"ભગવાન સૂરજદેવ તારા પર પ્રસન્ન થયા છે. શ્રદ્ધા અને ભક્તિથી પ્રભુની કૃપા મેળવી શકાય છે. તારા જીવનનો આ સંદેશો સૌને મળે એ માટે તું આજથી ફુલરૂપે પૃથ્વી પર રહીશ......"

ને ત્યારથી તે સૂરજદેવની ભક્તિ ફુલરૂપે કરે છે. ભક્તિ તો ફળની આશા વિના હોય. સૂરજમુખીના જીવનનો સૌને આ સંદેશો છે.

*

## ધર્મકથા – વ્રતકથા

[ લોકજીવનમાં ધર્મ અને વ્રત વિષે વ્યાપક બનેલી લોકમાન્યતા પરમ શ્રદ્ધાનો પરિપાક છે. આ વિભાગમાં આવી લોકકથાઓને સંપાદિત કરવામાં આવી છે. ]

### મોતીનાં વાવેતર

#### શ્રી. રસિકબહેન મજમુદાર

[ * આ આખી ચમત્કારીક કથાનું મૂળ ગર્ગસંહિતામાં છે. તેના 'ગિરિરાજખંડ'માં 'ગોપવિવાદ' નામે પાંચમા અધ્યાયમાં, ગિરિરાજ ધારણ કરનાર શ્રી કૃષ્ણનો અસાધારણ પ્રસંગ તથા તેને લીધે ઊભી થયેલી શંકાનો પ્રસંગ પણ વર્ણવ્યો છે. 'હરિપરિક્ષણ' નામે છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય બતાવનાર 'મોતીનાં વાવેતર'નો અદ્ભુત પ્રસંગ વર્ણવેલો છે. જ્યાં મોતી વેરવામાં આવ્યાં હતાં, 'મુક્તાક્ષેપ' કર્યો હતો તેને 'મુક્તા સરોવર' કહેવામાં આવ્યું, એટલી વિશેષ હકીકત પણ તેમાં છે.

આ અસલ સંસ્કૃત મૂળ કથાનકનો પડઘો પાડતું ગુજરાતી લોકગીત, તે દૃષ્ટિએ, ખાસ નોંધપાત્ર છે.

આ વાર્તા, કોણ જાણે કયે માર્ગે પરદેશની મુસાફરી કરી આવી તે જાણવામાં આવ્યું નથી, પરંતુ એક ટ્રૅવેલિયન નામે અંગ્રેજ લેખકે 'The Pearl Tree'નામે એક નાટિકા લખી છે. તેનો ભાવગ્રાહી અનુવાદ શ્રી. ચંદ્રવદન મહેતાએ 'પ્રેમનું મોતી' નામથી કર્યો છે, તે પહેલાં 'કૌમુદી'માં સં. ૧૯૮૧ના ચૈત્રના અંકમાં છપાયો હતો. ]

★

આસો માસ આવ્યો. દિવાળીનો દિવસ આવ્યો. વ્રજમાં ઇન્દ્ર-મહોત્સવની તૈયારી ઘેરઘેર ચાલી રહી છે.

કૃષ્ણ વાછરડાં ચારીને ઘેર આવ્યાં છે. નંદજીને પૂછે છે :

'બાબા, આ 'દહીંતણાં દહીંથરાં ને ઘી તણાં ઘેબરાં'ની સુગંધ આવ્યા કરે છે; તે કંઇ મહોત્સવ થવાનો છે ?'

નંદજી ભોળેભાવે બોલ્યા : 'કેમ, તને ખબર નથી? એ તો ઇંદ્રદેવને અન્નકૂટ ધરવાનો છે. નવાં અન્ન પાક્યાં; નવાં નીર આવ્યાં; નવાં ઘાસ ઊગ્યાં એટલે આપણે એમને પ્રસન્ન કરવા જોઇએ ને?'

કૃષ્ણ–ઉપેન્દ્રને ઇંદ્રનાં આ વખાણ ગમ્યાં નહિ. એ બોલ્યા : 'એમાં ઇંદ્રને શું? એ તો રહ્યા સોંપ્યું કામ કરનાર. અન્નકૂટ જો ધરાય તો આપણા ગિરિરાજને ધરાય; કારણ કે એમના ઉપર આપણી ગાયો ચરે છે અને દહીંદૂધની છોળો ઊડે છે; ભાતભાતનાં ફળફૂલ ત્યાં થાય છે. વળી જળ તો યમુનાજી પાય છે. માટે અન્નકૂટ ધરવો તો ગિરિરાજને.'

નાના નાના ગોપ ત્યાં ઊભા હતા. તેમને શ્રીકૃષ્ણની આ સૂચનાથી ખૂબ આનંદ થયો. બાળકોને તો કંઈ કંઈ નવું જોઇએ. પણ વૃદ્ધ ગોપ કંઇ એમ કબૂલ કરે? તેમણે વાદાવાદ કરી. આખરે બધા વ્રજવાસી ગિરિરાજનો મહોત્સવ ઊજવવા તૈયાર થયા.

કાર્તિકી પડવે ગિરિરાજ તથા ગાયોની પૂજા થઇ અને છપ્પન પ્રકારના ભોગનો અન્નકૂટ ધરાયો. બધાંને આ નવા મહોત્સવથી ખૂબ મજા પડી.

પણ ઇંદ્રને પોતાનો ભાગ ન મળે તો રીસે ન બળે? એણે તો બારે મેઘ મોકલી ગોકુળ બધું ડૂબાડી દેવા માંડ્યું.

કૃષ્ણે બધાંને કહ્યું : 'ચાલો ગિરિરાજની તળેટીમાં.' ગાયો, ગોપ તથા ગોપીઓ બધાં આવ્યાં. સાત દિવસ મૂશળધાર વૃષ્ટિ થઇ, પણ આખું યે ગોકુળ તો ગિરિરાજની તળેટીમાં નિર્ભય બેઠું છે.

કૃષ્ણે હાથ ઊંચો કરી ટચલી આંગળી ઊંચી કરી છે. જાણે ગોવર્ધન ઊંચક્યો ન હોય! ગોવાળો પોતાની ગેડીઓ ઊંચી કરે છે, અને પર્વતને ટેકો દે છે.

આખરે ઇંદ્ર થાક્યો અને શરણે આવ્યો. ઇંદ્રનું દાપું બંધ કર્યું. તેથી તો વૃદ્ધ ગોપ બહુ ગભરાયા અને પસ્તાયા, પણ કૃષ્ણે લાજ રાખી.

ગોકુળમાં બધું થાળે પડી ગયું. મોટા ગોપ ગાયો ચરાવે છે. નાના ગોપ વાછરડાં ચારે છે. વૃદ્ધ ગોપ બેઠા બેઠા દેખરેખ રાખે છે. અને નિરાંતે વાતો કરે છે.

*

યમુનાની શીતળ લહેર વાઇ રહી છે. સોનેરી સૂર્ય પોતાનું પ્રતિબિંબ નદીમાં જોઇ મલકાય છે. સુંવાળી રેતીમાં કડિયાળી ડાંગ ખભે ટેકવી, પછેડીથી પગ બાંધી વૃદ્ધ ગોપ અંદરઅંદર વાતો કરી રહ્યા છે: 'અલ્યા, પેલા કૃષ્ણની હિંમત ભારે, પણ કહો ન કહો એ નંદનો બાલક ન હોય, કારણ કે જુઓને, નંદજી ગોરા, જસોદાજી ગોરાં અને કૃષ્ણ તો ઘનશ્યામ, એટલે રૂપમાં મળતા આવતા નથી. વળી નંદે કોઇ દિવસ પથરો સરખો યે ઊંચકયો નથી, જ્યારે આ બાળકે તો આવડો મોટો પર્વત તોળ્યો! ગમે તેમ પણ એ બાળક નંદનો ન હોય આપણે આ વાતનું પારખું જોવું જોઇએ.'

બધાય ગોપ 'હા,' 'હા,' કહેતાકને ઊઠયા, તેમને આ વાતમાં રસ પડયો હતો, એટલે એ તો આવ્યા નંદને ઘેર.

નંદજી ગોવાળોના મુખી એટલે પહેલાં તો બધાએ અદબથી વાત કરી: 'નંદજી, તમે બડા ભાગ્યશાળી લાગો છો. તમારા કુળમાં આવું પરાક્રમ કરનાર બીજો પાક્યો નથી. આટલા સાત વર્ષના બાળકે ગોકુળ રેલાતું રાખ્યું અને ગિરિરાજ ધાર્યો! અમને થાય છે કે આ બાળક કોણ હશે?'

નંદ જાણે છે કે આ બધા મારા કૃષ્ણનાં વખાણ કરવા આવ્યા છે, પણ ગોવાળિયાઓએ તો જુદી જ વાત છેડી: 'અમને તો એમ લાગે છે, નંદજી! કે કૃષ્ણ તમારો પુત્ર ન હોય! કંઇ બાપદીકરા વચ્ચે આટલું બધું અંતર હોય?'

નંદને તો આ સાંભળી કંપારી આવી: 'ઘડપણમાં મને પુત્ર થયો તે આમનાથી વેઠાતું નથી તેથી ખારમાં એ આમ બોલે છે.' એમ તેમને ચોખ્ખું લાગ્યું.

નંદ બોલ્યા : 'તમે જાણો જ છો ને કે ગર્ગાચાર્ય આવ્યા હતા. તેમણે કહ્યું હતું કે, ' આ બાળક પુરુષોત્તમ બનશે. પ્રભુના કો'ક અજાણ્યા અવતાર જેવો એ છે; પણ ગ્રુગબળથી એનો રંગ શ્યામ રહેશે.' એના જન્મથી મારે ઘેર દહીંદૂધની રેલમછેલ છે. આખું ગોકુળ આનંદમાં છે. કો'કકો'ક ઉત્પાત થાય છે, પણ પ્રભુ આપણું રખવાળું કરે છે.'

નંદની પ્રત્યક્ષ નિંદા કરવા આવેલા ગોપથી વિશેષ કંઈ બોલાયું નહિ, પણ હજી એમના મનનું સમાધાન થયું નહોતું. ત્યાંથી ઊઠીને નંદ જેવા જ બીજા સમૃદ્ધિવાન ગોપ વૃષભાનુને ત્યાં જવા એ નીકળ્યા. તેમના મનમાં હતું કે એને પક્ષમાં લઇશું તો નંદને ઠીક ફજેત કરી શકાશે. જરૂર પડશે તો તેમને ન્યાત બહાર પણ મૂકીશું.

વૃષભાનુને ત્યાં આવી ખબરઅંતર પૂછી, પેલા વૃદ્ધ ગોપ બેઠા. વાતવાતમાં નંદને બહાર મૂકવાની વાત ઉપાડી, પણ વૃષભાનુએ તેમને બોલતા અટકાવ્યા. એ બોલ્યા: 'ભાઇ, મારે ત્યાં પણ ગર્ગાચાર્ય આવ્યા હતા, તેમણે પણ રાધાની જન્મકુંડળી જોઇને ભવિષ્ય ભાખ્યું હતું કે, 'નંદને ઘેર જેમ કૃષ્ણ ઈશ્વરાવતાર જન્મ્યા છે, તેમ તમારે ઘેર રાધિકા સાક્ષાત્ લક્ષ્મી આવી છે.' ગુરુદેવ કાંઇ ખોટું બોલે ?'

નંદના વચનને આવી અણધારી પુષ્ટિ મળી એટલે વૃદ્ધ ગોપ એકબીજાનાં મોં સામું જોવા મંડયા.

વૃષભાનુએ તેમને મીઠો ઠપકો દીધો: 'ભાઇઓ, તમે શું કામ આવો ખોટો તર્ક કરો છો ? જો તમારું મન ન માનતું હોય તો લાવો, આપણે તેનું પારખું લઇએ. મારી રાધાનો વિવાહ મારે કૃષ્ણ સાથે કરવો છે એમ કહેવડાવીએ, અને ત્યાં ચાંલ્લા તરીકે કંકુ-કંકાવટી સાથે મોતીની ચાર માળા મોકલાવીએ. આપણે કહેવડાવીશું કે જો વિવાહ કબૂલ હોય તો આવી બીજી ચાર માળા ઉમેરીને રાધાને માટે મોકલજો. પછી થયું ? જે હશે તે બહાર આવશે.'

બધાએ આ સૂચનાને વધાવી લીધી.

*

તત્કાલ ગોરને બોલાવવામાં આવ્યા. ગોર કૃષ્ણને વિવાહના ચાંલ્લા કરવા ચાલ્યા.

ગોર મલકાતે મોઍ ચાલે છે. એક હાથમાં કંકાવટી છે, બીજા હાથમાં મોતીનો થાળ છે, તે લઇ ધીમેધીમે એ જાય છે. રસ્તામાં કુતૂહલપ્રિય ગોવાલણીઓ તેમને પૂછે છે. કેટલાક છોકરા ય તેમને કારણ પૂછતા સાથે થાય છે. તેમને ખસેડતા ખસેડતા ગોર નંદજીના નેસડા પાસે આવી પહોંચે છે.

નંદે ગોરને દૂરથી જોયા, પણ કંઈ કળી શકયા નહિ, પરંતુ જ્યારે એમને પોતાના આંગણામાં પગ મૂકતાં જોયા ત્યારે એમને કંઇક સમજ પડવા માંડી.

ગોરનું મોં હસુંહસું થઈ રહ્યું હતું. એમણે આવીને વધામણી ખાધી : 'નંદજી, તમારા કૃષ્ણને બોલાવો, હું એને વિવાહના ચાંલ્લા કરવા આવ્યો છું.'

જીવનને આરે આવેલા નંદનો આનંદ તો હૈયામાં માતો નથી. ઘડપણમાં બાળક શો ? તેના વિવાહનું ટાણું શું ? એ તો પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા. હરખમાં કોના ઘરનું માગું છે એ પૂછવાનું પણ એ ભૂલી ગયા.

પાછું ભાન આવતાં એમણે ગોરને પૂછ્યું, 'પણ કહો તો ખરા, કોને ઘેરથી આવો છો ?'

ગોર બોલ્યા : 'વૃષભાનુને ત્યાંથી આવવું થયું છે. એમણે એમની રાધાને માટે વિવાહ કરવા મને મોકલ્યો છે. ચાંલ્લામાં આ ચાર મોતીની માળા મોકલી છે અને કહેવડાવ્યું છે કે વિવાહ કબૂલ હોય તો મારી રાધાને માટે આવી બીજી ચાર માળા ઉમેરીને મોકલજો.'

જસોદાજી ઘરમાં કામમાં હતાં ને આ ઘડીએ આવી પહોંચ્યાં, પણ આ બધું શું થાય છે તે એમની આંખે કશું ન કર્યું. તેમની

વત્સલ આંખોમાંથી હર્ષાશ્રુની ધારા ચાલી રહી છે. અત્યારે એમનો ગૃહસ્થાશ્રમ ધન્ય થવાની વાત ચાલતી હતી. વહુને ઘેર લાવવામાં કઈ સાસુને ઉમળકો ન આવે ?

ગોરનાં વાક્યો સાંભળતાં જાણે એમના ગાલમાં અમૃતના શેરડા પડ્યા. પણ ગોરે કહેલી છેલ્લી શરત સાંભળતાં એમનો એ આનંદ પલકવારમાં ઊડી ગયો ! સમ ખાવાને પણ ઘરમાં મોતી ન મળે, તો આડઆડ માળાઓ લાવવી કયાંથી ? હા, ગુંજાની માળાઓ માગત તો થોકબંધ મોકલત. નંદ તથા જસોદા બંને વિમાસણમાં પડયાં.

નંદ તથા જસોદા બીજા ખંડમાં ગયાં, નંદે વાત કરવા માંડી: 'આ તો અણસરજી પીડા આવી ! 'હા' કહેતાં નાક કપાવા જેવું થાય છે. ઘેર બેઠે માગું આવ્યું, તેની હા પડાય તેમ નથી, તેને પાછું ઠેલતાં જીવ ચાલતો નથી; ત્યારે કરવું શું ?' નંદે પોતાની મૂંઝવણ બતાવી.

જસોદાએ ટાપશી પૂરી કે 'વૃષભાનુને ચાંલ્લા કરવા જ છે ત્યારે આટલી અઘરી શરત શું કામ કરતા હશે ? એ કંઈ જાણતા નથી કે,

'નંદજીને ઘેર નવ લખ દૂઝે,
વલોણાની ગોળિયું ઊભરે રે લોલ.'

...આપણું ધન એ આપણી નવલખ ગાયોનું ધણ. બીજું શું હોય ? મનભર માખણ માગે તો તે દેવાય, ગાયો માગે તો ગાયો દેવાય, પણ મોતી લાવવાં કયાંથી ?'

*

છેલ્લી અવસ્થામાં પુત્ર-વિવાહની આવેલી તક જેમતેમ કરી સાચવી લેવાય છે. એની ઘડભાંગ બંને કરી રહ્યાં છે. એટલામાં વાછરડાં દોડાવતા કૃષ્ણ આવી પહોંચ્યા. તેમને એમાંના કશાની ક્યાંથી ખબર હોય ? છતાં લીલાઓ બતાવવા જ જેમણે અવતાર લીધો હતો તેમને પ્રસંગ સમજતાં વાર લાગી નહિ.

બાલકૃષ્ણે તો રમતમાં ને રમતમાં થાળમાંથી એક મોતીની સેર ઉપાડી. આ વખતે એમના તરફ કોઈનું પણ ધ્યાન નહોતું. કૃષ્ણ તો તો સેર લઇને સીધા યમુનાજીને કાંઠે દોડી આવ્યા. એક ખેતરમાં જઇ મોતીની સેર તોડી નાખી, અને મોતી બધે વેરાઈ ગયાં.

પ્રભુની અઘટિત ઘટના તે થોડીક વારમાં એ મોતીના તો છોડ ઊગ્યા છે, ખેતરની ભૂમિ સુવર્ણમય બની ગઈ છે, લીલાં પન્નાનાં તો પાંદડાં ફૂટયાં છે, હીરામાણેકનાં ફૂલ થયાં છે; ને ડાળે ડાળે મોતીના લૂમખે લૂમખા લટકી રહ્યા છે. જાણે લીલી દ્રાક્ષનાં જ ખેતર!

ઘેર નંદ–જસોદાજીની મૂંઝવણનો પાર આવતો નથી. આખરે ગોરે તેમને ભાનમાં આણ્યાં. તેણે ઉતાવળ કરાવી. એ ગાજીને બોલ્યા : 'જે તે ઉત્તર દઈ દો, જેથી વિવાહની ઘટી વટી ન જાય.'

નંદજી પડી ગયેલે મોંએ બહાર આવ્યા. પાછળ જસોદાજી આવ્યાં. તેમણે નિર્ણય કરી લીધો હતો: 'દહીં' રહે ને દો'ણી પણ રહે' તેમ કરવાનું એમણે ઠરાવ્યું હતું. બંને જણે બની શકે તેટલા વિનયથી કહ્યું: 'જુઓને, તમને ચાંલ્લો કરવા મોકલ્યા તે માટે વૃષભાનુજીનો અમારા તરફથી પાડ માનજો, પણ અમારા કૃષ્ણને એક બાધા ઉતરાવવાની છે. તેથી તે થતાં પહેલાં અમારાથી હા કેવી રીતે પડાય? એટલે એમને કહેજો કે હમણાં શી ઉતાવળ છે? હજી તો...

'સાત બરસકો કુંવર કનાઈ, આઠ બરસ રાધા ગોરી,
ચાલો બરસાને ખેલે હોરી.'

...એમ ગોપીઓ ગાય છે. એટલે આ એમનો મોતીનો થાળ તપાસી લ્યો.'

આમ બોલીને, જ્યાં મોતીના થાળમાંથી માળાઓ ઉપાડીને ગણી જુએ છે તો એક માળા ઓછી! જસોદાજીને તો ઊંડો ધ્રાસકો પડયો. જેમતેમ કરી માન રાખવા જઇએ છીએ ત્યાં વળી આ આપત્તિ કયાંથી?' નંદ પણ હાંફળાફાંફળા બની ગયા. ટોળે મળેલાં

ગોપીજન તથા બાળકો આ ઘટના જોઈ દિલગીર થયાં. કૃષ્ણના ઘરની ચેષ્ટા તો થાય કે જોવાય જ કેમ?

એટલામાં મોતી ઉગાડીને આનંદમાં આવી ગયેલા કૃષ્ણ ત્યાં આવી ચડ્યા. શેરી ખોળાખોળ થઇ રહી છે તેની તો એમને ખબર જ હતી. ઝટ એમનો હાથ ઝાલી જસોદાજી ધમકાવવા લાગ્યાં: 'અલ્યા કૃષ્ણ, આમાંથી મોતીની માળા તેં લીધી છે?'

કૃષ્ણે કહ્યું: 'મને પૂછતાં કેમ નથી? એને તો મેં ખેતરમાં લઇ જઇને, એનાં મોતીનાં વાવેતર કર્યાં છે.'

બાળકની નિર્દોષતાને લીધે નંદનો ક્રોધ ઊતરી ગયો. એ બોલ્યા: 'ગાંડા, મોતી તે વળી ખેતરમાં વવાતાં હશે? એ તો દરિયામાં પાકે, તેં માળા ક્યાં નાખી દીધી?'

કૃષ્ણે કહ્યું: 'મેં માળા નાખી દીધી નથી. એ તો એકમાંથી હજાર મોતી કરવાને માટે મેં તેને ખેતરમાં વેરી નાખી છે. અને છે ને, તે ખેતરમાં મોતી ઊગ્યાં પણ છે. ચાલો મારી સાથે, હું તમને બતાવું.'

વૃદ્ધ નંદજી, ઘેલા બાળકની પાછળ ઘેલાં કાઢતા ચાલ્યા. એમને કૃષ્ણની મૂર્ખાઇ વસી નહિ. આગળ કૃષ્ણ ને પાછળ નંદજી તથા થોડાંક કૌતુકપ્રિય બાળકો ચાલવા લાગ્યાં.

દૂરથી આંગળી કરીને કૃષ્ણે હરખાતાં હરખાતાં પોતાનું ખેતર બતાવ્યું. પાસે જઇને જુએ તો તો ખરેખર, મોતીના તો માણસપૂર માણસપૂર જેવડા છોડ ઊગ્યા છે! લીલા કુંજાર ખેતરમાં આમળાં આમળાં જેવડાં મોતીની લૂમો લહેરાં લઈ રહી છે. સૂર્યના ઊગતા તાપથી આખું ખેતર ચળકાટ મારી રહ્યું છે.

*

નંદજીનો હરખ તે કાંઇ હરખ જેવડો? એમને તો પ્રભુલીલાનાં જ આજે સાક્ષાત્ દર્શન થયાં! ઘડીભર સંસારની માયા તેમને

સાંભરી આવી. હવે એમના પગમાં જોર આવ્યું હતું. એમની છાતી હર્ષમાં ગજગજ ઊંચી આવી હતી.

'હવે મોતીની શી ખોટ છે? વૃષભાનુને ઘેર આઠ માળા તો શું, પણ 'થાળ ભરી શગ મોતીએ' મોકલી શકાશે, અને વિવાહ ટાળવો નહિ પડે. ચાલો, આપણે ખોબેખોબા ભરી લઇએ.'

માળી જેમ ફૂલો ચૂંટતો હોય તેમ નંદે મોતી વડે ખોબો ભરી લીધો. વૃષભાનુને આપવા જેટલાં મોતી થયાં એટલે ઉતાવળા ઉતાવળા જસોદાજીને બતાવવા એ દોડયા.

શ્વાસભર્યા નંદજીનો ઉમંગ તો માતો નથી. હરખાતે હરખાતે જસોદાને બધી અદ્‌ભુત વાત તેમણે કરી: 'જુઓને, આ નવાઈ જેવી વાત! આપણા ખેતરમાં તો મોતી પાકયાં અને તેની ચે લૂમેલૂમો! આ, હું લઇ આવ્યો.'

જસોદાને પણ આ જોઇ ખાનદાનીનો ગર્વ થઇ આવ્યો. તેમણે ગોરને કહ્યું: 'વૃષભાનુને કહેજો કે તમે હાર મોકલ્યા, તો અમે મોતીભર્યાં થાળ મોકલીએ છીએ. અમારે વિવાહ કબૂલ છે. ભલે, 'ચાંલ્લા થવા દો.'

ઘડીક વારમાં બાજી પલટાઇ ગઈ. ગોરે કૃષ્ણને ચાંલ્લા કર્યા, માબાપનાં ઘડપણ આજે ધન્ય થયાં.

આખા વ્રજમાં અને ગોકુળની ગલીએ ગલીએ કૃષ્ણના વિવાહની વાત ચાલી રહી છે. ઘેરેઘેર એક જ વાત થઇ રહી છે, કે કૃષ્ણે મોતીનાં ખેતર વાવ્યાં છે. એટલામાં કોઇ સમાચાર લાવ્યું કે 'મોતીનાં ખેતર તો લૂંટાય છે. સૌ કોઇને તે લઇ આવવાની છૂટ છે.'

બધા વ્રજવાસીઓ મોતી લેવા દોડયા. એમાં તે કોઈ પાછી પાની કરે? સૌને કાંઈ ને કાંઈ મળ્યું. અન્નકૂટ મહોત્સવ પછીના આજના બીજ ભારે ઉત્સવે, ગોકુળને ઘેલું બનાવી મૂકયું.

ગોરને મોતીના થાળ લેવડાવી આવતા જોઈ શું બન્યું તે જાણવા સૌ એક પગે થઈ ગયા. બધી વાત જાણીને વૃષભાનુને પહેલાં ગર્ગાચાર્યની વાણીમાં જે ભરોસો હતો તેમાં હવે પૂરી શ્રદ્ધા બેઠી. વૃદ્ધ ગોપ–લોકોની ચેષ્ટાને તથા નિંદાને હવે કોણ સાંભળી રહે?

*

વૃષભાનુએ તેમને મોતીના થાળ બતાવ્યા. ગરીબ દેખાતા નંદજી કેટલા બધા ખાનદાન છે એમ એમણે સગર્વ કહી બતાવ્યું. 'પોતાને ઘેર મોતીના થેકેથેક છતાં એમણે બડાઈ મારી છે?' એ પેલા વૃદ્ધોને પૂછી રહ્યા.

વૃદ્ધોને કાને મોતી લૂંટાયાની વાત પણ આવ્યા વગર ન રહી. બીજું આડું અવળું પૂછવાને બદલે, તે પણ ખેતર તરફ જવા નીકળ્યા, પણ એમ કાંઈ શ્રદ્ધાનાં મોતી જેને તેને માટે ઓછાં છે?

તેમને તો ખેતર જેવું ખેતર દેખાયું. ધરતીમાં ચાસ પડેલા છે. શિયાળુ ઓરણીને હજી વાર છે. પગરવથી પાસેની માટી ખુંદાઈ છે, પણ તે સિવાય એમની કલહપ્રિય આંખોને કંઈ જ દેખાયું નહિ!

મનમાં મૂંઝાતા એ પાછા ફર્યા. નંદજીની નિંદા કરવી પડતી મૂકી; અને નંદજીના વેવાઈ વૃષભાનુજીને ત્યાં પુત્રી–વિવાહને લીધે ખુશી થવા આવ્યા.

ગોકુળની ગોવાલણીઓ ગુંજાના હાર ભેગી નવાં મોતીની માળાઓ ઉમંગભેર લટકાવે છે, અને સરખેસરખી ટોળે મળી યમુનાજીનાં જળ ઝીલવા સંચરે છે.

માથે પાણીની હેલ લે છે. પાણી–શેરડે ચાલતાં ચાલતાં 'મોતીનાં વાવેતરનું' ગીત ગવડાવે છે અને ખધાં ઝીલે છે.

(ઢાળ : 'ઘોરી વળાવી સજ કરું', ઘેર આવો ને')

"જળ રે યમુનાનાં ઝીલતાં, સખો શામળિયા!
મને મોતીડું લાગ્યું હાથ, નંદજીના નાનડિયા!

ગાડે કરીને મોતી આણિયું, સુણો શામળિયા !
માતા ! પાડો મોતીડાંના ભાગ, નંદજીના નાનડિયા !
એક મોતીમાં શું વહેંચીએ ? સુણો શામળિયા !
મોતી વાવ્યે ઘણેરાં થાય, નંદજીના નાનડિયા !
યમુનાને કાંઠે ક્યારો રોપિયો, સુણો શામળિયા !
માંહી વાવ્યો મોતીડાંનો છોડ, નંદજીના નાનડિયા !
એક મોતીને બબ્બે પાંદડાં, સુણો શામળિયા !
મોતી ફાલ્યાં છે લચકાલોળ, નંદજીના નાનડિયા !
એક ડાળને બીજી ડાળખી, સુણો શામળિયા !
વચલી ડાળે મોતીડાંની લૂમ, નંદજીના નાનડિયા !
થાળ ભરીને મોતી વેડિયાં, સુણો શામળિયા !
માતા ! પાડો મોતીડાંનો ભાગ, નંદજીના નાનડિયા !
કોઈને ચપટી, કોઈને ચાંગળું, સુણો શામળિયા !
રાણી રાધાજીને નવસર હાર, નંદજીના નાનડિયા ! ”

આ ગીત આપણી ગુજરાતણો આજે પણ ગરબે ઘૂમતાં ગાય છે અને ગવડાવે છે.

*

## રઘુનાથજીની વાતો

સંપાદિકા :

### સૌ. શ્રીમતીબાલા મજમુદાર

### વ્રતકથાનું સાહિત્ય

લોકવાર્તાના સાહિત્યમાં વ્રતકથાઓનો વિભાગ અનોખો છે. 'વ્રત'નો અર્થ નિયમપૂર્વક આચરવાનું પુણ્યકર્મ એવો થાય છે; અર્થાત્, અમુક કરવા ન કરવાનો ધાર્મિક નિશ્ચય. સ્વેચ્છાથી જે નિયમ ધારણ કર્યો હોય તેનું નામ તે 'વ્રત'. તેથી વ્રતને 'લેવા'નું હોય છે; કોઈને તેમ કરવા માટે બીજું કોઈ ફરજ પાડતું નથી. આમ વ્રત એ મુખ્યત્વે આચારપ્રધાન છે. બહુ સહેલી અને સાદી સમજથી કોઈ સંકલ્પ કરવો અને તેને પછી નિષ્ઠાપૂર્વક પાર પાડવો એમાં જ વ્રત કરનારનો સંતોષ રહેલો છે. વ્રતનાં 'પારણાં' જે કહે છે તેનો અર્થ એ કે વ્રતને સાંગોપાંગ પાર ઉતારવું.

એકાદશી, અષ્ટમી, ચતુર્થી, શિવરાત્રિ, એ બધાં હિંદુ મહિનામાં હંમેશ આવનારાં વ્રતો છે. એકાદશી વૈષ્ણવોએ સર્વલોકપ્રિય કરી છે. ગણપતિના ઉપાસકો વિનાયકી અને સંકષ્ટચતુર્થીનું વ્રત કરે છે. દેવીના ઉપાસકો અષ્ટમીનું વ્રત આચરે છે. શિવરાત્રિ એ દરેક મહિને આવતી વદ ચૌદશ છે. માઘ માસની શિવરાત્રિ મહાશિવરાત્રિ કહેવાય છે.

આ દરેક તહેવારનું માહાત્મ્ય હોય છે અને તેની એક-એક વાર્તા પણ હોય છે. આ વાર્તાઓ બહુધા લોકકથાઓ હોય છે. તેની પાછળ કોઈ ને કોઇ મહાન સામાજિક અથવા આધ્યાત્મિક તત્ત્વ રહેલું હોય છે.

આ વ્રતકથાના બે મુખ્ય પ્રકાર છે. એક પ્રકારની કથાઓ સંસ્કૃતમાં રચેલી અને કોઇ પુરાણમાં ગૂંથી લીધેલી હોય છે. એવી અનેક કથાઓનો સંગ્રહ 'વ્રતરાજ' નામે સંસ્કૃત ગ્રંથમાં કરેલો છે. બીજા પ્રકારની વ્રતકથાઓ બૌદ્ધ અને જૈનોના પાલિ તથા પ્રાકૃત

ભાષાના ગ્રંથોમાં તથા પ્રાંત પ્રાંતની પ્રાદેશિક ભાષાઓમાં પ્રચલિત થયેલી છે. ગુજરાતની કેટલીક વ્રતકથાઓ 'કંકાવટી' માં ભેગી થયેલી છે.

દરેક વાર્તામાં વ્રત પાળનારની નિષ્ઠાનું માહાત્મ્ય બતાવેલું હોય છે. એ વ્રત પહેલાં કોણે કર્યું હતું અને તેનાથી શો શો લાભ તેમને થયો હતો તે કહેવામાં આવે છે. અશ્રદ્ધા રાખી શ્રદ્ધાળુના વ્રતમાં અંતરાય નાખનાર વિઘ્નસંતોષી લોકોને શું શું વીત્યું અને એ ના એ લોકો પછી કેવાં વ્રત પાળવામાં સામેલ થઇ જાય છે તે તેના માહાત્મ્ય-રૂપે વર્ણવવામાં આવે છે.

ઉત્સવોનું અને વ્રતોનું માનવજીવનમાં વિશિષ્ટ ને મહત્ત્વનું સ્થાન છે. તે દ્વારા જ આપણે સંસ્કૃતિના કેટલાંક અંગો સારી રીતે જાળવી અને ખીલવી શકીએ છીએ. આપણા ઉત્સવોમાંથી કેટલાક ઉલ્લાસના અને ભોગવિલાસના છે, ત્યારે કેટલાક સંયમના અને આત્મશુદ્ધિના છે. આ બીજા પ્રકારના ઉત્સવો સાથે વ્રતોને ગાઢ સંબંધ છે. કેટલાક ઉત્સવોમાં મિષ્ટાન્નભોજન કરવાને બદલે ઉપવાસ કરવાની પ્રથા પડેલી છે તેનું રહસ્ય વિચારવા જેવું છે. જેમ નાહવાથી પવિત્રતાનો અનુભવ થાય છે, મૌન ધારણ કરવાથી આધ્યાત્મિક વાતાવરણ મેળવાય છે, તેમ ઉપવાસથી અંતર્મુખ થવાય છે અને સાત્ત્વિક વૃત્તિ પણ ખીલવી શકાય છે. દરેક વ્રત આચરનારે તેથી જ આહારવિહારમાં સંયમી થવું આવશ્યક મનાયું છે.

જૈનધર્મશાસ્ત્રોમાં પૌષધવ્રત એ એક એવું વ્રત છે જેનો ઉદ્દેશ સાધુઓ અને સાધ્વીઓ જેવું જીવન ગાળે છે એવું જીવન ટૂંક સમય માટે નાના પાયા ઉપર ગાળવાનો છે. આ વ્રતને મળતું એવું કંઇક બ્રાહ્મણીય સમાજનું ઋષિપંચમીનું વ્રત છે. એની મેળે ઊગી નીકળેલું મહીઅર સામો કે નિવારના તાંદુલ જેવું અન્ન ખડધાન ખાઈ, ઋષિજીવનના આચારવિચારને પાળી એક દિવસને વિતાવવો અને સાત્ત્વિક આહારશુદ્ધિની કલ્પના કરવી એ જેમ ઋષિપંચમીનો ઉદ્દેશ છે; તેમ પૌષધવ્રતના વ્રત દરમિયાન બહુ મિતઆહાર કરવો, શરીરની

ટાપટીપ ન કરવી, સ્ત્રીને કોઇ પુરુષનો સ્પર્શ ન થવા દેવો તથા કોઇ બીજી સાંસારિક પ્રવૃત્તિ ન કરવી. એમ ચાર પ્રકારના સંયમથી શોભતું એ શીલવ્રત છે.

ગુજરાતી સાહિત્યમાં વ્રતકથાઓનું અનોખું સાહિત્ય છે એ બહુધા સરલ ગદ્યમાં અને કવચિત કવચિત સાદી કડીઓનાં જોડકાંરૂપે પદ્યમાં પણ મળી આવે છે. આ સાહિત્ય મોટે ભાગે સ્ત્રીઓનું છે અને સ્ત્રીઓએ જ તેને કંઠોપકંઠ સાચવી રાખ્યું છે. લગભગ દરેક વ્રતમાં એ વ્રતની વાર્તા કોઇને સંભળાવ્યા પછી જ વ્રતની સમાપ્તિ થઇ શકે છે.

વ્રતકથાઓનું ગદ્ય અને મધ્યકાલીન ગદ્યનો નોંધપાત્ર નમૂનો છે. એનું નિસર્ગસુંદર યમકાન્ત ગદ્ય, તેની સાદી છતાં સચોટ ઉપમાઓ, અને નિખાલસ ભાવભરેલી વાણી એક બે દૃષ્ટાંતોથી રજૂ કરીશું.

વ્રતકથામાં ઈશ્વર અને પાર્વતી એ પૃથ્વી પરનાં સરળ માનવી જેવાં લાગે છે. પાર્વતીજી કહે છેઃ "ઈશ્વર! ઈશ્વર! ચોમાસાના લાંબાપહોળા દહાડા આવ્યા. સૂતા સહેવાય નહીં, બેઠાં રહેવાય નહીં. વ્રત દો, વરતુલાં દો".

ત્યારે ઈશ્વર જવાબ દે છેઃ "તમથી વ્રત થાય નહીં ને વ્રતનો મહિમા પળાય નહીં."

પાર્વતી આગ્રહ કરે છેઃ "થાય તો ય દો, અને ન થાય તો યે દો."

એટલે વ્રતનો વિધિ ઈશ્વર બતાવે છેઃ "આશાઢ માસ આવે, અજવાળી એકાદશી આવે, ત્યારે સાત સેરે સાત ગાંઠે દોરો લેવો, નરણાં ભૂખ્યાં વાત કહેવી; વાત ન કહીએ તો અપવાસ પડે. વાત સાંભળનાર ન હોય તો પીપળાને પાને કહેવી, કુંવારીને કાન કહેવી, તુલસીને કયારે કહેવી, ગાયને ગાળે કહેવી, ઘીને દીવે કહેવી, બ્રાહ્મણને વચને કહેવી, અથવા સૂરજની સાખે કહેવી પણ જો વાર્તાનું કહેનાર અને સાંભળનાર ન હોય તો અપવાસ કરીએ.

*

ઊંચા પર્વ લીલા વાંસ :
ત્યાં બેઠાં સીતા રઘુનાથ ;
પંચવટીમાં વસિયા રામ.
સારે પાસે રમે રામ,
ગેલા ગેલી ગેલ કરે;
કોકિલા શબ્દ કરે.
મોર ત્યાં કળા કરે,
મેઘ ત્યાં છડા દે;
ઘીના ત્યાં દીવા બળે.
ગાંધર્વ ત્યાં ગાન કરે;
અપ્સરા આનંદ કરે.
બ્રાહ્મણ ત્યાં વેદ ભણે,
નારદ નૃત્ય કરે.
ઝાલર વાજે,
પાતર નાચે.

જ્યાં સીતા સતી, ત્યાં સીતાના રસિયા રઘુનાથજી સીતાજી કહે છે, " ઓ સ્વામી !

સૂતાં તો રહેવાય નહિ,
બેઠાં બ્હાણું વાય નહિ;
વ્રત કહો, વ્રતનો મહિમા કહો."

રઘુનાથજી કહે, " વ્રત તો નાનાં છે,
પણ મહિમા મોટો છે.
તમ થકી નહીં થાય.
કરશો તો બાપુ, બોધ પામશો.
સીતાજીના સતે કરજો,
રઘુનાથજીના નામે કરજો. "

આજથી, ભર્યો ભાદરવો માસ આવે,
અજવાળો પખવાડો આવે.
સંગમ અગીઆરસ આવે,
૭ સેર, ૭ ગાંઠ, ધૂપી-વાસી.
પીળી પીડીનો દોરો બાંધજો;
અજા-અબોટણ કહેણી કહેજો.
અ-પન્ના આ'તવાર કરજો,
અભંગ અગીયારશ કરજો.
થાય તો ૭ વરસ કરજો,
ન થાય તો ૭ માસ કરજો.
છઠ્ઠે માસે ઊજવણું કરજો,
પછી, ફાગણ માસ આવે,
અગીઆરશનો દહાડો આવે,
તે દિવસે ઊજવણું કરજો.
તેમાં તો, સવા ૭ શેર શીલોટાના લાડુ કરજો,
નહિ તો સવા ૭ પાશેરનો લાડુ કરજો.
ગાયના ગોવાળને આપજો,
ભેંશના પિંડારને આપજો.
સાસુ નણંદને આપજો,
હળ ખેડતા હાળીને આપજો.
ફૂલ વીણતા માળીને આપજો,
નણંદબાને આપજો.
દેરાણી જેઠાણીને આપજો,
મનમાની બહેનને આપજો.
રીખતા કહાનને આપજો.
જળનો ઘડો મૃત્તિકાનો,
તથા દક્ષિણાસહિત લાડુ બ્રાહ્મણને આપજો."

સીતાજીએ તો વ્રત કર્યાં છે. વ્રતનાં ઊજવણાં કર્યાં; ઘડો ને લાડુ લઇ બ્રાહ્મણને આપ્યાં.

સીતાજીએ બ્રાહ્મણને કહ્યું—

"રાતવાસો રાખીશ મા,
દીવાને દેખાડીશ મા:"

ઘડો લાડુ લઇ બ્રાહ્મણ તો ઘેર ગયો. એણે તો રાતવાસો રાખ્યો છે. દીવાને દેખાડ્યો છે: અને એને તો જે જ્યાં તે ત્યાં ચપટને રહ્યું છે!

પાણીઆરે ઊબ વળી,
રસોડે સેવાળ વળી.

એટલે તો બ્રાહ્મણે રોવા માંડ્યું છે. બ્રાહ્મણી કહે છે. "વઢતાં તો ફાવીએ નહિ, ઝઘડતાં એ ફાવીએ નહિ. જાવ રૂડા રામજી પાસે, જેથી આપણાં રૂડાં વાનાં થાય—કારણ કે,

"રઘુનાથ છે દીનદયાળ,
દુર્બળ જાણી કરશે સાર.
ચીર કંથા ઊતારતા જાય,
ડુંગર પર્વત ખોડંગતા જાય."

ચાલ્યો ચાલ્યો બ્રાહ્મણ સીતાજી પાસે આવ્યો છે. બ્રાહ્મણને જોઇ સીતાજી રઘુનાથજીને કહે છે, "ઓ સ્વામી, દુર્બળિયો બ્રાહ્મણ આવ્યો, પાતળિયો બ્રાહ્મણ આવ્યો. એ બ્રાહ્મણને કંઇ આપો, મૂકો. એ બ્રાહ્મણના કાંઇ હેવા ટાળો."

"એના ઘરમાં નાર સુજાત,
મારા વ્રતની કીધી ખ્યાત."

રઘુનાથજી કહે, "તમારી પાસે હોય તો આપો. નહિ તો બ્રાહ્મણને પાછો વાળો."

સીતાજીએ તો આંગળીની મુદ્રિકા કાઢીને આપી છે.

"લે રે બ્રાહ્મણ! લેતો જા,
શુભ આશિષ દેતો જા."

પણ જોજે, મુદ્રિકા ઘરન્ટાળા મેહેલીશ મા;
તો ખાતાં યે ખૂટશે નહિ,
વાવરતાં યે ખૂટશે નહિ. "

બ્રાહ્મણ મુદ્રિકા લઇને ઘેર ગયો છે. મુદ્રિકા દીવાને ચાડે મૂકી છે. પાડોશણ દીવો કરવાને બહાને આવી છે. કોડિયું લઈ ગઇ, અને પાછું મૂકી ગઇ. પણ મુદ્રિકા સાથે લેતી ગઇ.

બ્રાહ્મણ બહારથી આવ્યો છે; અને વિચારે છે.
"લાવો રે મુદ્રિકા વટાવી લાવીએ,
વરા કરીએ, દીકરા પરણાવીએ."

જુવે છે તો મુદ્રિકા તો મળે નહિ !

જાણ્યું કે મુદ્રિકા તો પાડોશણ જ લઇ ગઇ. બ્રાહ્મણ કહે, "પાડોશણ સાથે લઢવા જઇએ."

બ્રાહ્મણી કહે, "ના રે બાપા, વઢતાં ફાવીએ નહિ. જઓને રૂડા રામજી પાસે, જેથી આપણે રૂડાં વાનાં થાય."
"રઘુનાથજી છે દીનદયાળ,
દુર્બળ જાણી કરશે સાર."

બ્રાહ્મણ સીતામંદિરે ગયો છે. સીતાજીએ કહ્યું, "આપોને કંઇ આ દુર્બળ બ્રાહ્મણને."

રઘુનાથજી સીતાને કહે છે, "આપોને તમારી પાસે હોય તો."

સીતાજીએ તો ડોકનો હાર કાઢી, બ્રાહ્મણના હાથમાં મૂકયો છે.

બ્રાહ્મણ નાકલીંટી ખેંચી પગે લાગ્યો. ત્યાંથી ચાલ્યો ચાલ્યો ઘેર ગયો. હાર લઇને ટોડલે મૂકયો છે. આંગણીએ ચરતો મોર તેને ચાંચમાં ચણી ગયો છે !

બ્રાહ્મણ સ્નાનસંધ્યા કરી, સરોવર પરથી ઘેર આવ્યો. ટોડલે જુવે છે તો હાર નથી ! બ્રાહ્મણી આખું ઘર ખોળા વળે છે. પણ હાર હાથ લાગતો નથી.

એટલામાં મોરનો ટહુકો સંભળાયો છે. સામે પારસ પીપળો છે. એ ઉપર મોર કળા કરી રહ્યો છે. એની ચાંચમાં હાર ઝોલાં ખાઇ રહ્યો છે.

બ્રાહ્મણ કહે, "ચાલો મોરની સામે લડવા જઇએ."

બ્રાહ્મણી બોલી, "વઢતાં શું વળશે? જાવને પાછા મારાં સીતામા પાસે, રૂડા રામજીને કહેશે તે દુઃખ લાગશે."

બ્રાહ્મણ પાછો સીતાજી પાસે આવ્યો છે. સીતાજી આ વખતે તેને સાત સોનાની ઇંટો આપે છે.

ઇંટો લઇને બ્રાહ્મણ ઘેર જાય છે. રસ્તામાં ગાડાવાળો તેને સામો મળ્યો છે.

"લાવો રે ભાઈ, તમારો ભાર હું હળવો કરું, હું તેને ગાડામાં નાખું–" ઇંટો ગાડામાં મૂકી છે.

એટલામાં વાવંટોળ થયો છે; ને ગાડું તો ઊંધું પડ્યું છે, ઇંટો ઊડી ગઈ; અને ગાડાવાળો પણ ભાગી છૂટ્યો!

બ્રાહ્મણે રોવા, રસળવા માંડ્યું. અને એમ કરતો ઘેર પાછો આવ્યો. બ્રાહ્મણીએ તેને ધારણ દઈ, પાછો સીતામા પાસે મોકલ્યો.

સીતાજીએ રૂડા રામજીને કહ્યું, "સ્વામી, પાછો પેલો દુર્બળિયો બ્રાહ્મણ આવ્યો. એ બ્રાહ્મણના હેવા ટાળો એ બાપડાને કંઈક આપો"

રઘુનાથજી કહે છે, "વ્રત તમારાં છે, તમારી પાસે હોય તો આપો, નહિ તો પાછો વાળો; મારાથી શું થાય?"

સીતાજીએ તો પાંચ રત્નો આપ્યાં છે.

રત્ન લઇને બ્રાહ્મણ ઘેર ગયો છે. રત્ન લઈ તેણે વહુને સોંપ્યાં છે. વહુએ તો કપાસીઆની કોઠીમાં રત્ન મૂક્યાં છે.

એટલામાં છોકરાં આવ્યાં; માને કહે, "મા મા, અમને ભૂખ લાગી છે કંઈક ખાવાનું લઈ આપોને–"

બ્રાહ્મણી કહે, "જાવ, પેલી કપાસિયાની કોઠીમાંથી થોડા

કપાસિયા લઈ જાવ. તેના ધાણીચણા લઈ આવીને ખાવ, અને રમતા ફરો."

છોકરાં તો કપાસિયા લઇને ગયાં. તેમાં, કપાસિયા ભેગાં પેલાં પાંચ રત્ન પણ આવી ગયાં.

કપાસિયા ભાડભૂંજાને આપ્યા. રતન જોઇને ભાડભૂંજાએ સૂપડું ભરીને ધાણીચણા આપ્યા.

છોકરાં તો ખુશ ખુશ થઇ ગયાં; અને મા પાસે દોડી ગયાં. કહે, "મા મા! અમને તો આટલા બધા ધાણીચણા મળ્યા!"

બ્રાહ્મણી બોલી, "ગરીબ જાણીને આપ્યા હશે; ખાઇને રમતા ફરો."

એટલામાં બ્રાહ્મણ આશાભર્યો બહારથી ઘેર આવ્યો, અને વહુ પાસે રત્ન માંગ્યાં. "રતન! વટાવીને વરા કરીએ, દીકરાને પરણાવીએ."

વહુ જુવે છે તો રત્ન મળે નહીં! નક્કી એ ભાડભૂંજાને ત્યાં ગયાં! બ્રાહ્મણ કહે, "ચાલો ભાડભૂંજાને ઘેર વઢવા જઇએ."

બ્રાહ્મણી બોલી, "વઢતાં તો ફાવીએ નહિ, ઝઘડતાં જીતીએ નહિ, તો ભલે, એક વાર ફરી, રૂડા રામજી પાસે, 'માતા સીતાજી પાસે; જેથી આપણું કારજ થાય."

બ્રાહ્મણ તો ધીરે પગલે પાછો રામજી પાસે ગયો છે. સીતાજી કહે છે, "રઘુનાથજી, હવે તો કંઇ દયા લાવો; આ બ્રાહ્મણને કંઇક આપો."

રામજી કહે, "હું આપીશ તો તમારાં વ્રત ખંડિત થશે. તમારી પાસે જે હોય તે આપો."

સીતાજી કહે, "મેં તો ઘણુંયે આપ્યું મૂક્યું; પણ બિચારાનું ભાવિ વાંકું છે તે શું થાય? તેના કરમમાં નહીં એટલે આપ્યું મૂક્યું તેને પહોંચ્યું નહીં!"

એટલે રઘુનાથજીએ પાનાં કાઢયાં, પુસ્તક કાઢયાં. અને બ્રાહ્મણનાં

પૂર્વ કર્મ જુવે છે, જોતાં જણાયું છે કે "એને તો રઘુનાથજીનાં મત પડયાં છે." તે જાણી રઘુનાથજીને અનુકંપા થઇ.

રઘુનાથજીએ પછેડી ખંખેરી છે. પછેડીમાંથી ત્રાંબીઓ નિકળ્યો છે.

"લે રે બ્રાહ્મણ લેતો જા.
પહેલી પોળે, પ્રભાત પહોરે;
જે મળે તે લેતો જા."

બ્રાહ્મણ દંડવત કરી જાય છે. પહેલી પોળે એક મછિયારણ બેઠી છે તે મચ્છ લઇને બેઠી છે.

"બાઇ મછિયારણ, મચ્છ દે." બ્રાહ્મણે રઘુનાથજીનું કહ્યું પાળ્યું છે.

પણ મછિયારણ તો આભી બની છે! બ્રાહ્મણ થઇને આ શું બોલે છે! એ બોલી, "ભાઇ, બ્રાહ્મણ છે કે ભડવો?

ન્યાત જાણશે તો ન્યાત બહાર કાઢશે.
સગાં જાણશે તો સગાં દંડશે.
રાજા જાણશે રાજા દંડશે."

દુર્બળિયો બ્રાહ્મણ બોલ્યો.

"રાજાના દંડયા પાછા આવશું,
સગાંના દંડયા કામ આવશું,
ન્યાતના દંડયા ઠામ આવશું
પણ રઘુનાથજીનાં દંડયા કામ નહિ આવીએ.

માટે, હું કહું તેમ કર, બાઇ!"

બ્રાહ્મણ માછલાં લઇને ઘેર ગયો છે. માછલાં તુલસીને કયારે મૂકયાં છે.

બ્રાહ્મણ બ્રાહ્મણીને વાત કહે છે, બ્રાહ્મણી હોંકારો દે છે.

"ઊંચા પર્વત, લીલા વાંસ,
ત્યાં બેઠાં સીતા રઘુનાથ!
પંચવટીમાં વસિયા રામ,
સારે પાસે રમે રામ."

જેલા—જેલી જેલ કરે,
કોકિલા શબ્દ કરે :
મોરલા ત્યાં કળા કરે,
મેઘ ત્યાં છડા દે:
ગાંધર્વ ગાન કરે,
અપસરા આનંદ કરે.
નારદજી નૃત્ય કરે,
ઝાલર વાગે, પાતર નાચે;
જ્યાં સીતા સતી
ત્યાં સીતાના રસિયા રઘુનાથજી!"

વાત તો પૂરી થઈ છે.

તુલસી ક્યારે નજર કરે છે તો ઝાડવાં સાવ સોનાનાં થઈ ગયાં છે; અને બ્રાહ્મણને હવે તો ધીમે ધીમે ઘણાં સારાં રૂડાં થઈ રહ્યાં છે. કારણ કે રામ અને સીતા બંને તુઠયાં છે.

પરોશણ આવીને કોડિયું લઈ ગઈ; અને મુદ્રિકા મૂકીને ગઈ છે.

ઊડતો ઊડતો આવ્યો તે મોર ચણ ચણી ગયો, અને હાર મૂકી ગયો.

ગાડાવાળો ઘર ખોળતો આવ્યો; અને કહેવા લાગ્યો. "અલ્યા બ્રાહ્મણ, ભાડું તો સમજી લે, ને તારી ઈંટો લઈ જા."

બ્રાહ્મણ ગાડાનું ભાડું સમજી ગયો, અને સોનાની ઈંટો લઈ આવ્યો.

એટલામાં ઘર પૂછતો ભાડભુંજો આવ્યો. તેણે કહ્યું, "ભાઈ બ્રાહ્મણ, ધાણીચણાનું ધન સમજી જા; અને તારાં રતન તું લઈ જા."

બ્રાહ્મણ તો સાથે ગયો છે; ભાડભુંજાને પૈસા આપી રાજી કર્યો અને રતન લઈ ઘેર આવ્યો.

હવે તો બ્રાહ્મણને બધાં રૂડાં વાનાં થયાં છે.

રઘુનાથજીની કૃપાથી અને સીતાજીની સહાયથી એ ખાય છે પીયે છે અને ગરીબોને દાન કરે છે.

બ્રાહ્મણ-બ્રાહ્મણી રામનું નામ ભૂલતાં નથી.

જે રઘુનાથજી ! જેવા બ્રાહ્મણ-બ્રાહ્મણીને તુઠ્યા તેવા સૌને તુઠજો.*

*

---

* આ વ્રતકથા મેળવી આપવામાં બહેનશ્રી સૌ. જયકાન્તાબહેન શાંતિલાલ સારાભાઈ એમનો ઉપકાર થયો છે તે જાહેર કરતાં આનંદ થાય છે.

# અક્ષયનવમી વ્રત

## શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટ

વિષ્ણુકાંચી નામનું નગર હતું.

એ નગરમાં કનક નામનો ક્ષત્રિય હતો.

તે ધનવાન હતો, ને વેપાર કરતો હતો.

તે કયારે પણ વિષ્ણુની ભક્તિ કરતાં ચૂકતો નહિ.

ભગવાનની કૃપાથી તે રાજાનો માનીતો પણ હતો.

આ બધું હતું, છતાં તેના હૃદયમાં દુઃખ હતું.

એ દુઃખ હતું સંતાનનું.

ભગવાને ઉદાર થઈ તેને બધું જ આપ્યું હતું, પણ છોકરું આપતાં પાછું જોયું હતું.

બધાં તેને વ્રતવર્તુલાં કરવા કહેતાં. તેણે કેટલાય વ્રતો કર્યાં. ત્યારે તેને ત્યાં એક રૂપરૂપના અંબાર જેવી પુત્રીનો જન્મ થયો.

આ પુત્રીનું નામ તેને પાડયું કિશોરી.

કિશોરી દહાડે ન વધે એટલી રાતે વધે ને રાતે ન વધે એટલી દહાડે વધે.

કિશોરી મોટી થઈ. તેવામાં એક દહાડો એક જોષી કનકને ત્યાં આવ્યા.

કનકે તેમનો પ્રેમથી સત્કાર કર્યો. પછી પૂછ્યું, "હે મહારાજ, મારી કિશોરી કેવી થશે?" કહી જોષી મહારાજને તેણે જન્માક્ષર આપ્યા.

જોષી મહારાજે જન્મકુંડલી ધ્યાનપૂર્વક જોવા માંડી. કેટલીવ વાર સુધી વિચાર કર્યો પછી જોષી મહારાજ બોલ્યા,

"ભાઈ કનક, સાચું કહું કે ખોટું?"

"મહારાજ, જેવું હોય તેવું જ કહોને." કનકે કહ્યું.

"ભાઈ, જો સાચું કહીશ તો તને ખાટું લાગશે, ને જો જૂઠું કહું તો હું જૂઠો કહેવાઈશ." જોષી મહારાજે કહ્યું.

" મહારાજ, જેવું હોય તેવું જ મનમાં કાંઈ પણ રાખ્યા વિના કહી નાંખો."

" સાંભળો ત્યારે." જોષી મહારાજ કહેવા લાગ્યા, "આ કન્યા એવા વખતે જન્મી છે કે જેથી તેની સાથે પરણનારનો વજ્રથી નાશ થાય."

" હશે મહારાજ, ભાવિને મિથ્યા કોણ કરનાર છે?" કહી જોષી મહારાજને કનકે દાન-દક્ષિણાથી સંતોષ્યા, જોષી મહારાજ આશીર્વાદ આપી ગયા.

જોષીના ગયા પછી કનક પોતાની દીકરીનું શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. આખરે તેણે પોતાની છોકરીને પરણાવવી જ નહિ તેવો નિર્ણય કર્યો.

દિવસો જતાં કનકે એ કિશોરીને જુદું ઘર રહેવા માટે આપ્યું. ને તેને બ્રાહ્મણોની સેવા કરવાનું કહી પોતાના માણસોને કહ્યું,

" તમારે ક્યારેય પણ આ છોકરીને મારી પાસે આવવા દેવી નહિ, મને તેનું રૂપ જોઈ દુઃખ થયા કરશે."

માણસોએ કનકની આજ્ઞા પ્રમાણે વર્તવાની ખાતરી આપી.

કિશોરી પાસે આવેલા મકાનમાં રહે છે, બ્રાહ્મણોની સેવા કરે છે.

દિવસો એક પછી એક જવા લાગ્યા. તેવામાં વૈશાખ મહિનો આવ્યો. આ મહિનામાં શંકર નામનો બ્રાહ્મણ યાત્રા માટે વિષણુકાંચીમાં આવ્યો. અને અજાણ્યો કિશોરીના ઓટલા પર બેઠો.

કિશોરીએ શંકરને જોયો એટલે તેને ઘરમાં લઇ ગઈ. તેની પૂજા કરી તેને માટે જમવાની વ્યવસ્થા કરી.

શંકર નામનો કોઈ વિદ્વાન બ્રાહ્મણ આવ્યો છે તેવા સમાચાર કનકને મળતા મનને મજબૂત કરીને તે કિશોરીને ત્યાં આવવા નીકળ્યો. ત્યારે શંકર કિશોરીની દાસીને પૂછી રહ્યો હતો, " આ બહેન પરણેલાં હોય તેમ જણાતું નથી. મારી માન્યતા બરાબર છે ને?"

" હા મહારાજ." દાસીએ કહ્યું.

" એ બહેન પરણવા કેમ માંગતા નથી?" શંકરે પૂછ્યું.

"મહારાજ," કહેતાં દાસીએ જોષી મહારાજે કહેલી વાત કહી. આ સાંભળી શંકર હસ્યો. તેવામાં કનક ત્યાં આવ્યો. દાસીએ કનકને હાથ જોડયા.

કનકે શંકરને પ્રણામ કર્યા. એટલે શંકરે કનકને કહ્યું, "કનક, હું આ તારી પુત્રીને વિષ્ણુના બાર અક્ષરનો મંત્ર આપું છું.

ત્રણ વરસ સુધી તેનો જપ તારી દીકરીએ કરવો જોઇશે.

વહેલી સવારમાં સ્નાન કરવું.

તુલસીની પૂજા કરવી.

કારતક સુદ નોમને દહાડે સોનાની મૂર્તિ સાથે તુલસીનો વિવાહ કરવો.

આ વ્રત કરવાથી વિધવાપણું આવશે નહિ."

"મહારાજ, તેમ થતું હોય તો હું બધું જ કરવા તૈયાર છું." કનકે કહ્યું, "તમે કિશોરીને મંત્ર આપો."

શંકરે કિશોરીને વિષ્ણુમંત્ર આપ્યો. વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કર્યો. તે પછી શંકર ત્યાંથી ગયો.

કિશોરીએ શંકરના કહેવા પ્રમાણે વ્રત કરવા માંડયું.

ત્રણ વરસ સુધી કિશોરીએ મંત્રનો જાપ કર્યો.

ચોથા વરસનો કારતક મહિનો આવ્યો.

કિશોરી વહેલી સવારે સ્નાન કરવા જઈ રહી હતી, ત્યાં વિલેપી નામના ક્ષત્રીની નજરે તે પડી. તે તેના મનમાં વસી ગઈ. તે તેની પાછળ પાછળ જવા લાગ્યો.

તે જ્યારે જઈ રહી હતી ત્યારે બધાં જ સ્ત્રી અને પુરુષો તેને જોઈ રહ્યાં હતાં. પણ કિશોરી તો નીચું જોઈ ચાલી જ જતી હતી. જીભ પર વિષ્ણુનો મંત્ર હતો અને હૃદયથી તુલસીનું ધ્યાન ધરતી હતી.

સ્નાન કરી તે પાછી આવી. વિલેપી હાથ ઘસતો રહ્યો. તેણે કિશોરીને લલચાવવા મહેનત કરવા માંડી પણ પરિણામ લાભમાં આવ્યું નહિ.

તે નિરાશ થઈ ' શું કરવું ?' તે વિચાર કરતો હતો. વિચાર કરતાં તેને એક યુક્તિ જણાઇ. તે ગયો માલણને ત્યાં. માલણે તેને આવકારી પૂછ્યું, " કહો, કેમ આવવું થયું છે ?"

" માલણ," વિલેપી બોલ્યો, " જો તું મને કિશોરી મેળવી આપે તો..." કહેતાં તેને કેટલુંક દ્રવ્ય આપ્યું, " આથી ચોધણું દ્રવ્ય હું તને આપીશ."

" ઓહો, એમાં તો શું ભારે છે ?" ચપટી વગાડતી માલણ બોલી, " એ કિશોરી સાથે તમારો મેળાપ કરાવી આપું તો મને માલણ કહેજો ને."

વિલેપી આશાના કિલ્લા બાંધતો ઘેર ગયો, માલણે માયાવી જાળ પાથરવા માંડી. પણ કિશોરી આગળ તેનું કાંઈ જ ફાવ્યું નહિ. નિરાશ થઇ એક દહાડો વિલેપીને કહેવા લાગી, " કિશોરી જાળમાં ફસાય તેવો કોઈ રસ્તો હવે મને સૂઝતો નથી તો પછી મારે કરવું શું ?"

" કરવાનું ?" કહેતાં વિલેપી હસ્યો. તે પછી વિચાર કરવા લાગ્યો. થોડીક વાર પછી બોલ્યો, " હું કહું તેમ તું મને કરવા દઇશ ? જો તું મને તેમ કરવા દે તો મારે તને રોજના સો સો રૂપિયા આપવા."

પૈસાની ભૂખી માલણે પૂછ્યું, " કહો, તમારે શું કરવું છે ?"

" કરવામાં માત્ર એટલું જ કે તારે મને છોકરી તરીકે ઓળખાવવો અને મને કિશોરી પાસે ફુલ લઇને જવા દેવો."

" ઓહ, એ જ ને ? સારું, હું એ વ્યવસ્થા કરીશ." માલણે કહ્યું.

આ વાત થઇ તે દહાડો સાતમનો હતો.

બીજે દહાડે એટલે આઠમને દહાડે માલણ કિશોરીને ત્યાં ગઈ. તેની આગળ ફુલો મૂકતાં મીઠી મીઠી વાતો કરવા લાગી.

"જેને માલણ." કિશોરી ફૂલો જોતાં બોલી, "કાલે નોમ છે. કાલે મારે તુલસીનો વિવાહ કરવાનો છે. એટલે કાલે તું ફૂલના મુગટ બનાવી લાવજે."

"હા, હા, બા જરૂર." કહેતી માલણ માથું ખંજવાળવા લાગી.

"કેમ શું છે? માથું કેમ ખંજવાળે છે?"

"બા, કાલે મારાથી મુગટ બનાવાશે નહિ. પણ મારી છોકરી જે બહારગામથી આવી છે, તે બનાવી આપશે."

"પણ તે મુગટ સારા બનાવશે ને?" કિશોરીને પૂછ્યું.

"અરે બા, ના પૂછો વાત. એ એવા તો સારા મુગટ બનાવશે, જે તમે જોઇ જ રહેશો." માલણે કહ્યું.

"સારું ત્યારે, તેની પાસે બનાવડાવજે."

"એ જ મુગટ લઇને આવશે ત્યારે."

"સારું સારું." કિશોરીએ કહ્યું ને માલણ મનમાં હરખાતી હરખાતી ત્યાંથી જવા લાગી.

તે દોડતી ઘેર આવી. વિક્ષેપીને બોલાવી સમાચાર આપ્યા. વિક્ષેપીએ આ સમાચાર સાંભળ્યા ત્યારે તેને સ્વર્ગનું રાજ્ય મળ્યું છે તેમ લાગ્યું.

રાત ધીમે ધીમે આગળ વધવા લાગી. માલણે મુગટ બનાવવા માંડયા ને સવારે વિક્ષેપી સાથે મોકલવાના વિચારો કરવા લાગી.

તે સમયે—

વિષ્ણુકાંચીમાં જયસેન નામનો રાજા રાજ કરતો હતો.

એ રાજાને મુકુંદ નામનો પુત્ર હતો.

તે સૂર્યનો ઉપાસક હતો.

આ મુકુંદે કિશોરીના રૂપગુણની પ્રશંસા સાંભળી હતી. એટલે તેણે સંકલ્પ કર્યો હતો કે જ્યારે સૂર્યનારાયણ મને એ કિશોરીને પત્ની તરીકે મેળવી આપશે ત્યારે અન્નનો દાણો મોઢામાં મૂકીશ.

મુકુંદ અનશન વ્રત લઈ બેઠો.

એક દિવસ નહિ, બે દિવસ નહિ. પાંચ દિવસ નહિ પણ સાત સાત દિવસના ઉપવાસ થયા. સાતમા દિવસની રાતે સૂર્યે તેને સ્વપ્નમાં દર્શન દીધાં ને કહેવા લાગ્યા, "મુકુંદ, તું કેમ ગાંડો થયો છે? એ કિશોરીને સાથે પરણનાર મૃત્યુ પામ્યા વિના રહે જ નહિ. માટે તેનો વિચાર તું છોડી દે. બીજી સુંદર છોકરી તારે માટે નક્કી કરવામાં આવશે, તેની સાથે તું પરણજે."

સ્વપ્નમાં મુકુંદ ભગવાન સૂર્યનારાયણને કહેવા લાગ્યો, "પ્રભુ, આપ નારાયણ સ્વરૂપ છો. આપની શક્તિની બહાર કાંઈ નથી. તો કિશોરી વિધવા ન થાય તે હું આપની પાસે માગું છું. આપ જો મારા પર પ્રસન્ન થયા હો તો આ વરદાન આપો."

"મુકુંદ, હઠ શા માટે કરે છે? તને મારા વરદાને કિશોરી કરતાં પણ વધુ સુંદર..."

"ના પ્રભુ," સૂર્યનારાયણને બોલતા અટકાવી મુકુંદે કહ્યું, "જો આપ મારા પર પ્રસન્ન થયા હો તો તે જ કિશોરી મને મળે, ને તે વિધવા ન થાય."

સૂર્યનારાયણે મુકુંદને ઘણો સમજાવ્યો, પણ સૂર્યનારાયણની મહેનત પથ્થર પર પાણી જેવી થઇ. મુકુંદના નિર્ણયનો વિજય થયો. સૂર્યનારાયણને નમતું મૂકવું પડ્યું. તેમણે કહ્યું, "તારી ઇચ્છા પ્રમાણે થશે."

"ભગવાન, દયાળુ." બે હાથ જોડી સ્વપ્નમાં જ મુકુંદ બોલ્યો. ભગવાન સૂર્યનારાયણ અદશ્ય થઈ ગયા. સ્વપ્ન પૂરું થયું.

મુકુંદને જ્યારે ભગવાન સૂર્યનારાયણે સ્વપ્નમાં 'તથાસ્તુ' કહ્યું ત્યારે કિશોરીને પણ સ્વપ્ન આવ્યું. તેમાં તેણે એક છોકરી જોઈ અને માણસ જોયો. એ છોકરી પોતાની સાથેના માણસને કિશોરીને બતાવતી કહી રહી હતી. "આ મારી માતા છે."

"શું કહે છે?" પેલા માણસે પૂછ્યું.

"હા, હા, નાથ, આ કિશોરી માના છે."

"એમ?" પતિ પત્નીને જોતો બોલ્યો, "હું આ કિશોરીના હાથે એક મોટું બલિદાન અપાવીશ. અને તે પછી તેનો વિવાહ થશે"

"બલિદાન?" બોલતી કિશોરી જાગી ઊઠી. તે સાથે જ તેના મનમાં પ્રશ્ન ઊઠયો, "હું જપું છું તે દ્વાદશાક્ષર મંત્ર, વિષ્ણુપૂજા શું કાંઇ જ કામમાં નહિ આવે? શું મારા હાથે પ્રાણી હિંસા થશે? શું મારે માટે નરકનો રસ્તો ખુલ્લો થઇ જશે?"

આ પ્રશ્નના જવાબ તેને મળી શકયા નહિ. એટલે તેણે પોતાની સખી ચંદનાને બોલાવી.

હસતી હસતી ચંદના આવીને પૂછવા લાગી, "બહેનબા, શું છે?"

"બહેન ચંદના, આજ રાતે સ્વપ્નું આવ્યું." કિશોરી ચંદનાને કહેવા લાગી.

"સ્વપ્નું અને તે તને?" ચંદનાએ હસતાં હસતાં પૂછ્યું.

"હા, બહેન." કહી ચંદનાને આવેલા સ્વપ્નાની વાત કિશોરીએ કરી કહ્યું. "આ સ્વપ્નનું ફળ શું હશે?"

ચંદના ગંભીરતાથી જાણે સ્વપ્ન પર વિચાર કરતી હોય તેમ જણાવા લાગી. થોડીવાર પછી બોલી, "બહેન, તુલસી વ્રતના પ્રભાવથી બધું સારું જ થશે. તારું અશુભ થવાનું નાશ પામશે તારો જલદી વિવાહ થશે."

ચંદના આ શબ્દો કહી રહી હતી તે વખતે કૂકડો બોલ્યો.

કિશોરી ચંદનાને વિદાય કરી નાહવા માટે ગઈ. ઉતાવળે ઉતાવળે નાહીને કિશોરી પાછી ફરી. તે વખતે વિલેપી સ્ત્રીનાં કપડાં પહેરી ત્યાં આવીને ઊભો હતો.

કિશોરી તો તેના તરફ જોયા વિના પોતાના પૂજા કરવાના કામમાં લાગી ગઈ. કિશોરીને જ્યારે ફૂલની જરૂર જણાતી ત્યારે તે લાંબો હાથ કરતી. વિલેપી હાથમાં ફૂલ મૂકતો ત્યારે તે કિશોરીના હાથને અડકવા વિચાર કરતો પણ...પણ તે અડકી શકતો નહિ.

એક દહાડો, બે દહાડા, ત્રણ દહાડા થયા. વિલેપી સ્ત્રીના વેશમાં હોવા છતાં પણ તેના મનની ઇચ્છા પૂરી કરી શકતો નહિ.

ત્રીજા દિવસની રાત્રે કનક વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. તેને કશું સુઝતું ન હતું. એ રાત તેણે બેચેનીમાં વિતાવી. સવાર થયું. તે ઊઠયો. ત્યારે રાજાના માણસો ત્યાં આવ્યા હતા. તેમની સાથે વાહનો હતાં. કપડાં હતાં.

એ માણસોમાંથી પ્રધાન રસ્તો કરી આગળ આવ્યો. તે કહેવા લાગ્યો, "શ્રીમાન, સાંભળ્યું છે કે તમારે ત્યાં એક સ્વરૂપવતી કન્યા છે."

"હા ના, છે તો ખરી." કનક જેમતેમ કરી બોલ્યો.

"એ કન્યાની માંગણી રાજકુમાર મુકુંદ માટે કરું છું."

"પણ...પણ..."

"પણ ને ફણ. રાજાની ઇચ્છાને માન આપો, તેમાં જ તમારું કલ્યાણ છે. રાજા કાંઈ અન્યાયભર્યા હુકમ તો કરતા નથી. ને આ તો પ્રેમથી માંગણી કરે છે. જુઓ અત્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મોં ધોવા જતા નહિ. આમ રાજાજી કહેણ ન મોકલાવે, સમજો છો ને?"

કનકે પ્રધાનના શબ્દો સાંભળ્યા. તેણે બહુ વિચાર કર્યા વિના જ હા પાડી દીધી. તેનું મન કહી રહ્યું હતું, "રાજકુમાર મારી દીકરી સાથે પરણવા તૈયાર થાય એવો જોગ ક્યાંથી આવવાનો?"

"જુઓ, લગ્ન પણ જલ્દી લેવાનાં છે. બારસનો દિવસ લગ્ન માટે સારામાં સારો છે. રાત્રે મિથુન લગ્ન છે. છઠ્ઠા ભુવનમાં સૂર્ય અને રાહુ છે. દસમા ભુવનમાં ચંદ્ર છે. અગિયારમે મંગળ છે, નવમે ગુરુ છે. પાંચમા ભુવનમાં બુધ અને શુક્ર છે, ત્રીજે શનિ છે આ બધું જોતાં લગ્નનો સમય સારામાં સારો છે."

"આથી વધારે તો સારું શું હોવાનું હતું? કરો કંકુના." કનકે કહ્યું.

બંને પક્ષો લગ્નની તૈયારીઓ કરવા લાગ્યા.

બારસનો દિવસ આવ્યો.

કનક જોષીના શબ્દોનો વિચાર કરતો હતો. કિશોરી તો વિષ્ણુના દ્વાદશાક્ષરનો મંત્ર જપી રહી હતી. સાંજે ધામધૂમ સાથે વરઘોડો આવ્યો.

આ સમયે કિશોરી તુલસીની પૂજા કરી રહી હતી.

પુરોહિતે કનકને કહ્યું, "કિશોરીબહેન હવે રાજકુમાર સાથે પરણશે એટલે મર્યાદા સાચવવી જોઈએ, પુરુષ વર્ગને દૂર કરવો જોઈએ."

"બરાબર, બરાબર." કનકે કહ્યું ને પુરુષવર્ગને ત્યાંથી દૂર થવા વિનવવા લાગ્યો. પુરુષો કનકના શબ્દો સાંભળી ત્યાંથી દૂર થવા લાગ્યા. રહ્યા માત્ર સ્ત્રીનો વર્ગ અને એ સ્ત્રી વર્ગમાં સ્ત્રીનાં કપડાં પહેરી આવેલો વિલેપી પણ રહ્યો.

બરાબર મધરાતે રાજકુમાર તુલસીની પૂજા કરી રહેલી કિશોરી પાસે ગયો. તે જ વખતે એકાએક મેઘની ગર્જના થવા લાગી. પવન જોરથી ફૂંકાવા લાગ્યો. દીવા ઓલવાઈ ગયા. વીજળી ચમકવા લાગી.

એકાએક આ ઉપદ્રવ થવાથી બધાં ગભરાયાં. રાજકુમાર સૂર્યનારાયણને યાદ કરવા લાગ્યો. કિશોરી વિષ્ણુનો મંત્ર જપવા લાગી ત્યારે વિલેપી અંધકારનો લાભ લઈ કિશોરીના હાથને અડકયો. તે સાથે જ સ્વર્ગમાંથી વજ્ર પડયું. વિલેપી મરણ પામ્યો ને તોફાન શાંત થઈ ગયું.

"રાજકુમાર મરણ પામ્યા છે." તે બહાર વાત ફેલાઈ. બધાં શોક કરી રહ્યાં તે વખતે કોઈએ કહ્યું, "ના, ના, રાજકુમાર મરણ પામ્યા નથી પણ માલણની છોકરી મરણ પામી છે."

આ સમાચાર સાંભળતાં બધાં આનંદમાં આવી ગયાં. કિશોરી અને મુકુંદનાં લગ્ન થયાં. મા તુલસી કિશોરીને ફળ્યાં. તેનાં દુઃખ દૂર કરી રાજરાણી બનાવી.

જે કોઈ સૌભાગ્ય માટે, ધન માટે, વિદ્યા માટે અને સંતાન માટે તુલસી વિવાહ કરશે તેની ઇચ્છા મા પૂરી કરશે. મા તુલસી જેમ તમે કિશોરીને ફળ્યાં તેમ આ વ્રત કરી આ કથા સાંભળનારને ફળજો.

० ః ०

# પ્રકીર્ણ લોકકથાઓ

[ આ વિભાગમાં વિવિધ લોકકથાઓનું સંપાદન કરવામાં આવ્યું છે ]

## વાણિયાની મૂછ

ડૉ. દેવેન્દ્ર રણછોડલાલ મજમુદાર

[ ૧ ]

'વાણિયાની મૂછ નીચી તે નીચી' એનાવાળી આ વાત નથી. અહીં તો વાણિયાની મૂછ કેમ ઊંચી રહી તેની જ વાત કહેવાની છે.

અકબરશાહ નામે દિલ્હીના મશહૂર પાદશાહ થઇ ગયા. એ જાતે હતા તો મુસલમાન, છતાં હિન્દુ અને મુસલમાનને એક નજરે જુએ. એમના દરબારમાં હિન્દુ સરદારોય ખરા ને મુસલમાન સરદારોય ખરા.

એકવાર પાદશાહ દરબાર ભરી બેઠા છે. એક હારમાં હિન્દુ સરદારો અને બીજી હારમાં મુસલમાન સરદારો. પાસે જ ગવૈયાનું ગાયન ચાલી રહ્યું છે. નાટારંભ જામી રહ્યો છે.

ગાયન પૂરું થયું ત્યાં તો પાદશાહે પૂછ્યું : 'સરદારો ! આ દુનિયામાં 'અક્કલ' એ બહુ જ કિંમતી વસ્તુ છે. એ અક્કલનો ખજાનો કયે ઠેકાણે હશે એનો કોઇ જવાબ આપી શકશે ?'

સૌએ એકબીજાની સામે જોયું. થોડીવાર સુધી કોઇ કંઇ બોલ્યું નહીં. આખરે રાજાની આંખ ફરતી ફરતી બિરબલ ઉપર ઠરી. ને એની જ પાસે એમણે જવાબની આશા રાખી.

એટલે બિરબલ સલામ કરી જવાબ આપવા ઊભો થયો : 'જહાંપનાહ ! ખુદાતાલાએ અક્કલનો ખજાનો કોઇ એક જ જગાએ રાખ્યો નથી. પણ અક્કલ બધાંને વહેંચાવાથી, સૌને ભાગે ઓછીવત્તી આવી છે. તો પણ મારા અદના મન પ્રમાણે વાણિયા કોમ પાસે સૌ કરતાં વધારે અક્કલ ગઇ લાગે છે.'

પાદશાહે બીજા સરદારો તરફ નજર ફેરવીઃ 'કેમ, કોઇને એની સામે કાંઇ કહેવું છે ?'

બિરબલ બડો અક્કલમંદ હિન્દુ હતો, અને તેથી પાદશાહનો માનીતો હતો. પરંતુ અદેખા મુસલમાન સરદારોથી તેવો પક્ષપાત જોઇ શકાતો નહીં. એમણે વિચાર કર્યો કે જો આ વખતે આપણે બિરબલને પાછો પાડીએ તો એનો મોભો આ દરબારમાંથી ઘટશે અને આપણી પ્રતિષ્ઠા જામશે.

બધાંએ માંહોમાંહે ચર્ચા કરી, કે 'આપણે તો અત્યાર સુધી એમ જ જાણીએ છીએ કે અક્કલનો ખજાનો આપણા મુલ્લાજી પાસે છે. આપણા દરેક ટંટાનો નિકાલ એ કેવી છટાથી આણી દે છે! વળી કંઇક વાંધા જેવું લાગે છે કે તરત ખુદાની બંદગી કરી ચુકાદો આપે છે; એટલે કંઇ કહેવાપણું રહેતું નથી. ખુદ ખુદા જ તે વખતે આવીને એમને કહી જતા હશે એમ લાગે છે. પછી એમની પાસે અક્કલની શી ખોટ ? તે સિવાય, આપણે ગમે તે જાતની અને ગમે તે બાબતની સલાહ માગીએ છીએ કે તરત જ સફેદ દાઢી હલાવી એનો તડ ને ફડ ચુકાદો આપી દે છે. માટે અક્કલ તો નક્કી વડા મુલ્લાજી પાસે જ વધારે છે.'

એક આગળ પડતા મુસલમાન સરદારે ઊભા થઇ, સલામ બજાવી કહ્યું: 'જહાંપનાહ ! અમને તો એમ લાગે છે, કે અક્કલ તો અમારા વડા મુલ્લાજી પાસે જ વધારેમાં વધારે છે. વાણિયા પાસે વધારે છે એ બિરબલની વાત અમને મંજૂર નથી.'

પાદશાહ કહેઃ 'મારે હવે કોને સાચા માનવા; બિરબલને કે મારા સરદારોને ? આ બાબતનો બરાબર નિકાલ લાવવો જોઇએ. તમારામાંથી હવે જે કોઈ મારી ખાતરી કરી આપશે તેનું હું સાચું માનીશ.'

'ખુદાવિંદ ! આપ આ દરબારમાંથી આ બાબતનો નિર્ણય કરવા 'પંચ' નીમો. અક્કલની શોધ કરવા સારુ જેટલાં નાણાં જોઇએ

તેટલાં મળે એવી પરવાનગી આપો, અને દસ દિવસની મુદત આપો.'

પાદશાહે તો તરત ઉમદા અક્કલવાળા પાંચ સરદારો શોધી કાઢયા. બે હિન્દુ અને ત્રણ મુસલમાન. એમને નિર્ણય કરી આપવાનું કામ સોંપ્યું. ખજાનચીને હુકમ કર્યો, કે આ 'પંચ' જેટલા પૈસા માગે તેટલા તાબડતોબ કાઢી આપવા.

તે પછી દરબાર તો બરખાસ્ત થયો. સૌ પોતપોતાને ઘેર જવા લાગ્યા. મુસલમાન સરદારો ખુશ થયા કે બિરબલનું હવે આવી બન્યું!

પણ બિરબલ ક્યાં કોઇથી ગાંજ્યો જાય એમ હતો? બીજે જ દિવસે સવારે એણે તો પોતાને ત્યાં પંચની મીટિંગ મેળવી.

બિરબલ કહેઃ 'ચાલો ભાઇઓ! આપણે બજારમાં ફરવા નીકળીએ. ત્યાં અક્કલની કસોટીનો પ્રસંગ મળી આવશે.'

દિલ્હી શહેરના ચાંદની ચોકના હારબંધ બજારમાં ચાલતાં ચાલતાં અમલદારી પંચ શરાફ બજારમાં આવી પહોંચ્યું. બિરબલની નજર સરૂપચંદ શેઠની પેઢી પર પડી. પંચને એણે કહ્યુંઃ 'ચાલો ભાઇઓ, સામે દેખાય છે એ શેઠની પેઢી પર પહેલાં આપણે વાણિયાની અક્કલ તપાસીએ.'

પંચના સભ્યો તો સરેડાટ પેઢીનાં પગથિયાં ચઢી ગયા. જોયું તો સરૂપચંદ શેઠ મખમલના ગાદીતકીએ અઢેલીને બેઠા છે. પાસે એમના મોટા મુનીમ ધીમે ધીમે કંઇક વાત કહેતા હોય એમ લાગે છે. સામી બાજુએ ગુમાસ્તાઓ યથાસ્થાને બેઠેલા છે. કોઈ ચોપડા લખે છે, કોઈ કાગળ લખે છે, કોઈ હૂંડીઓ લખે છે, કોઇ પૈસા ગણે છે—એમ સૌ કોઈ કામમાં છે.

સરૂપચંદ શેઠ શરીરે જાડા છે. એમના પેટની ફાંદ ખાસ ધ્યાન ખેંચે છે. ચહેરો સ્વરૂપવાન છે. મૂછો ભરાવદાર છે. મોં પર લક્ષ્મીનું તેજ ચમકારા મારે છે.

શેઠે અમલદાર વર્ગને પોતાને ત્યાં ચઢતાં જોયો, અને તેમના પેટમાં ફાળ પડી. મનમાં જ કહ્યુંઃ 'રાજદરબારનું તેડું આવે ત્યારે

કાં તો ઘરબાર સપાટ મેદાન થઇ જાય, કાં તો માટીનાં નળિયાં સોનાનાં થઇ જાય !'

મોં ઉપર ખૂબ આનંદ દેખાડી શેઠ ઊભા થઈ ગયા. સાત સાત સલામો કરી બધાને આવકાર આપ્યો. આદરપૂર્વક ગાદીતકીએ બેસાડયા પછી શેઠ બોલ્યા, 'અહોહો ! આપનાં પગલાં મારે ત્યાં ક્યાંથી ? આપની કૃપાથી મારે મન આજ તો સોનાનો સૂરજ ઊગ્યો. મારા ગરીબની ઝૂંપડી આજે ખરેખર પાવન થઇ.'

શેઠે તો કઢિયલ કેસરિયાં દૂધ તૈયાર કરાવ્યાં. ચાંદીના કટોરા ભરી ભરી દરેક જણને દીધાં અને પાનબીડાં આપી, હાથ જોડી અતિ નમ્રતાથી ઊભા રહ્યાઃ 'કહો મારા સરખું કાંઇ કામકાજ ? આજે આપને કેમ તસ્દી લેવી પડી ?'

બિરબલે કહ્યુંઃ 'શેઠ ! આપણા પાદશાહને એક નજીવી ચીજનો ખપ પડયો છે—જો તમે આપી શકો તો....'

'એ શું બોલ્યા સાહેબ ! આપી શકવાની વાત જ નથી; એમને માટે કોઇપણ ચીજની ના હોય ? ખુશીથી ફરમાવો.'

બિરબલે ધીમેથી વાત જમાવીઃ 'જુઓ શેઠ ! ઇરાનમાં બાદશાહી લશ્કર અને ઇરાની લોકની વચ્ચે લડાઇ ચાલી રહી છે. એમાં આપણું સૈન્ય એક-બે વખત પાછું હઠી ગયું. પછી કોઈ ઓલિયા મુર્શિદે કહ્યું, કે 'જો વાણિયાની મૂછના વાળનું તાવીજ કરી પાદશાહને પહેરાવવામાં આવે, તો આપણું લશ્કર જરૂર જીતે.'

'ઓહોહો ! એ જ કે બીજું ? સાહેબ ! એમાં તે શી મોટી વાત ? પાદશાહને માટે જ્યારે જોઇએ ત્યારે આપ વિના સંકોચે આ મૂછ લઇ શકો છો.'

'પણ સાંભળો શેઠ ! હમારે મૂછ એમ ને એમ નથી જોઇતી; પૈસા આપીને લેવી છે. તો જ એનો ઇલમ ફળે. માટે પહેલાં એની કિંમત કહો.'

'મૂછની કિંમત?' સરૂપચંદ શેઠને વાતમાં કંઇ ભેદ જણાયો. એમને વહેમ પડયો. એ સાવધ થઈ ગયા. એમને પોતાની શાખ તથા આબરૂ બચાવવાનું ભાન થયું.

શેઠે નમ્રતાથી જવાબ આપ્યો: 'મિરઝાજી! મારાથી તો કંઈ જ કિંમત લેવાય નહિ; છતાં જ્યારે તમે કિંમત જ આપવાની કહો છો ત્યારે હું લાચાર છું. હું જે લખાવું છું તે આપ જરા તસ્દી લઈ નોંધી લ્યો.'

મિરઝાએ તો કાગળ, ખડીઓ અને કલમ પંચના હાથમાં મૂક્યાં; અને શેઠ લખાવે તે લખાવવા તૈયાર થઈ ગયો.

'જુઓ સાહેબ! તમે જાણો છો કે, તેર બ્રાહ્મણ જમાડીને પણ તેરમું કરી શકાય છે. પણ મારા પિતાશ્રી ગુજરી ગયા ત્યારે આ મૂછની આબરૂ સાચવવા, એક મહિના સુધી, મેં ચોરાશી જમાડી હતી. એનું ખર્ચ એટલે મૂછની ખાતરનું ખર્ચ, દશ લાખનું થયું હતું.

'મારા પિતા પાછળ એમની શાખ પ્રમાણે તેમના દીકરા તરીકે મેં જુદે જુદે સ્થળે અન્નક્ષેત્રો ઉઘાડયાં છે. તેને ખાતે પચીસ લાખ ખર્ચ્યાં છે તે પણ આ મૂછને માટે.'

'મારાં માતુશ્રી ગુજરી ગયાં ત્યારે એમની પાછળ ચોરાશી જમાડી અને ઠેકઠેકાણે ધર્મશાળાઓ બંધાવી, વાવ-કૂવા ખોદાવ્યા અને પરબો બેસાડી. તેને ખાતે રૂપિયા પંદર લાખ થયા, તે પણ મૂછને ખાતર જ ને?

'ગયે વર્ષે દુકાળ પડયો ત્યારે લોકોને કામ આપવા તળાવો બંધાવ્યાં; અને પરદેશમાં પણ મારી મૂછની કિંમત રહે તે માટે પરદેશથી વહાણને રસ્તે દાણાદૂણી મંગાવી ખવરાવ્યાં. તેનું ખર્ચ પચીસ લાખ થયું તે પણ આ મૂછને કાજે.'

'મારી આબરૂ દેશ-પરદેશ ચાલુ રહે તે માટે ઠેકઠેકાણે પેઢીઓ ખોલી, તે ચલાવવા રૂપિયા પચાસ લાખ કાઢયા છે તે આ મૂછની ખાતર.'

'દરિયાપારના દેશમાં કબૂતરખાનાં બંધાવવા તથા રોજ દાણા નાખવા પાંચ લાખ રૂપીઆ કાઢયા છે તે પણ મૂછની ખાતર.

'મારો દીકરો પરણ્યો ત્યારે ખુદ પાદશાહને નિમંત્રણ કરી નોતર્યા હતા: અને દસ લાખનું નજરાણું ચરણે ધર્યું હતું. વળી લગ્ન વખતે પચાસ લાખનું ખર્ચ કરવું પડેલું તે પણ આ મૂછની આબરૂની ખાતર.'

'આ સિવાય બીજી નાની બાબતો ઘણી છે, પણ આપ નામદાર આટલાનો જ સરવાળો કરી લેશો તો બસ છે.'

બિરબલે તો સરવાળો કરાવ્યો. ગણતાં ગણતાં ખાસ્સા બે કરોડ ને પંદર લાખનો આંક આવ્યો. પંચે તે મંજૂર કર્યો. એટલે ખજાનચીને હુકમ મળતાં જ સરકારી ખજાનામાંથી એટલી કિંમતની સોના-મહોરો સરૂપચંદ શેઠને ત્યાં આવી ગઈ.

શેઠે પણ તાંબાને પતરે કોતરોવી આપ્યું કે 'આજથી આ મૂછ મારી નહીં, પણ પાદશાહની છે.'

તાંબાનું પતરું લઈ 'પંચ' પાછું ફર્યું. બીજે દિવસે મુલાજીની પરીક્ષા કરવાનું રાખ્યું.

(૩)

બીજા દિવસની સવારથી પંચના મુસલમાન સભ્યોનો ઉમંગ હૈયામાં માતો નથી. એમ હોંશમાં ને હોંશમાં સાંજ પડવા આવી. તે વખતે બિરબલ સહિત આખું 'પંચ' ભેગું થઈને નીકળ્યું. જુમ્મા મસ્જિદમાં વડા મુલાજી વાએઝ કરી પરવારી, નમાઝ પઢી, હાથમાં માળા લઇ, ખુદાનું નામ લેતા બેઠા છે.

ત્યાં પંચના અમલદારોની સવારી આવી પહોંચી. મુલાજીએ એમને દૂરથી આવતા જોઈ, આંખ મીંચી, દાઢી હલાવી, વધારે ધ્યાનમગ્ન થવા માંડયું. મનમાં આનંદ પામ્યા કે અમલદારોને પણ મુલાજી પાસે કંઈક સલાહ લેવા આવવું પડયું છે.

પંચમાં નિમાયેલા મુસલમાન સરદારો, મુલ્લાજીને પૂજ્યભાવથી અદબભેર જોઈ રહ્યા. પછી થોડીવારે પાસે આવી ધ્યાનમાંથી એમને જગાડયા. મુલ્લાજીએ બેઠે બેઠે જ બધાને આવકાર આપ્યો, અને હાથ વડે નીચે બેસવા ફરમાવ્યું. નીચે મસ્જિદની છોબંધની જમીન હતી. એટલે પોતાની નીચે નમાઝ પઢવાને રાખેલો કપડાનો કકડો હતો તે મુલ્લાજીએ બેસવા કાઢી આપ્યો. પછી પૂછયું : 'બોલો ખાં સાહેબ! આપને મારું શું કામ પડયું છે?'

બિરબલે પાછી પેલી ઈરાનની લઢાઇની વાત કરી. વધારામાં જણાવ્યું કે ઓલિયા મુર્શિદનું કહેવું થયું છે, કે મુલ્લાજીની દાઢીના વાળનું તાવીજ કરી પાદશાહને પહેરાવવામાં આવે તો આપણું લશ્કર જરૂર જીતે.'

મુલ્લાજી વિચારવા લાગ્યા : 'અય પરવરદિગાર! દાઢી એટલે તો ખુદાનું નૂર! દાઢી એ પવિત્ર ચીજ છે. દાઢી વગર તો સાચો મુસલમાન નાપાક થઇ જાય. દાઢી વગર મારી વાયેઝ કોઈ સાંભળશે નહીં. ખુદા પણ મારી બંદગી સાંભળશે નહીં.' આમ વિચારી કહ્યું : 'લાચાર છું. દાઢી તો મારાથી નહીં જ અપાય.'

બિરબલે કહ્યું : 'પણ મુલ્લાજી, દાઢી એમ ને એમ નથી જોઇતી. એના તમે જેટલા દામ માગશો તેટલા તમને બાદશાહ સલામત તરફથી હમણાં ને હમણાં જ આપવામાં આવશે. દાઢીનું તમે શું મૂલ લેશો તે કહો. પાદશાહને જરૂર છે એટલે ના કહેશો તો પણ હમારે લઇ જ જવી પડશે. માટે જે દામ જોઇએ તે માંગી લ્યો.'

મુલ્લાજીએ ફરી વિચાર કર્યો, 'ના કહીશ તોયે દાઢી લઈ જશે ત્યારે લાવ, પૈસા લઈને આપી દઉં. પણ દાઢીના કેટલા દામ લેવાય? હા, હા, એટલા બધા પૈસા માગું કે આ લોકો આપવાની ના કહે. એટલે આપોઆપ દાઢી બચી જશે, અને માગીશ એટલા પૈસા આપશે તો બંદા પૈસાદાર થઇ જશે. મારી બીબી રોજ બલૈયા ઘડાવી આપવાનું કહે છે, અને નાણાંની તંગીને લીધે હું ના કહું છું; એટલે

રોજ કજિયો થાય છે. ત્યારે આજે ઠીક લાગ આવ્યો છે. એને બલૈયાં તો શું પણ બધાં જ ઘરેણાં થાય એમ કરું.'

મુલ્લાજીએ મનમાં હિસાબ ગણવો શરૂ કર્યો. 'જાણે બ્રાચુસો રૂપિયાનાં બલૈયાં, પાંચસોનો ગળાનો હાર, પાંચસોનાં કાનનાં ઘરેણાં, પાંચસોમાં નાકની વાળી તથા પગનાં ઘરેણાં બન્ને આવે; તે ઉપરાંત બીજા પાંચસો વધારાના માગું.

'પછી બકરી વગર દૂધબૂધની તકલીફ પડે છે તે સો રૂપિયાની બકરીઓ લઇ આવું; અને પચીસ રૂપિયાનાં મરઘડાં. ઘરનું છાપરું ભાંગી ગયું છે અને ભીંત પડવા આવી છે, ત્યારે પાંચસો રૂપીયા ઘર બાંધવા ખાતે માગી લઉં.

'પછી તો હું પૈસાદાર અને આબરૂદાર કહેવાઇશ; એટલે મોટા દીકરાના લગ્નમાં હજાર રૂપિયા તો વાપરવા પડશે, એટલે એકંદરે લગભગ ચાર હજારનો અડસટ્ટો થયો. તેને બદલે, તેનાથી લગભગ ડબલ પૈસા માગું, એટલે એ લોકો એક દાઢી માટે એટલા બધા પૈસા આપવાની ના જ કહેશે.'

મુલ્લાજીએ એકસામટો અડસટ્ટો કાઢી જાહેર કર્યુ: 'મારી દાઢી તો ઘણી પાક અને ખૂબ કિંમતી છે. એ જો આપ સાહેબોને જોઈતી જ હોય તો એના દસ હજાર રૂપિયા આપવા પડશે.' મુલ્લાજીએ બીતે બીતે વધારીને દસ હજાર કહ્યા.

પંચે વાત તત્કાળ કબૂલ રાખી. મુલ્લાજીએ ન કલ્પેલું બન્યું. સિક્કો સહી થયો. ખજાનચીને હુકમ થતાં, મસીદમાં ને મસીદમાં જ તત્કાલ દસ હજાર રૂપિયા પહોંચાડવામાં આવ્યા.

મુલ્લાજી તો ખુશ ખુશ થઇ ગયા. હજામને બોલાવી તરત ને તરત દાઢી બોડાવી આપી. ગિરજાએ મશરૂના કપડામાં તે વિંટાળી લીધી અને પૅક કરી, ઉપર સીલ લગાડી, સરકારી તિજોરીમાં મૂકી રાખવા મોકલી આપી.

'પંચ' યથાસ્થાને ગયું અને મુલ્લાજી હરખભેર મહોરોનું પોટલું બાંધી ઘેર ગયા.

બીબીએ દૂરથી મુલ્લાજી જેવું કોઈ આવતું દીઠું, પણ સિકલ પર દાઢી ના જોવાથી બીબી મુંઝાયાં. દાઢી બોડાવેલી વિચિત્ર સિકલ જોતાં જ બીબીના ગુસ્સાનો પાર રહ્યો નહીં, 'આમ કેમ? હાય હાય, આ શું? દાઢી–ખુદાનું નૂર ક્યાં ગુમાવ્યું? તેને શું બોડાવી નાખી? મહજબનું આવું ભયંકર અપમાન?'

સામેથી મુલ્લાજી ખાંધે કોથળીનો ભાર ઊંચકતા ઊંચકતા હરખભેર કૂદતા અને નાચતા આવે છે. બીબીને કેવો ખુશ ખુશ કરી દઈશ એ વિચારે ભાર પણ જણાતો નથી. ત્યાં તો બીબી આંગણામાં સામા આવ્યાં, અને છાતી–માથું કૂટ્યાં.

મુલ્લાજી તો આભા બની ગયા. નજીક આવી પૂછ્યું: 'અરે, પણ છે શું? હું તો જીવતોજાગતો છું. માથાં કૂટવાની શી જરૂરત? તારે માટે બલૈયાં, હાર, વાળી, સાંકળાં અને બધું ઘણું લાવ્યો છું.'

'મૂવાં તમારાં બલૈયાં અને મૂવા તમારા પૈસા! પહેલાં કહો કે આ દાઢી ક્યાં મૂડાવી આવ્યા? કંઈ નહીં ને ખુદાનું નૂર? હવે ગામમાં મોં કેમ દેખાડીશું? તમારી અક્કલ ક્યાં ગીરે મૂકી હતી?'

'અરે બીબી! જરા સાંભળો તો ખરા. આ તો બાદશાહને ત્યાંથી દાઢી ખરીદવા આવ્યા હતા અને બદલામાં દસ હજાર રૂપિયા આપતા ગયા છે. આજથી આપણે માલદાર બની ગયાં છીએ.'

'ખુદાનું નૂર વેચીને પૈસાદાર? આવી પવિત્ર ચીજ વેચીને ઘરેણાં? એ આપણે ના જોઈએ જાઓ, હમણાં ને હમણાં એ દાઢી પાછી લઈ આવો અને આ પૈસા પાછા આપી આવો. તે વગર ઘરમાં પેસવા દેવાની નથી.'

'આ બોજો તો ઘરમાં મૂકવા દે. મારી કેડો દુઃખી થઈ છે.' કહી મિયાં ઘરમાં ભરાયા. બીબીએ જોયું કે મિયાં માનતા નથી; એટલે એણે અને એના દીકરાએ બૂમરાણ મચાવી મૂક્યું.

'જાઓ, હમણાં ને હમણાં દાઢી પાછી લઈ આવો. જોઈએ તો આ બકરી વેચીને ઉપર પાંચ રૂપિયા ઘરના ઉમેરીને પણ પૈસા પાછા આપી આવો.'

મુલ્લાજી ઉપર ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. બિચારા નીચું મોં ઘાલી, આંખેથી આંસુ પાડી રહ્યા છે. પણ બીબીના ધાર્મિક ઝનૂન આગળ મુલ્લાજીની કાંઈ પણ વિસાત ન રહી. આજે એમની પંડિતાઈ જાણે પાણીમાં પેસી ગઈ. અને એ તો પાણીથી પાતળા થઈ ગયા. કાપે તો શરીરમાંથી લોહી પણ ન નીકળે તેવા એ ઢીલકાઈ ગયા.

આખરે મિયાંએ દાઢી પાછી લઈ આવવાનું કબૂલ્યું, ત્યારે બીબી ટાઢા પડ્યાં ધર્મ-ધુરંધર સ્ત્રીથી મુલ્લા મનમાં ખૂબ નારાજ થયા. પણ શું કરે? રણચંડી આગળ કોનું ચાલે?

એમ લુપાવવા બુકાની બાંધી મુલ્લાજી જવા તૈયાર થયા. દીકરો બકરી વેચીને પાંચ રૂપિયા લઇ આવ્યો. તે દસ હજાર રૂપિયામાં ઉમેરી, કોથળી ખભે મૂકી, જેમ તેમ ચાલતા થયા. મુલ્લાજીએ બિરબલને પોતાની આપવીતી કહી સંભળાવી. પછી ખૂબ આજીજી કરી કે 'આ પાંચ રૂપિયા ઉપર વધારેના લઇને પણ મારી દાઢી મને પાછી આપો અને આ રૂપિયા લઈ લ્યો.'

બિરબલ કહે: 'મુલ્લાજી! હવે દિલગીર છું. દાઢી તો સરકારી ખજાનામાં મુકાઈ ગઈ છે. હવે કેમ નીકળી શકે? બોડાવેલી દાઢી હવે ચોંટશે ખરી? છતાં તમારે જોઈતી હોય તો આવતી કાલે દરબારમાં આવી અરજ કરજો, એટલે હું તે પાછી અપાવવા કોશિશ કરીશ.'

આ સાંભળી મુલ્લાજી ઘેર પાછા આવ્યા. એમની રાત કેવી ગઇ હશે તે તો કલ્પી લેવા જેવું છે.

[ ૪ ]

બીજે દિવસે બરાબર દરબાર ભરવાનો વખત થયો. મુલ્લાજી બિચારા મોઢે બુકાની બાંધી, લપાતા-છુપાતા દરબાર આગળ આવી

પહોંચ્યા. દરબાર ભરાયો એટલે હિમ્મત આણી દરબારમાં પેઠા, પણ આગળ જવા દિલ ચાલ્યું નહિ; એટલે જોડા આગળ જ મોં સંતાડી બેઠા.

દરબારનું કામકાજ શરૂ થયું એટલે બિરબલે અક્કલ વિષે વાત છેડી. પોતે કેવી રીતે મૂછ તથા દાઢી ખરીદી હતી તે પણ કહ્યું. પાદશાહે ફરમાવ્યું: 'બોલાવો એ વાણિયાને અને મુલ્લાજીને.'

સરૂપચંદ શેઠને બોલાવવા પાલખી મોકલમાં આવી. તેમાં બેસી શેઠ દાઠબંધ આવી પહોંચ્યા. મુલ્લાજી તો આવેલા જ હતા.

બાદશાહે બન્ને જણને માનપૂર્વક આગળ બેસાડયા. મુલ્લાજી અધીરા થઇ ગયા હતા. એટલે બેઠક લેતા લેતામાં રડી પડયા. પાદશાહે તેનું કારણ પૂછ્યું ત્યારે બિરબલે એમના દુઃખની બધી વાત વિગતવાર કહી સંભળાવી, તથા દસ હજાર ને પાંચ રૂપિયા લઇ દાઢી આપવાની એમની અરજ પણ કહી સંભળાવી.

બાદશાહે મૂછમાં હસી અરજ માન્ય રાખી; અને દાઢી પાછી આપવા હુકમ કર્યો. તે લઈ મુલ્લાજી સલામ ભરી ત્યાંથી, ઘર તરફ રવાના થઇ ગયા. તેમને તો થયું કે ધરતી માર્ગ આપે તો સમાઇ જઉં, તેથી આવું નાપાક મોં કોઇને બતાવવું ન પડે.

મુસલમાન સરદારોનાં મોં પણ પડી ગયાં, પણ માંહોમાંહે કહેવા લાગ્યા: 'મુલ્લાજીકી દાઢી ઉતકે ઘર કટવાઈથી, લેકિન સાલે બનિયેકી મૂછ દરબારમેં કટેગી.'

હવે શરત પ્રમાણે શેઠ પાસે મૂછની માગણી થઇ. શેઠ કહે: 'તૈયાર છું ખુદાવિંદ!'

રાજવાળંદને બોલાવવામાં આવ્યો. હજામે તો શેઠને બાજુ પર લઇ જઇ. અસ્ત્રો પટ પટ બોલાવી, પહેલી દાઢી બોડી નાખી, પછી મૂછને જ્યાં હાથ અડકાડવા જાય છે, ત્યાં તો શેઠે હજામને તમાચો ખેંચી કાઢયો. દરબારમાં હાહાકાર થઇ ગયો. બાદશાહ પણ પોતાના માનીતા હજામની ખાતર ગુસ્સે થયેલા દેખાયા. બિરબલ પણ

ગભરાયો; પણ એને વાણિયાની અક્કલ પર શ્રદ્ધા હતી એટલે સ્વસ્થ થઇ ગયો.

શેઠે ગંભીર થઇ કહ્યું : 'જહાંપનાહ ! બેઅદબી માફ કરશો, પણ વાળંદ શું કરતો હતો તેની તેને ખબર ન રહી; એટલે મારે મારવો પડયો. મેં તાંબાના પતરા પર શું લખી આપ્યું છે તે આપ વાંચી લ્યો.'

'હું મૂછ વેચી ચૂકયો છું. એ તો લખી આપ્યું તે દિવસથી બાદશાહ સલામતની મૂછ છે, એ મૂછ મારી નથી; અને બાદશાહ સલામતની મૂછ મૂંડાય ખરી ? એટલી પણ અક્કલ એને ન આવી ?'

બધા ચૂપ થઈ ગયા. બાદશાહને પણ એ વાત માન્ય રાખવી પડી. શેઠની અક્કલ જોઈ એ ખુશ થઈ ગયા અને કંઇ ઇનામ માગવા કહ્યું.

શેઠ કહે, 'મારે ઇનામ શું કરવું છે ? મારે તો આપની મહેરબાની જોઇએ. પણ એક વાત સાંભળવા કૃપા કરો. જે મોઢા પર બાદશાહની મૂછ ફરકે છે, એ મોઢું પણ બાદશાહનું કહેવાય ને ? એટલે એ મોઢાને બાદશાહને લાયકનો જ ખોરાક આપવો જોઇએ. અમે તો ગરીબ માણસ; રોટલો ને ઓટલો ખાનારા. પકવાન મળે એવો કંઈ બંદોબસ્ત કરાવી આપવા વ્યવસ્થા કરાવશો.'

બાદશાહે શેઠને એક વંશપરંપરાની જાગીર લખાવી આપી; અને ભરદરબારમાં નગરશેઠનો શિરપાવ આપ્યો. પોતાના રાજ્યમાં આવા અક્કલવાળા માણસો પડયા છે એ જાણી બાદશાહને આનંદ થયો. પાદશાહને પૂરી ખાતરી થઇ ગઇ કે વાણિયામાં જ અક્કલ વધારે પ્રમાણમાં હોય છે.

*

## નાળિયેરનું ઝાડ

( બ્રહ્મદેશની લોકકથા )

**શ્રી. મંજુલાલ મજમુદાર**

સેંકડો વર્ષો પરની વાત છે. એક તરાપો તણાતો તણાતો બ્રહ્મદેશને કિનારે આવતો હતો. તરાપા ઉપર ત્રણ માણસ મુશ્કેટાટ બાંધેલાં દેખાતાં હતાં. આ તરાપાને કિનારા પર લાવવામાં આવ્યો. ત્રણેને છોડયા અને તેમને રાજા પાસે લઇ ગયા.

રાજા ઘણો વિચક્ષણ હતો. ત્રણે જણને એણે તેમના દેશ, ગામ, તથા ધંધા સંબંધી પૂછપરછ અને તેમને શા માટે આમ તરાપા સાથે બાંધવામાં આવ્યા હતા તે પણ પૂછ્યું.

તેમણે વિનયથી કહ્યું. "સરકાર, અમને દેશનિકાલ કરવામાં આવ્યાં હતાં; કારણ કે અમે ગુનેગાર હતાં. હવે અમારે કોઇનો આધાર નથી !"

એમાંનો એક ચોર હતો; બીજી કામણટુમણ કરનાર સ્ત્રી હતી. અને ત્રીજો માણસ તોફાની અને ભાંજગડિયો હતો. એનું મુખ્ય કામ, કોઇક ઠેકાણે તોફાન ઊભું કરવું, અને લોકોમાં તે માટે ગેરસમજ ઊભી કરી, તેમને લડાવી મારવા-તે હતું.

રાજાએ ઘડીભર વિચાર કર્યો; અને પેલા ચોરને બ્રહ્મદેશમાં આશરો આપવાનું નક્કી કર્યું. તેને ઝૂંપડી બાંધી આપી; અને થોડીક સોનામહોર આપી ગૃહસ્થ તરીકે જીવવાની એને તક આપી.

લોકોને આથી નવાઇ લાગી. રાજાએ તેમને સમજાવ્યું, "આ માણસ ચોર બન્યો; કારણ કે એ ખૂબ ગરીબ હતો; અને, ભૂખ્યો માણસ કયું પાપ નથી કરતો ?

હવે એ પોતાના પેટિયા માટે, મહેનત કરશે; અને સારા નાગરિક તરીકે જીવવાનું શરૂ કરશે "

લોકોને હતું કે ચોરને તો ઠીક; પરંતુ પેલી કામચુટુમચુ કરનારી સ્ત્રીને તો જરૂર એ ગરદન મારશે.

પરંતુ, રાજાએ તો એને પણ ચોરની જેમ આશરો આપ્યો. રહેવા ઝૂંપડી આપી; અને ઘર ચલાવવા થોડુંક ધન આપ્યું. રાજાએ કહ્યું. "આ બાઈ; કામચુટુમચુ કરીને જીવે તેમાં એનો વાંક નથી. એ બિચારી ગરીબ હતી. એને ધનવાનો અને સુખી લોકોની અદેખાઈ આવતી. તેમના સુખથી એ બળી જતી; અને તેથી ભોળા લોકોમાં ભય ઊભો કરી, કામચુટુમચુથી એ પેટ ભરતી; હવે અહીં એને પેટપૂર ખાવાનું મળશે. એટલે, એને સુખી લોકોની અદેખાઇ અને ઇર્ષ્યા કરવાની રહેશે નહિ. એ પોતાનો ભૂતકાળ ભૂલી જશે; અને ખરા પરસેવાનું કમાઇને હવે જીવશે."

પરંતુ રાજાએ ત્રીજા માણસને તો તરત જ ફાંસીએ લટકાવવાનો હુકમ કર્યો: એણે કહ્યું, "આવો તોફાની અને ભાંજગડિયો માણસ તો જિંદગીભર લોકોની પંચાત કર્યા કરશે: અને બીજાને હેરાન કરીને પેટ ભરવાનો પ્રયત્ન કરશે એટલે, જ્યાંસુધી એ જીવતો રહેશે ત્યાંસુધી, લોકોની શાંતિ હણાઈ જશે; અને એ જીવશે ત્યાંસુધી એના ભયથી, લોકોના ત્રાસનો પાર નહિ રહે!"

સિપાઇઓ એને બંદીખાનામાં લઈ ગયા; અને તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. પરંતુ બીજે દિવસે કેદખાનાના દરોગાએ એક વિચિત્ર વસ્તુ જોઇ. પેલા ભાંજગડિયાનું માથું ચણીપરથી ધીમે ધીમે નીચે ગબડી રહ્યું હતું. એ માથાનું મોં, એકાએક ખુલ્યું; અને એ બોલ્યું, "જાવ, તમારા રાજાને કહો કે તે મારે શરણે આવે. નહિ તો એને હું મારી નાંખીશ."

દરોગો, દોડયો દોડયો રાજા પાસે ગયો; અને આ વિચિત્ર તથા અદ્ભુત, છતાં, ભયપ્રેરક વાત, રાજાને કહી; અને જે જોયું હતું તે વર્ણવ્યું. દરોગો તો ભયથી થરથર ધ્રૂજતો હતો.

રાજાને થયું, 'દરોગા જૂઠું બોલે છે.' તેથી તેની સાથે પોતે

બંદીખાના તરફ ગયા. જગા પર જઈને જુવે તો બધું શાંત છે! પેલું માથું જ્યાં પડ્યું હતું ત્યાં જ સ્થિર થઈને પડ્યું હતું. ન બોલે કે ચાલે!

રાજાને આ વાત બનાવટી લાગી. 'દરોગાએ પોતાને બનાવ્યો હતો' એમ એને નક્કી લાગ્યું. ક્રોધમાં ને ક્રોધમાં તેણે દરોગાનું માથું એકદમ ધડથી જુદું કરાવ્યું!" આ બધું એની આંખો સામે જ થયું.

પરંતુ, એટલામાં પેલું ભાંજગડિયાનું માથું ફરીથી હાલવા લાગ્યું. અને બોલ્યું. "જો રાજા, હું તો મરી ગયો છું; છતાં મેં મારો ભાંજગડ કરવાનો સ્વભાવ હજી મૂક્યો નથી. મારે લીધે જ તમારા માણસનો જીવ ગયો છે!"

રાજા તો આ સાંભળીને ખૂબ દુઃખી થયો; અને બહુ પસ્તાયો. મરનાર માટે તેને ભારે ખેદ થયો.

આખરે રાજાએ એક ઊંડો ખાડો ખોદાવ્યો; અને તેમાં પેલું ભાંજગડિયાનું માથું દાટી દેવામાં આવ્યું.

બીજે દિવસે તે જગા ઉપર એક ઊંચું ઝાડ ઊગ્યું. તેની ટોચ ઉપર એક અવનવું ફળ લટકવા લાગ્યું; અને તે બરાબર પેલા ભાંજગડિયા માથાના જેવું જ દેખાયું!

આ ઝાડ તે જ "**નાળિયેરીનું ઝાડ**" જે આપણે રોજ જોઈએ છીએ.

બ્રહ્મદેશમાં આ ઝાડનું નામ "**ગ્યોકબી**" એટલે "**તોફાની**" એવું પડેલું છે; અને આજે પણ, એ ફળ આપણા કાન પાસે લઈ જઈએ તો તેમાંથી એક ઝીણો ગણગણાટ સંભળાય છે. તેમાંનું પાણી હાલે છે અને અવાજ થાય છે, પોતે મરી ગયા છતાં, એ અવાજ પેલા તોફાની માણસનો જ અવાજ છે. એણે બોટો ગણગણાટ કરવાનું હજી પણ મૂક્યું નથી!

* * *

## ચંદ્રાશા રાજા અને વાઘેલા રાણી

સંપાદક :

શ્રી. રેવાબહેન તડવી

કુકસ નગરનો એક રાજા હતો. ચંદ્રાશા તેનું નામ. તેને વાઘેલા નામની એક રાણી હતી.

રાજાની રાણી રોજ ફરવા જતી હતી. તેને અને એક બ્રાહ્મણને ભાઈબંધી હતી. રાજાના બાગ પાસે એ બ્રાહ્મણ રહેતો હતો. બ્રાહ્મણ મોટો જાદુગર હતો. રાણી તેની પાસે 'વિદ્યા'[1] શીખવા જતી.

રાણી તો શીખવા જાય ને પેલા બ્રાહ્મણ સાથે ખાઇ પીને મઝા કરે. રાજાને એક દિવસ તેની ખબર પડી.

રાજાને આ વાતની જાણ થઇ ગઈ છે, એ રાણીના જાણવામાં આવ્યું. એક દિવસ રાણીએ પેલા બ્રાહ્મણને કહ્યું: 'મહારાજ! હું અહીં આવું છું તેની રાજાને ખબર પડી ગઇ છે. માટે મને દોરો મંત્રી આપો. એ દોરો હું રાજાને પગે બાંધી દઉં એટલે રાજાને કશી ખબર ન પડે.'

બ્રાહ્મણ કહે: 'સારું. લો, આ દોરો. રાજાના પગે બાંધી દેજો.'

રાણી તો દોરો લઈને ઘેર આવી. બીજે દિવસે રાજા સૂવા પડ્યો. રાજા ઊંઘમાં છે એમ માનીને રાણીએ રાજાને પગે દોરો બાંધી દીધો. રાજાના શરીર ઉપર હાથ મૂકી જોયો. રાજા જાગતા તો નથીને? અને પછી રાણી બાગમાં ગઇ, રાજાની દાસીએ આ દોરો જોયો. તેણે દોરો છોડી લીધો. ને રાજાને વાત કરી: 'રાજાજી! આપણી રાણી પેલા બ્રાહ્મણ સાથે જવાની છે.'

રાજા તૈયાર થઈને બાગમાં ગયો. ત્યાં રાણી અને પેલા બ્રાહ્મણ વચ્ચે થતી વાતચીત સાંભળી. બ્રાહ્મણને એના 'જજમાનની'[2] છોકરી પરણાવવા જવાનું હતું.

---

૧. મંત્ર-મંત્રવિદ્યા. ૨. યજમાન

રાણી કહે: 'હું સાથે આવીશ.'

બ્રાહ્મણ કહે: 'સારું. તમારી તો ત્યાં જરૂર પડશે જ.'

રાણી અને બ્રાહ્મણ જવા માટે તૈયાર થયાં. રાણી દરવાનને કહે છે: 'હે દરવાન! દરવાજો ખોલો.'

દરવાન કહે: 'આ દરવાજો હમણાં નહિ ખૂલે, સવારે સાત વાગ્યે ખૂલશે.'

રાણી કહે: 'હે દરવાન! તને મારો એકાવન રૂપિયાનો હાર આપું છું. તું દરવાજો ખોલ.'

દરવાન કહે: 'દરવાજો હમણાં નહિ ખોલાય. રાજાનો હુકમ છે કે દરવાજો રાત્રે ખોલવો નહિ. માટે દરવાજો નહિ ખોલાય.'

રાણી તો નિરાશ થઈ. બાગની વાડ કરી હતી તેની ઉપર થઈને રાણી બહાર ગઈ. રાજા પણ એ રસ્તે થઈને છાનોમાનો બહાર ગયો.

પેલા બ્રાહ્મણે સુથારને બોલાવ્યો. બ્રાહ્મણ કહે: 'હે સુથાર! આ વડના થડને કોચીને એક બેઠક બનાવી દે.'

સુથાર તો મંડ્યો. તેણે વડના થડમાં બેઠક બનાવી દીધી. ઢાંકણું બંધ કરીએ તો કોઈને ખબર પણ ન પડે. જાણે વડનું થડ કોઈએ કોચ્યું જ નથી!

બ્રાહ્મણ કહે: 'રાણી! આજે આપણે ખૂબ દૂર જવાનું છે. સાઠ ગાઉ જતાં થાય અને સાઠ ગાઉ આવતાં થાય. આપણે બેસવા માટે થડમાં બેઠક બનાવી છે. ચાલો આપણે બેસી જઈએ.'

'સારું' કહીને રાણી બ્રાહ્મણ સાથે બેસી ગઈ.

રાજા પણ છાનોમાનો વડ ઉપર બેસી ગયો.

બ્રાહ્મણે મંત્ર ભણીને આખો વડ અદ્ધર ઊડાડ્યો. સરરર કરતો વડ ઊડ્યો.

વડ ઊડતો ઊડતો પેલા જજમાનના ગામના ઝાંપે આવ્યો. બ્રાહ્મણ અને રાણી વડમાંથી નીકળીને જજમાનને ઘેર ગયાં. તેમને જવા દઈને રાજા પણ તેમની પાછળ ગયો.

ગામને ઝાંપે પેલા જજમાનની છોકરીની જાન આવી હતી. વરરાજા પગે લૂલો લંગડો હતો, ને આંખે કાણો પણ હતો. આવા વરની સાથે છોકરી નહિ પરણે એવી વરના બાપને બીક લાગી એટલે તે ભાડૂતી વર ખોળવા લાગ્યો. આ વખતે જ પેલો રાજા પણ ત્યાં જઇ ચઢયો.

રાજાને જોઈને પેલો વરનો બાપ કહેઃ 'હે ભાઈ! તું ભાડૂતી વર થઇશ? હું તને ત્રણસો રૂપિયા આપીશ.'

રાજા કહે: 'હા, હું થઇશ.'

પેલા ખરા વરનો વેશ ઉતારીને રાજાને આપ્યો. રાજાએ તે પહેરી લીધો. અને જાનમાં બેસી ગયો. ખરા વરને ઘરમાં ઘાલી મેડા ઉપર ચડાવી દીધો.

સામૈયું થયું. વરને માંડવે આણ્યો. હવે વરને પોંકવા[1] કોણ જાય? કોઇ જાય તેવું ન હતું. બ્રાહ્મણ સાથે જે રાણી હતી, તે માથે મોડ મેલી વરને ચાંલ્લો કરવા આવી.

ચાંલ્લો કરી રહી રાણી બોલીઃ 'તમારું અમર જોડું રહેજો, જેવો જોઈતો હતો, તેવો વર મળ્યો છે.'

પેલી છોકરીને ચોરીમાં પધરાવી. બંનેને પરણાવ્યાં. પરણી રહ્યાં એટલે ઘરમાં લઇ ગયાં. ઘરમાં બેઠાં બેઠાં રાજાએ કન્યાના પાનેતર ઉપર લખ્યુંઃ

> કુકસનગરનો રાજિયો ચંદ્રાશા મારું નામ,
> ચેતવું હોય તો ચેતજો ને આવજો કુકસ ગામ.

પછી છેડા છોડી નાખ્યા. ભાડૂતી વરને ઉતારે લઈ ગયા. રાજાએ વરના બાપ પાસેથી ત્રણસો રૂપિયા લઇ લીધા. ને રાજા પોતાને ગામ ચાલી પડયો.

રાણી ઘરમાં વિચાર કરે છે, જાણે મારો રાજા જોઈ લ્યો. મારા રાજા જેવો જ આ કન્યાને વર મળ્યો છે.

---

1. પોંખવા.

આ બાજુ રાજા ઘેર આવ્યો. દાસીને બોલાવી દાસીને કહ્યું : 'પેલો દોરો મારા પગે બાંધી દો.'

દાસીએ દોરો બાંધી દીધો. રાજા માથે મોઢે ઓઢીને સૂઈ ગયો. પણ પેલું હાથે બાંધેલું મીંઢણ[1] અને કંકુચોખાનો ચાંલ્લો ભૂંસવાનું ભૂલી ગયો. રાજા તો તેવોને તેવો સૂઈ ગયો.

× × ×

બધું પરવારીને બ્રાહ્મણ અને રાણી પાછાં આવ્યાં. રાણી પોતાના મહેલમાં આવી. રાજા ઊંઘે છે કે જાગે છે તે જાણવા રાણી ગઈ.

રાજા પલંગમાં ઊંઘે છે. પગે પેલો મંત્રેલો દોરો જોયો. રાણીને પાકી ખાતરી થઈ કે, રાજાને કશી ખબર પડી નથી. પણ રાજાના હાથ ભણી નજર જતાં જ રાણી ચમકી. હાથે મીંઢણ અને કપાળે કંકુનો ચાંલ્લો જોયો. રાણી તો થરથર કંપે છે. તેના પેટમાં ધ્રાસકો પડયો. નક્કી રાજા બધું જાણી ગયા છે. સવારે મારા રાઈ રાઈ જેવા ટુકડા કરી નાખશે. માટે ચાલ મને જવા દે, એવો વિચાર કરી રાણી બ્રાહ્મણ પાસે ગઈ.

રાણી કહે : 'હે મહારાજ ! મારા ધણીએ રાતની બધી વાત જાણી લીધી છે. રાત્રે જે વર હતો તે મારા રાજા જ હતા. હવે શું કરશું ?'

બ્રાહ્મણ કહે : 'હે રાણી ! તમે ગભરાશો નહિ. આ દોરો આપું છું, એ રાજાના પગે બાંધી દેજો, એટલે રાજા ઘુવડ બની જશે.'

પેલી રાણી દોરો લઈને આવી ને તરત જ રાજાના પગે બાંધી દીધો. રાજા ઘુવડ બની ગયો. તરત જ તે જંગલમાં ઊડી ગયો.

પછી પેલી રાણી અને બ્રાહ્મણ મહેલમાં રહે છે. બેઉ રાજ કરે છે. રાણીએ રાજમાં ઢંઢેરો પીટાવ્યો : 'જો કોઈ ચંદ્રાશા રાજાનું નામ લેશે તેને અવળી ઘાણીએ ઘાલીને પીલી નાખવામાં આવશે.'

× × ×

---

[1] મીંઢળ.

પેલી કન્યા દૂધનો પ્યાલો લઈને પોતાના ઘર પાસે મેડે જાય છે. જાંઈને જુએ છે તો લૂલો લંગડો, આંખે કાણો વર જોયો! અરે રાતવાળો વર ક્યાં ગયો? કન્યાએ રાતવાળો વર જોયો નહિ.

લંગડો વર બોલ્યો : 'કોને બોલો છો?'......

કન્યા કહે : 'રાતવાળાને'......

લંગડો કહે : 'એ રાતવાળો તો ભાડૂતી વર હતો.'

કન્યાને રીસ ચડી. દૂધનો પ્યાલો વર ઉપર ઢોળીને નીચે આવતી રહી. નીચે આવીને પોતાના બાપને કહે છે :

'બાપુજી! મને છેતરીને પરણાવી છે. રાતવાળો વર તો ભાડૂતી હતો. આ તો લૂલો લંગડો છે, મારે સાસરે જવું નથી.'

બાપ કહે : 'બેટા તું શું કરીશ?'

કન્યા કહે : 'મારે વહાણુ કમાવા જવું છે. મારાં બધાં કપડાં બ્રાહ્મણને આપી દઉં છું.'

કન્યા કપડાં કાઢતી હતી ત્યારે પેલા પાનેતર ઉપર રાજાએ લખેલો દોહરો જોયો. છોકરી વાંચે છે :

"કુકસનગરનો રાજિયો ચંદ્રાશા મારું નામ,
ચેતવું હોય તો ચેતજો ને આવજો કુકસ ગામ."

છોકરીએ તો પુરુષનો વેશ લીધો. વહાણુ લઈને ચાલી પડી. ચાલતાં ચાલતાં તે કુકસનગરમાં આવી. વહાણુ છોડીને નગરમાં આવી. આવીને માળણના બાગમાં ઊતરી.

બાગ સૂકોસાલ હતો. છોકરીએ પગ મૂકયો તેવો જ ખીલી ઊઠયો. લોકો વાતો કરવા માંડયા : 'અહાહા! આ માળણનો બાગ તો બૂઠો-બટ હતો ને હવે લીલોછમ બની ગયો છે. ચંપાના ઝાડ નીચે એક પુરુષ સૂતો છે.

શહેરમાં બધે વાતો થવા લાગી. માળણે આ વાત જાણી. તે કહે : 'તમે કોઈ બોલશો નહિ. સુકાઈ ગયેલો બાગ વળી લીલો થતો હશે?'

લોકો કહે : 'ખરી વાત છે, અમારું ના માને તો જાતે જોવા જાવ.'......

માળણ તો હોંશમાં ને હોંશમાં જોવા ગઈ. બાગ જોઈ ને માળણ ખુશ ખુશ થઈ ગઈ. માળણે બાગમાં જઈને પેલા મુસાફરને જોયો. તેને પૂછી જુએ છે: 'ભાઈ! તમે કયાંથી આવો છો?'

મુસાફર કહે : 'બે'ન! અહીં કુકસનગરનો રાજા રહે છે?'

માળણ કહે : 'ભાઈ! અહીં કુકસનગરનો રાજા રહેતો હતો. તેને તો રાણીએ ઘુવડ બનાવી દીધો છે. તમે તેમનું નામ લેશો નહિ. નામ લે છે તેને અવળી ઘાણીએ ઘાલીને બ્રાહ્મણ તેલ કાઢે છે. તમે મારે ઘેર ચાલો.' માળણ મુસાફરને પોતાને ઘેર તેડી ગઈ.

× × × × ×

બીજે દિવસે મુસાફર બનેલી છોકરી પુરુષનો વેશ લઈ ને રાજદરબારમાં ગઈ. રાજા બનેલા બ્રાહ્મણને કહે છે :

'મારે નોકરી જોઈએ છે, હું નોકરી કરવા આવ્યો છું.'

રાજા કહે : 'તમે કયાંથી આવ્યા છો અને શેની નોકરી કરશો?'

મુસાફર કહે : 'રાજા–રાણી સૂતાં હોય ત્યાં કીડી પણ આવવા દઉં નહિ. એવી ચોકી કરીશ.'

રાજા કહે : 'શું લેશો?'...

મુસાફર કહે : 'મહિનાના પાંચસો રૂપિયા.'

રાજાએ તો મુસાફરને નોકરીએ રાખી લીધો. તે રાતે રાજા–રાણી સૂએ છે ત્યાં ચોકી કરે છે.

એક દિવસ ચાઘેલા રાણી રડે છે. કહે છે : 'તમોને કોઈ મારી નાખશે. હું શું કરીશ?'

રાજા કહે : 'મને કોઈ મારી નહિ શકે.'

રાણી કહે : 'તમારું મોત શેનાથી છે? તે તમે કહો તો જ મને ચેન પડશે.'

રાજા કહે : 'સાત સમુદ્ર ખારા અને સાત સમુદ્ર મીઠા ઊતરીને વચમાં બેટ આવે છે. તેની માંય એક કેળનું ઝાડ છે. તેની માંય એક લીલુડિયો પોપટ છે. એ કેળને કોઈ એક ઝટકે કાપે અને તે પોપટને

તરત પકડી લે. અને મારી નાખે, તો મારું મોત થાય. પણ ત્યાં આગળ ચાર ચોકીઓ છે. પહેલી કૂતરાની, બીજી વાઘની, ત્રીજી ભમરાની, અને ચોથી સાપની. એ ચૂકવીને પોપટને કોઈ મારી નાખે તો જ મારું મોત થાય.'

' રાજા બનેલો બ્રાહ્મણ અને રાણી ઊંઘી ગયાં.

બીજે દિવસ થયો એટલે પેલો મુસાફર કહે છે: 'મારે નોકરી કરવી નથી.' અને તે માળણને ઘેર જતો રહ્યો.

માળણને ઘેરથી અર્ધો મણ જુવારનો (લોટ) આટો લીધો. તેના રોટલા બનાવ્યા. એ અત્તરના બાટલા લીધા. એક ફૂલનો ગાંસડો લીધો. એક દૂધનો ડબ્બો અને બે કૂંડાં લીધાં. બે બકરાં લીધા પછી પેલો મુસાફર વહાણમાં બેસી ગયો.

સાત ખારા સમુદ્ર અને સાત મીઠા સમુદ્ર વટાવીને બેટમાં આવ્યો. બેટમાં ઊતરે છે. તરત જ કૂતરાંની ચોકી આવી.

મુસાફરે આમતેમ રોટલા નાખ્યા, ઘણા દિવસથી પેલાં કૂતરાં ભૂખ્યાં હતાં. કૂતરાં રોટલા ખાવા મંડયાં એટલે તરત જ તે આગળ ચાલ્યો.

આગળ વાઘની ચોકી આવી. મુસાફરે એક બકરો આમ છોડયો અને એક બકરો તેમ છોડયો. વાઘ બકરાને ખાવા રહ્યો એટલે તે ચોકી વટાવીને આગળ ચાલ્યો.

આગળ ભમરાની ચોકી આવી, મુસાફરે ફૂલોનો ગાંસડો છોડી નાખ્યો. અને અંદર અત્તર છાંટયું. પેલા ભમરા ભૂખ્યા હતા, એટલે ફૂલોમાં પેસી ગયા. એટલે મુસાફર આગળ ચાલ્યો.

આગળ સાપની ચોકી આવી, બે કૂંડાં દૂધનાં ગોઠવી દીધાં, પેલા સાપ દૂધ પીવા મંડયા. એટલે મુસાફર આગળ ચાલ્યો. ચારે ય ચોકીઓ ચૂકવી.

પેલા કેળના ઝાડને એક ઝટકો મારી કાપી નાખ્યું ને પેલા પોપટને પકડી લીધો. પછી પાંજરામાં પૂરી દીધો. અને તરત જ વહાણ પાછું વાળ્યું.

સાત ખારા સમુદ્ર અને સાત મીઠા સમુદ્ર પાર કરીને કુકસનગરમાં આવી ગયો. પેલી માળણને ત્યાં પહોંચી ગયો.

× × × × ×

મુસાફરે ઢીંમર લોકોને બોલાવ્યા. ઢીંમર લોકો આવીને પૂછે છે : 'કે ભાઈ! અમને શા માટે બોલાવ્યા છે?'

ત્યારે પેલો મુસાફર છોકરો કહે છે : 'તમે ઘુવડ પકડવા જાવ. ઘુવડ જીવતો લાવવાનો છે. મારી નાખતા નહિ. જે ઘુવડને પગે દોરો હોય તે ઘુવડને પકડી લાવશો તો દશ રૂપિયા આપીશ.'

ઢીંમર લોકો જંગલમાં ગયા અને ઘુવડ પકડી લાવ્યા. પહેલો માણસ જુવાન ઘુવડ લાવ્યો. બીજો માણસ 'આધેડ' ઘુવડ લાવ્યો. ત્રીજો માણસ છોકરા જેવો ઘુવડ લાવ્યો. ચોથો ડોસો હતો તે પગે દોરાવાળો ઘરડો ઘુવડ લાવ્યો.

મુસાફરે ડોસા પાસેથી ઘુવડ લીધો. તેને દશ રૂપિયા આપીને રાજી કર્યો. બીજા ઢીંમરને રજા આપી.

મુસાફરે એક હાથમાં બે પાંજરાં લીધાં. એક પોપટનું અને એક ઘુવડનું. બીજા હાથમાં તલવાર લીધી. લઈને રાજાને ત્યાં જાય છે.

રાજમહેલનાં પગથિયાં ચડતાં ચડતાં પેલા પોપટની બે પાંખો ભાંગી નાખી. એટલે મહેલમાં બ્રાહ્મણના બે હાથ ભાંગી ગયા. તે અડદના દાણા માગે છે પણ રાજમહેલમાં ક્યાંથી હોય?

મુસાફરે પોપટનું 'મુંડું' ભાગી નાખ્યું તો પેલા બ્રાહ્મણનું માથું ભાગી ગયું. પેલી વાઘેલા રાણી રડે છે. મુસાફરે ઘુવડના પગેથી દોરો છોડી નાખ્યો. એટલે ઘુવડનો રાજા બની ગયો.

મુસાફર રાજાને કહે છે : 'જુવો રાજા, તમારી રાણી. કેવા ધંધા કરે છે!

× × × × ×

એટલે રાજા પેલી વાઘેલા રાણીને મારી નાખે છે. ચંદાશા રાજા રાજ કરે છે. મુસાફર તેની સાથે રહે છે.

એક દિવસ ચંદ્રાશા રાજા શિકાર રમવા ગયા. રાજાના કુંડમાં એક સ્ત્રી નહાય છે. રાજાએ ડુંગર ઉપરથી આ જોયું.

મહેલમાં આવીને રાજા પેલા મુસાફરને પૂછે છે: 'મેં આજે ડુંગર ઉપર રહીને સ્ત્રીને નહાતાં જોઈ છે. આપણા મહેલમાં કોઈ સ્ત્રી નથી, ને એ કોણ કૂંડમાં નહાતું હતું?'

મુસાફર કહે: 'મને ખબર નથી.'

રાજા પૂછે છે: 'હે ભાઈ! તમે ક્યાંના રહીશ છો? તમે મારો જીવ બચાવ્યો છે, તમને હું નહિ ભૂલું.'

મુસાફર કહે: 'રાજાજી, તમે મને કોઈક જગ્યાએ ઓળખાણની નિશાની આપી છે?'

રાજા કહે: 'તમને નથી આપી. મેં આપી છે ખરી પણ કોઈ પુરુષને આપી નથી. એક છોકરીને આપી છે.'

મુસાફર કહે: 'તે જ હું.' અને પુરુષનો પોશાક ઊતારી ને ફેંકી દીધો.

રાજાએ છોકરીને ઓળખી. પોતે પરણ્યો હતો ત્યારે દોહરો લખ્યો હતો, તે તેને યાદ આવ્યું. પરણ્યા પછી વીંટી નિશાની તરીકે આપી હતી.

રાજાએ છોકરીનાં ઘણાં વખાણ કર્યાં. તેને પોતાની રાણી બનાવી. બંનેએ ખાઈપીને રાજ કર્યું.

---

આ વાર્તામાં રાજાનું નામ ચંદ્રાશાને બદલે ચંદ્રસિંહ હશે એમ મારું માનવું છે. પણ જૂની નોંધમાં ચંદ્રાશા છે એટલે તે રહેવા દીધું છે. વળી કન્યા પરણીને વરને આપવા એક હાથમાં દૂધનો પ્યાલો અને બીજા હાથમાં ચાનો પ્યાલો લઈ ગયાની તથા રાજા મોટરમાં બેસીને ઘેર આવ્યાની નોંધ છે. પણ તે સાચા ન હોય, જેથી અહીં વાર્તામાં આપી નથી. એ જગ્યાએ ખરેખર શું હશે તેનું સંશોધન કરવા જેવું છે. એટલું નોંધીને સંતોષ માનું છું.

# બાંધવ બેલડી

શ્રી. કાલિદાસ સોલંકી.
ચલોડા, તા. ધોલકા, જિ. અમદાવાદ.

( ૧ )

આશરે અઢારમી સદીની આ વાત છે. એ વખતે ધોલકા તાલુકામાં આવેલા ચલોડાની જાહોજલાલી પૂર બહાર ખીલી હતી. વણઝારાની પોઠો ગામના ગોંદરે ઘેઘૂર વડલા હેઠ વિસામો ખાતી. અમદાવાદી અતલસ, જરીકામના નમૂના, પાટણના પટોળા, મૂલ્યવાન કિંમતી દાગીના, વાસણકૂશણ, અન્નપાણી વગેરે આપલેના સોદા થતા. વેપારવણજને સારું ઉત્તેજન હતું.

ખેતરોમાં મબલખ પાક હિલોળા લેતા. ધાનના ઢગ વળતા. અને ખેડૂતોનાં હૈયાં આનંદી ઊડતાં.

માલધારીઓના નેસમાં ઘીદૂધની છોળો ઊડતી. ગૃહોદ્યોગનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. પ્રજા સર્વ વાતે સુખી હતી. પણ એક વાતની કમીના હતી. ધાડપાડુ કાઠીઓના હથિયારના ખખડાટ રૈયતના વેરી બન્યા હતા.

ગામને પાદરે બંદૂકનો એક ભડાકો થતાં લોકોના જીવ મુઠ્ઠીમાં આવી જતાં. ભર્યાભાદર્યા નંદનવન સમાં ગામડાની ધરા ધ્રૂજી ઊઠતી. બંદૂકની અણીએ માલસામાન આંચકી લેવાતો. હા ના કરનારના લીલા માથલડાંના મિનારા ખડકાતા.

આ તો રોજનું લાગ્યું અને ભવનુ ભાગ્યું. બિચારી રાંકડી રૈયત આ ક્યાં સુધી સહન કરે?

એક સાંજે બૂંગિયો વાગ્યો. ગામ એકઠું થયું. ગામના રક્ષણ માટે પ્રસ્તાવ મૂકાયો. પણ મરવા કોણ તૈયાર હોય? ગુજરાતે તો

મખમલની તળાઇઓમાં સૂઈ ર્‌હ્યું હતું. એને વળી તલવાર વાપરતા ક્યારે આવડતું હતું? સભામાં સર્વત્ર સનકાર હતો?

એ સભામાં છેવટે બે ભાઈ ઊભા થયા. એમની નસોમાં શૌર્ય-વંતુ લોહી ધબકતું હતું. બખ્તરની કડી જેવાં એમનાં દેહસૌષ્ઠવ હતા. ભમ્મરીવાળી વાંકડી આંખોમાં યુવાનીનો કસુંબી રંગ લહેરાતો હતો. મોતને મુઠ્ઠીમાં લઈ ફરનાર એ બાંધવ-બેલડી હતી. એ હતા વીરજી ઝાંપડો અને ડોસલ ઝાંપડો.

પંચ પરમેશ્વરની સાક્ષીએ એમણે વફાદારીના શપથ લીધાઃ—

" જ્યાંસુધી આ દેહમાં છેવટનું લોહીનું એક બૂંદ હશે ત્યાંસુધી ગામના રક્ષણ માટે અમે મરી ફીટીશું."

" વાહ વાહ "ના પૂકારો ઊઠ્યા, ગામે એમનો ખાણોદાણો પૂરૂં પાડવાનું વચન આપ્યું. વીરજી અને ડોસલની રખેવાળીની ઢાલ હેઠળ ગામ નીરાંતે સૂતું.

( ૨ )

આજનો દિવસ વીરજીને ભારે ભારે લાગતો હતો. પાછલી ઓળના દરવાજે તીર-કામઠાની ચિબુક બનાવી એ કંઇક વિચારતો હતો. ત્યાં એના સરવા કાને ઘોડાના દાબડાના ધ્વનિ ગંભળાયા. જોત-જોતામાં તો મારતે ઘોડે કાઠી આવી પહોંચ્યા. ખમીરવન્તો જવાંમર્દ વીરજી અપૂર્વ તૈયારી સાથે ઊભો હતો.

કાઠીઓએ વીરજીના હાથનો પ્રસાદ ચાખેલો હતો. એમણે વીરજીને વિનવ્યો, ફોસલાવ્યો. લાલચ આપી. પણ વીરજીની નસોમાં ખાંડી-ખાંડીને વફાદારી ભરેલી હતી.

કાઠીઓએ આજ જબરો લાગ સાધ્યો હતો. વીરજીની જમણી ભૂજા ડોસલ ઝાંપડો ચંદીસરના રખોપે ગયો હતો. પણ વીરજી હિંમત હારે એવો ન હતો. એણે બાજી પલટી: "ગામ લૂંટવું હોય તો જરા વાટ જુઓ." રામની દુવાઈ ઘાલીને વીરજી ઘેર આવ્યો.

ધાડમાં કાઠી હતા અને મુસલમાન હતા. રામની દુવાઇ અને ઈમાનની વાત આવતાં ધાડ થંભી.

વીરજી ઓચિંતો ઘેર આવતા ગુલાલ ચોંકી. તેણે વીરજીના ચહેરાની લિપિ વાંચી. બન્ને પતિ–પત્ની હેતપ્રીતથી ભેટ્યા. વસમા ઓવારણાં દેતાં ગુલાલના કંકણવંતા કર વીરજીના કંઠે વીંટાયા.

ખોડિયારની ચરણરજ લઇને વીરજી પાછલી ઓળના દરવાજે આવ્યો.

"કાઠીડાઓ ! માટી થાજો." વીરજીએ યુદ્ધનું આહ્વાન આપ્યું.

કાઠીઓનો પહેલો ભાર વીરજીએ આબાદ રીતે ચૂકવ્યો. તે એક વીરની ભાંતિ ઝઝૂમ્યો. એણે કાઠીઓને તોબાહ તોબાહ પોકરાવી. રુધિરની શત શત ધારા વહેવા છતાં એ બંકા રણયોદ્ધાએ ધાડને એકલા હાથે રાણેસર તળાવની પાળ સુધી મારી હટાવી.

ચંડીસર ડોસલ ઝાંપડાને સમાચાર મળ્યા કે કાઠીઓએ ચલોડા લૂંટ્યું અને વીરજી મરાયો. ડોસલ ઝાંપડાને થયું કે ભાઈ જેવો ભાઇ મરાયો તો મારે હવે જીવીને શું કરવું છે? મારતા ઘોડે એણે ચલોડાની વાટ પકડી. ચંડીસર, સરોડા અને ચલોડાના ત્રિભેટે એણે કાઠીઓને પડકાર્યા. એક મરણિયો સોને ભારે. દુશ્મનોના ઘા ચૂકવીને એણે ઘણાંને વેતરી નાખ્યાં. પણ એનાં કામઠાંની પણછ તૂટી. તોય એ કંઇ એમ હિંમત હારે એવો નહોતો. ભેટમાંથી છરો કાઢી પોતાના પગની પીંડી ચીરી નાખી. એમાંથી નાંદર ( સ્નાયુ તાંત ) કાઢી ફરીથી પણછ બાંધી રણાસણા કાઠીઓને વીંધી નાખ્યાં.

ડોસલ ઝાંપડાને વિજયે વરમાળ પહેરાવી પણ એને મન વિજય પરાજય સમો હતો. શિમળાના વૃક્ષને અઢેલીને એ શ્વાસ ખાતા બેઠો. ભાઈના મરણની અફવાની વાત સાંભળી આવતાં એણે પેટમાં શૂલ મારીને દેહનો અંત આણ્યો.

વીરજી ઝાંપડાને સમાચાર મળ્યા કે ભાઈ ધાડમાં મરાયો. એટલે એણે બંધુ–વિરહમાં રાણેસર તળાવમાં ડૂબેલી વાવમાં પડીને આપઘાત કર્યો.

વીરજી અને ડોસલને કાલુમિયાં નામના હવાલદારની ભાઈબંધી હતી. "દોસ્તદાર જેવા દોસ્તદાર ગયા તો હવે મારે જીવીને શું કરવું છે ?" એમ વિચારીને કાલુમિયાંએ પણ ગામચોરામાં જ આપઘાત કર્યો.

"પતિની છત્રછાયા ટળી ગઈ તો હવે મારે જીવીને શું કરવું છે ?" એમ વિચારીને ગુલાલે પેટ કટારી ખાધી. પણ ગુલાલ બે જીવવાળી હતી. કટારી વાગતા એના પેટમાંનો ગર્ભ દામણવા છેટ ઉછળીને પડ્યો !

વીરજી અને ડોસલ ઝાંપડાની આ શૌર્યવંતી યશગાથા અમર બની ગઈ. લોકોએ શહાદતના ગુણગાન ગાયા.

હજુ પણ ચલોડાની ધરતી પર ડોસલ અને વીરજીનું ઘર ઊભું છે. રાણેસર તળાવના આથમણા ઓવારે વીરજી ઝાંપડાની સિંદૂરે ઝળકતી ખાંભી પૂજાય છે. ચલોડા, ચંડીસર અને સરોડાના ત્રિભેટે–ડોસલ ઝાંપડાની ઝાળમાં–ડોસલનું દેવળ છે. અને ચલોડાના ચોરામાં કાલુમિયાંની કબર છે.[1]

*

1. એવું કહેવાય છે કે પાછલી ઓલે આવેલા પાળિયા કાઠીઓના છે. પણ એ વાતના ખૂટતા અંકોડા હજુસુધી મળી શક્યા નથી.

# સવા સોમા

## ( શ્રી. ગોકુલદાસ રાયચુરા )

" કાં દરબાર ! પધારો પધારો !! આતુરતાથી વામનસ્થળીના એક વણિક વેપારીએ મંગલપુરના ગરાસિયાને પોતાની દુકાનમાં આવવા વિનંતી કરી.

" શેઠ, જરા સવા શેઠને મળી આવું."

" બાપુ ! ખુશીથી સવા શેઠને ત્યાં જાઓ, પણ એ જ શેઠ વિષે આપના હિતની એક વાત કરવી છે. સાંભળવી હોય તો હાટમાં પધારો અને નહિ તો આપની ઇચ્છા." વણિકે મધમાખીને મધ તરફ ખેંચવા પ્રયાસ કર્યો.

સવા શેઠ વિષે કંઈ સાંભળવાનું મળશે એ લાલચે દરબારે ઘોડો મારી વણિકના હાટમાં બેઠક લીધી.

" છોકરા ! બાપુ માટે કાવો મૂક કાવો." વણિકે વિવેક કર્યો.

" ના ના શેઠ ! મારા સમ. ઈ તરખડમાં પડશો નહિ, કાવા કસુંબાનો અત્યારે વખત નથી."

" બાપુ, પણ આપ અમારે આંગણે ક્યાંથી ? મેમાન તો મે ઈ તો ભાગ્યશાળીને ઘેર હોય. બાપુ, કંઈક તો લેવું જ પડશે."

" ના ના, મારે તો ઘડી બે ઘડીમાં જવાનું છે."

" બાપુ, આજ કઈ તરફ ?"

" જવું છે તો માધવપુર; પણ વામનસ્થળી રસ્તામાં આવે એટલે સવા શેઠને રામરામ કરવા આવવું જ જોઈએ, ઈ દષ્ટિએ ઘોડીને શંકરની જગ્યામાં બાંધી હું ગામમાં આવ્યો..."

" બાપુ, ઠીક યાદ આવ્યું, સવા શેઠને ત્યાં આપનું કંઈ હવે નામું છે કે ?" વણિકે બોલતાં બોલતાં મુખના ભાવ ફેરવ્યા.

" કેમ ?" દરબારે વણિકની આંખો સામે મીટ માંડી.

"ના ના, હું તો અમસ્થું પૂછું છું. જો કંઈ ઝાઝી રકમ હોય તો ચેતતા રે'વું સારું છે."

"રકમ એક લાખ બાબાશાહી રૂપિયાની સવા શેઠને ત્યાં જમે છે."

"એક લાખ બાબાશાહી!? વણિકે ધારતીભરી ઝીણી ચીસકારી પાડી.

"કેમ? એટલા બધા ગભરાઓ છો. કેમ!" ગરાસિયો સહેજ શંકાતુર થયો.

"બાપુ, જો સાચી વાત પૂછતા હો તો આપના એ એક લાખ બાબાશાહી જોખમમાં છે."

"સવા શેઠ જેવો સદ્ધર આસામી હોય પછી જોખમ શાનાં?"

"મારો તો ઈ જાતભાઈ છે, એટલે આપણને મારાથી વધુ શું કહેવાય? પણ મારું ગરીબનું માનતા હો તો આવા વખતમાં આવી મોટી રકમ ઘરભેળી કરી દેવી એ સલાહભર્યું છે." ધીમે ધીમે વણિકે ચતુરાઈથી ગરાસિયાની વૃત્તિ ફેરવવાનો પ્રયાસ જારી રાખ્યો.

"પણ સવો શેઠ એટલે સોરઠનો લક્ષાધિપતિ..."

"ઈ રાઈનાં પડ રાતે ગયાં, અત્યારે તો સવા શેઠના ઘરમાં સવાલાખ દોકડા પણ ભગવાન રાખે તો એનાં ભાગ્ય!"

"શું કહો છો?"

"સાચે સાચી વાત કહું છું, હજી આજ ને આજ કંઈ વારફેર કરશો તો તો કંઈક પામશો, બાકી તો અચ્યુત' કેશવ' રામનારાયણ'!" વણિક સવા શેઠની પડતીમાં રાજી થતો હોય તેમ મૂછમાં ઝીણું ઝીણું હસ્યો.

મંગલપુરના દરબારને આ ઈર્ષાળુ વણિકનું એ હાસ્ય જોવાની શુદ્ધિ ન રહી. એને તો પોતાના લાખ બાબાશાહી નજર આગળ તરી આવ્યા. સવા શેઠ જેવા સદ્ધર આસામી આમ એકાએક બેસી જાય એનું એને સ્વપ્નું પણ નહોતું.

"પણ શેઠ, સવા શેઠને એવી ખોટ શેમાં ગઈ કે લાખોનો એ કુબેર ભંડારી મુશ્કેલીમાં મુકાય?!"

"અરે વખત આગળ કુબેર ભંડારીના દાદાનું પણ અણનમ માથું નમી પડે છે. વેપારની વાતું આપના જેવા દરબારું ન સમજે."

"સમજીએ નહિ પણ જાણીએ ખરા!"

"લ્યો સાચી વાત સાંભળવી છે? કોઇને ન કહો તો કહું." વણિકે દરબારની જીજ્ઞાસાને જાગૃત કરી.

"બેફીકર રહો, હું સવા શેઠ આગળ તમે કહેલી એક પણ વાત નહિ કહું."

"તો સાંભળો, આ વખતે સવા શેઠનાં જાવેથી આવતાં વહાણ દરિયામાં તોફાને ચડયાં છે, બે મહિનાથી પત્તો નથી, એ વહાણ જો ડૂબી ગયાં તો આપનો સવો શેઠ નાહી ઊઠશે."

"ભારી થઈ." દરબારના શ્વાસોશ્વાસની ગતિ વધી.

"ભારી કે હલકી, આપ આપનું હાથ કરી લ્યો એટલે ગંગા નાહ્યા."

અગરસંગ દરબાર વામનસ્થળીના આ વણિક વેપારીનો આભાર માનતો માનતો સફાળો ઊઠયો અને એણે સવા શેઠની શેરીની વાટ પકડી. ઈર્ષાળુ વણિક સવા શેઠની આબરૂ પડશે એ વિચારે રાજી થતો થતો એ દરબારની પાછળ હરખમાં જોઇ રહ્યો.

(૨)

"સવા શેઠ! રામ રામ."

"ઓ હો અગરસંગભાઈ, પધારો, આપ કયાંથી?"

"આપની પાસે જ આવ્યો છું."

"કહો, કાંઈ મારા જેવું કામકાજ?"

"ખાસ તો કંઈ નથી પણ તખતસંગ હવે મોટો થયો અને એની એવી ઇચ્છા છે કે હવે રોકડનાણું બધુ મંગલપુરમાં જ રાખવું એટલે હું એક લાખ બાબાશાહી આપને ત્યાં છે એ લેવા આવ્યો છું."

"બહુ જ સારું. કુમારશ્રીનો એ વિચાર મને પણ ગમ્યો છે, આપ આપને ત્યાં નાણું સાચવો એમાં તો હું પણ બહુ રાજી."

સવા શેઠનો આવો બેધડક જવાબ સાંભળી અમરસંગને પેલા વણિકની વાતો પર સહેજ શંકા આવી, છતાં એક લાખ બાબાશાહી ઘરભેળા કરી લેવાની એની વૃત્તિ કાયમ રહી.

"મારે તો આપ સાચવો અને હું સાચવું એ બધું ય સરખું હતું, પણ તખુલા જેવો કુમાર પ્રભુએ આપ્યો છે અને એનું ઈ સંભાળી લેય એટલે આપણે છૂટચા ઈ વિચારે જ હું અહીં આવ્યો છું."

"ભલે આવ્યા બાપુ, ભલે આવ્યા. આપના રૂપિયા દૂધે ધોઈને લઈ જજો, દરબાર, હુંડી આપું તો ચાલશે ?"

"એમાં વાંધો નહિ, હુંડી આપો."

કોઈ પણ રીતે પોતાની રકમ પાછી મેળવવા દરબાર આતુર હતો એટલે એણે હુંડી લેવામાં આનાકાની કરી નહિ.

અમરસંગને બેસાડી સવો શેઠ મેડી ઉપર આવ્યો. આ દરબાર ઓચિંતો એની થાપણ લેવા આવ્યો એને ના પણ શી રીતે પાડી શકાય. કોઈ પણ રીતે એને એનાં નાણાં અત્યારે આપવાં જ જોઈએ.

મેડી પરથી સામે દેખાતાં ગિરનારનાં ઉન્નત ગિરિ શિખરો તરફ સવા શેઠે એક ચિંતાભરી દૃષ્ટિ ફેંકી.

ભાણાં ખખડ ને લોહઝરાં,
આવતરાં પૈયાં;
ઇત્રયે કાયમ રહે
તાકા વજ્જૈયાં.

લાખ બાબાશાહીની હુંડી કોના પર લખવી એના વિચારમાં સવા શેઠે આકાશ તરફ મીટ માંડી. દરિયામાં ગુમ થયેલાં વહાણુ સહિસલામત છે એવી ઉડતી અફવા એણે હમણાં જ સાંભળી હતી, એ અફવાએ એનું મનોબળ મજબુત કર્યું. જો વહાણો સહિસલામત આવે તો તો દસ લાખ બાબાશાહી આપવા એ એને માટે જરા પણ અઘરું નહોતું.

બહુ વિચારોને અંતે એને અમદાવાદ યાદ આવ્યું. એ વખતે અમદાવાદમાં સોમચંદ શેઠ મોટા ધનાઢ્ય વેપારી ગણાતા. દેશ-પરદેશમાં સોમચંદ શેઠનું નામ પ્રસિદ્ધ હતું. એ નામ યાદ આવતાં સવા શેઠે એક લાખ બાબાશાહીની હુંડી એ અમદાવાદના સોમચંદ શેઠ ઉપર લખવી શરૂ કરી. હુંડી લખતાં લખતાં એને હાથે કંપારી છૂટી. જે શેઠને ત્યાં પોતાનો એક દોકડો પણ જમે નથી, એના પર આ ખોટી હુંડી લખવી એ પોતાની અપ્રમાણિકતા માટે એને બહુ લાગી આવ્યું. પણ ફરી પાછું પોતે મન વાળ્યું કે આ હુંડી સ્વીકારાશે તો નહિ અને એ પાછી નકારાઈને આવશે. પણ આ દરબાર અમદાવાદ જઈને નકરાયલી હુંડી પાછી લેવા આવશે તેટલા વખતમાં તો વહાણો આવી જશે જ, એટલે આ દરબારને નકરામણુ સહિત પૂરેપૂરાં નાણાં ચુકવી શકાશે. આવી ગડમથલમાં હુંડી ફરી પાછી લખવી શરૂ કરી. હુંડી અડધી લખાઈ રહી ત્યાં ફરીથી આ સવો શેઠ પોતાનાં આ અસત્ય આચરણ માટે બહુ જ દિલગીર થયો. જે પોતે બીજાને લાખો બાબાશાહી ધીરી શકે એવો એ શ્રીમંત આજે એક લાખ બાબાશાહીની ખોટી હુંડી લખે એ એને માટે અસહ્ય હતું. લખતો લખતો એ રડી પડ્યો અને એની આંખમાંથી આંસુનાં બે ત્રણ ટીપાં હુંડી પર પડ્યાં. અક્ષરો પર આંસુ પડતાં થોડા અક્ષરો રેલાયા. ફરી સ્વસ્થ થઈ માંડ માંડ હુંડી પૂરી કરી અને મોઢું ધોઈ સવા શેઠે નીચે દુકાનમાં આવી અગરસંગના હાથમાં હુંડીનું કાગળીયું મૂક્યું.

"લ્યો દરબાર, અમદાવાદની આ લાખ બાબાશાહીની હુંડી. અમદાવાદમાં સોમચંદ શેઠ પ્રખ્યાત છે. નાના છોકરાને પૂછશો તો પણ એની હવેલી આપને બતાવશે."

અગરસંગ તો હુંડી હાથમાં આવતાં માધવપુર જવાને બદલે પોતાના ગામ તરફ પાછો ફર્યો. મંગલપુરથી અમદાવાદ પગ રસ્તે સોળ દિવસનો રસ્તો હતો એટલે ઘેર આવી અગરસંગે ઘોડીને તૈયાર કરી મુસાફરીમાં જોઈતી ચીજ વસ્તુ સાથે લઈ અમદાવાદ તરફ પ્રયાણ કર્યું.

( ૩ )

અમદાવાદના માણેકચોકમાં એક પ્રાતઃકાળે દેશપરદેશના વેપારીઓની ધમાલ ચાલી રહી છે. સોરઠ, ઝાલાવાડ, મારવાડ, રજપુતાના અને માળવાના વ્યાપારીઓ પોતપોતાના ધંધાને અંગે લેવડ–દેવડના હિસાબ કરવા, નવી ખરીદી કરવા અને અમદાવાદના ધનાઢ્ય વ્યાપારીઓ સાથે વ્યાપારી સંબંધ બાંધવા માણેકચોકના મુખ્ય બજારમાં પોતપોતાના દેશનું પ્રતિનિધિત્વ વિવિધ પહેરવેશથી બતાવી રહ્યા હતા. એવે વખતે લાંબી મુસાફરી ખેડીને થાકયો હોય તેવી સ્થિતિમાં અગરસંગે કોઈ એક પેઢીના ગુમાસ્તાને ઉભો રાખ્યો.

"ભાઈ! સોમચંદ શેઠની પેઢી કયાં આવી?"

"સોમચંદ શેઠની પેઢી!? કયાં રે'વું!?"

"રે'વું તો આમ આઘે આઘે."

"ત્યારે જ પુછો છો. બાકી સોમચંદ શેઠની પેઢી તો જગજાહેર છે, જો આ સામે મોટી હવેલી જેવું મકાન દેખાય છે એ જ સોમચંદ શેઠની પેઢી. નીચે પેઢી છે, ઉપર શેઠ પોતે બેસે છે."

બીજી કંઈપણ વાતચીત કર્યા વિના અગરસંગે ઉતાવળે ઘોડીને એડી મારી.

"સોમચંદ શેઠની પેઢી આજ કે?"

"કેમ ભાઈ, કયાંથી આવો છો?" એક ગુમાસ્તાએ પેઢીના ઓટલા પર આવી અગરસંગ તરફ અજાયબીથી જોયું.

"આવું છું તો ઠેઠ સોરઠથી અને સોમચંદ શેઠનું કામ છે."

ગુમાસ્તાએ તુરત પેઢીના મુનીમને આ ખબર આપ્યા.

મુનીમ ઊઠીને બહાર આવ્યો અને ઘોડીને પોતાના માણસને સોંપી સન્માનથી અગરસંગને પેઢીમાં લઈ ગયો.

"કહો, કઈ તરફથી પધારો છો?" ગાદી તકીયે અગરસંગને માનપૂર્વક બેસાડતાં બેસાડતાં મુનીમે પ્રશ્ન કર્યો.

"જાણે આવું છું મંગલપુરથી, મંગલપુરનો ગામધણી છું."

" મંગલપુર ક્યાં આવ્યું ? "

" સોરઠમાં. "

" એમ કે ! ખાસ અમદાવાદ જોવા પધાર્યા હશો ? "

" ના ના, સોમચંદ શેઠના નામની એક હૂંડી છે તે વટાવવા આવ્યો છું."

" ખુશીથી એકથી લાખ હોય તોય આપના રૂપિયા સાચા. "

મુનીમની આ શાંતિભરી વર્તણૂંકથી અમદાવાદ માટે અગરસંગને બહુ જ માન ઉત્પન્ન થયું. તુરત જ સવા શેઠે આપેલી હૂંડી મુનીમના હાથમાં અગરસંગે મૂકી.

" કોણે લખી છે ? "

" વામનસ્થળીના સવચંદ શેઠે. " મુનીમે તરત ચોપડાઓ મંગાવ્યા અને સવચંદ શેઠના ખાતાની શોધ કરી, પણ ચાલુ ચોપડામાં સવચંદ શેઠનું નામ પણ ક્યાંઈ જણાયું નહિ. વખત લાગશે એમ ધારી એણે ગુમાસ્તા સામે જોયું અને દરબારની ઘોડીને વંડામાં લઈ જવાનો હુકમ કર્યો.

" દરબાર આપ સ્વસ્થ થઇ બેસો. હું હમણાં જ આપની આ હૂંડીનું કામ પતાવી દઉં છું. "

પોતાની કંઇ ભૂલ થતી હશે એમ ધારી ચોપડા ફરીવાર જોયા. તો પણ ચાલુ ચોપડામાં ક્યાંઇ પણ સવચંદ શેઠનું નામ નિશાન ન મળે. કદાચ આગલા વર્ષના ચોપડામાંથી ખાતું ખેંચવામાં ભૂલ થઈ હોય એ વિચારે આગલા વર્ષના ચોપડાઓ તપાસ્યા. એ રીતે છેલ્લા પાંચ વર્ષના ચોપડાઓ આ મુનીમે જોયા પણ ક્યાંઇ પણ સવચંદ શેઠનું નામ નીકળ્યું નહિ. લાખ બાબાશાહીની હૂંડી અને હૂંડી લખનારનું નામ પણ ચોપડામાં ન હોય એ મુનીમ માટે એક પ્રકારની અજાયબી હતી.

" કેમ શેઠ, ચોપડા તપાસવા પડે છે ? " શંકા પડતાં અગરસંગે મુનીમ સામું જોયું.

"અમારે ત્યાં તો આખો હિંદુસ્તાન આવે છે એટલે શોધતાં જરા વાર લાગે, બાકી બીજું કંઈ નથી."

અગરસંગને આશ્વાસન આપી મુનીમ સોમચંદ શેઠ પાસે ગયો અને વામનસ્થળીની આ હુંડી બતાવી.

"તમે ચોપડામાં જોયું?"

"હા જી."

"આ નામનું કોઈ ખાતું નથી."

"ના જી."

"આગલા વર્ષના ચોપડાઓમાં તપાસ કરાવો. વખતે કંઈ ભૂલ હશે."

"એ તો હું બધું કરી ચૂક્યો. છેલ્લા પાંચ વર્ષના ચોપડાઓ તપાસ્યા. આ નામનું કોઈનું ખાતું જ નથી."

"ત્યારે શું હુંડી ખોટી છે?"

"લાખ બાબાશાહીની હુંડી ખોટી હોય એ પણ શંકાભરી વાત કહેવાય."

"તમે એમ કરો. જરા ફરી વાર છેલ્લા પાંચ વર્ષનાં ચોપડા તપાસાવો, હુંડી લાવો જોઈએ, હું બરાબર વાંચી જોઉં."

મુનીમ ચોપડા તપાસવા માટે પેઢીમાં ગયો એટલે એકાંતમાં બારી આગળ જઈ સોમચંદ શેઠે હુંડી ફરીથી વાંચી. બરાબર મધ્યમાં આવતાં એ ચોંક્યો. ઘડીવાર થોભ્યો અને એ મનમાં ને મનમાં બોલી ઊઠ્યો કે "કોઈ ખાનદાન માણસ મુશ્કેલીમાં આવી ગયો લાગે છે," હુંડીના અક્ષરો પર આંસુ પડ્યાં છે એ આ ચતુર અમદાવાદી શેઠીઓ પારખી ગયો, એકલાખ બાબાશાહીની હુંડી લખનાર કોઈ સાધારણ માણસ તો ન જ હોય. એને ખાતરી થઈ ગઈ કે લખનાર કોઈ મોટો માણસ છે. ભીડમાં આવી પડતાં આબરૂ બચાવવા ખાતર આ હુંડી લખાઈ છે. હુંડીનું રહસ્ય સમજતાં આખી પરિસ્થિતિનું એણે માપ કાઢી લીધું. હજુ એ હુંડી પર પડેલાં આંસુઓ તપાસતો હતો તેટલામાં મુનીમ પાછો આવ્યો.

"કેમ ચોપડાઓ જોયા ?"

"હા જી, કયાંઈ પણ આ વામનસ્થળીના શેઠનું નામ નથી."

"ત્યારે મુનીમજી એમ કરો. આ દરબારને આપણે ત્યાંથી એક લાખ બાબાશાહી આપી દો.

શેઠનો આ હુકમ સાંભળી મુનીમ ચોંકયો.

"કઈ રીતે ? કયે ખાતે એને રૂપિયા આપવા ?"

"મારા અંગત ખાતામાં એક લાખ બાબાશાહી ઉધારી એને આપી દો."

"પણ શેઠ, આ તો અજુગતુ કહેવાય. એક માણસ ખોટી હૂંડી લખે અને આપણે..."

"મુનીમજી, ખોટી સાચીમાં તમે ન સમજો. પેઢીને હિસાબે નહિ પણ મારે અંગત હિસાબે આપવાના છે. તમે તમારે હું કહું છું તેમ દરબારને એક લાખ બાબાશાહી આપી દીયો."

મુનીમ શેઠના આ પગલાંનો કંઈ પણ અર્થ સમજી શકયો નહિ. એટલે થોડીવાર મૌન સેવી શેઠની સામું જોઇને ઊભો રહ્યો.

સોમચંદ શેઠ મુનીમની આ સ્થિતિ જોઇ હસી પડ્યા.

"કેમ ઊભા ? જાઓ એ બાબાશાહી હું આપું છું, એમાં તમે એટલા બધા મુંઝાઓ છો શા માટે ? એ દરબારને હુંડીની રકમમાં સોનામહોર, કોરી, રાળ જે જોઇએ તે સિક્કાઓ આપજો અને અઠવાડિયું રોકી એને સારી મહેમાની આપી પછી વિદાય કરજો"

( ૪ )

માંગરોળને કિનારે સવા શેઠનાં વહાણો સહિસલામત લાંગર્યા. વામનસ્થળી એ ખબર પહોંચતાં સવા શેઠને સહુથી પહેલાં અમરસંગને આપેલી એક લાખ બાબાશાહી રૂપિયાની ખોટી હૂંડી યાદ આવી. અમરસંગ અમદાવાદ જઇ પાછો વામનસ્થળી આવે તો કેટલા દિવસમાં આવી પહોંચે એની ગણતરી કાઢતાં આજ કાલમાં હૂંડી પાછી લઇને

જરૂર આવવો જ જોઇએ. એ વિચારે સવો શેઠ આખો દિવસ પોતાની મેડીપર બેસી મુખ્ય રસ્તા તરફ નજર રાખી એની રાહ જોતા.

પૂજા પાઠ કરી સવો શેઠ આજે બારીમાં આવે ત્યાં તો નીચેથી અવાજ સંભળાયો.

"સવા શેઠ કયાં છે ?"

સવા શેઠે અવાજ પારખ્યો અને ઉતાવળેથી અમરસંગને મેડી ઉપર લઇ આવવા નીચે ઉતર્યો. પોતે હુંડી ખોટી આપી હતી પણ એમાં ઉદ્દેશ ખોટો ન હોતો. જે સમય મળે તેટલામાં વહાણો આવી જાય એટલે પૈસાની છૂટ થતાં અમરસંગને ખર્ચ સહિત પૈસા આપી દેવાની એની શુદ્ધ દાનત હતી, પણ હુંડી પાછી ફરતાં લેણદારને જે ગુસ્સો ચડે છે એ ગુસ્સાનું માપ કેટલું હોય એ સવો શેઠ સારી પેઠે જાણતો. એટલે કદાચ આ દરબાર ગુસ્સામાં ને ગુસ્સામાં હોહા કરી મૂકી છતે પૈસે પોતાની આબરૂને આંટને હાનિ ન પહોંચાડે એ માટે એને ખાનગીમાં સમજાવી કોઇ ન જાણે તેમ તુરત આખી રકમ ચુકવી આપવાના હેતુથી એણે નીચે ઉતરતાં અમરસંગનું ઝડપથી કાંડું પકડયું.

"દરબાર ચાલો ચાલો આપણે ઉપર વાત કરીએ."

અમરસંગ સવા શેઠ સાથે મેડી ઉપર ચડયો અને બેસતાં પહેલાં જ બોલ્યો :

"સવચંદ શેઠ ! અમદાવાદના સોમચંદ શેઠને તો એની માએ ખરેખર દૂધ પીને જણ્યો છે."

"કેમ ?" આતુરતા, ગભરામણ અને દિલગીરી સહિત એણે અગર સામે જોયું.

"શું એની કેટલીક વાર્તા કહું ? લાખ બાબાશાહીની હુંડી એક તડાકે સ્વીકારી આપી એટલું જ નહિ પણ મારે જે જોઇએ તે સિક્કામાં ચલણી નાણું ગણી આપ્યું. એ તો ઠીક પણ સાત દિવસ સુધી મારી એમણે જે મેમાની કરી એ જીવનભર વિસરાય તેમ નથી."

અગરસંગ સાચે સાચું કહે છે કે વ્યંગમાં બોલે છે એ ઘડીભર સવા શેઠ સમજી શકયો નહિ.

"અને સવા શેઠ, એ સોમચંદને જોયા હોય તો રાજા કરણનો અવતાર. તમે ભલે અમદાવાદની હુંડી લખી આપી. તમારા પુણ્યશાળી માણસને જ આવા ભેરૂબંધ હોય."

અમદાવાદના સોમાશેઠનું એણે માત્ર નામ સાંભળેલું. ન કોઇ જાતની લેવડદેવડ કે અંગત સંબંધ માત્ર વખત વિતાવવા ખોટી હુંડી લખી અને આ દરબાર તો હુંડીનાં નાણાં લઇ આવ્યો એ વિચારે સવા શેઠના આશ્ચર્યનો પાર ન રહ્યો. હજુ આ દરબારની વાણી પર એને વિશ્વાસ ન આવ્યો.

"ત્યારે પૈસા બરાબર મળી ગયા?"

"હા હા. મળી ગયા એટલું જ નહિ પણ આવતી કાલે તખુભા પોતે એ રકમ પાછી અહીં મૂકવા આવે છે."

"કેમ?"

"એ તો માત્ર મારી પાસે એટલું નાણું છે કે નહિ ઈ એને નજરે જોવું હતું તે દેખાડી દીધું, હવે તો તમારે જ ઈ રકમ સાચવવાની છે."

અગરસંગની ઇચ્છા તો થઇ કે પેલા વણિકે ઈર્ષાભાવે પોતાને ઉશ્કેર્યો હતો એ વાત સવા શેઠને કહી દેવી પણ હમણાં મૌન સેવવું એણે ઉચિત ધાર્યું.

જ્યારે નાણાં પાછાં મુકવાની વાત આવી ત્યારે સવા શેઠને ખાતરી થઇ ગઇ કે હુંડી સ્વીકરાઇ ગઈ છે અને એની આંખમાં ઝળઝળીયાં આવી ગયા. સોમચંદ શેઠ માટે એને અનહદ માન ઉત્પન્ન થયું. અને એનો બદલો શી રીતે વાળવો એના વિચારમાં એ પડયો.

પાલીતાણાની યાત્રા કરીને વામનસ્થળીના સવા શેઠ અમદાવાદ આવે છે એ ખબર સાંભળી સોમચંદ શેઠે એના સામૈયાની તૈયારી કરી. ગામના શેઠીઆઓને બોલાવીને સવા શેઠનું સ્વાગત ભવ્ય બને

એવી તજવીજ કરી. અને એના ઉતારા માટે એક વિશાળ હવેલીમાં ગોઠવણુ કરી.

સવા શેઠ પાલીતાણાની યાત્રા નિમિત્તે વામનસ્થળીથી નીકળ્યો હતો પણ એનું મુળ ધ્યેય તો જાતે જઇને સોમચંદ શેઠે પોતાની એક લાખ બાબાશાહી રૂપિયાની હુંડી એમને એમ સ્વીકારી હતી એનો બદલો વાળવાનું હતું. પોતા સાથે એમણે નાણાંની થેલીઓથી બે વેલડી ભરી હતી.

અમદાવાદ આવતા સોમચંદ શેઠે સવા શેઠનું પ્રેમભર્યું સ્વાગત કર્યું. મુસ્કેલીના વખતમાં પોતાની આબરૂ બચાવનાર આ ખાનદાન અમદાવાદી શેઠીઆને જોઇ સવા શેઠની આંખમાં આભાર અને હર્ષ મિશ્રિત આંસુઓ આવ્યાં.

સોરઠના લક્ષાધિપતિને છાજે તેવું સન્માન અમદાવાદે સવા શેઠનું કર્યું.

સરઘસ એક મોટે રસ્તે આવતાં સોમચંદ શેઠે પોતાની રહેવાની હવેલી સવા શેઠને બતાવી.

"ચાલો ચાલો આપને ત્યાં બે ઘડી વિસામો લઇ લઇએ." એમ કહી સરઘસ થોભાવી સવા શેઠે સોમચંદ શેઠને ઘેર જવાની ઇચ્છા બતાવી.

મહેમાનની ઇચ્છા મુજબ સોમચંદ શેઠ સવા શેઠને પોતાની હવેલીમાં તેડી ગયો.

"મારે આપની સાથે થોડી ખાનગી વાત કરવી છે."

"શું છે? બોલો."

"મારી સાથે જે વેલડી છે તેમાંની બે વેલ અહીં ઉતારવાની છે."

"આપનો ઉતારો બીજે સ્થળે છે એટલે સઘળું ત્યાં જ જશે."

"બાકી બધું ભલે મારે ઉતારે જાય. પણ એ બે વેલડી તો અહીં જ ખાલી કરવી પડશે."

"એનું કંઇ કારણ?"

"કારણ છે એટલે જ કહું છું."

"શું ?"

"એમાં આપે મારી એક લાખની બાબાશાહી હુંડી સ્વીકારી એના બદલામાં બે લાખ હું આપને આપવા લાવ્યો છું, એ નાણાની થેલીઓ છે.

"બે લાખ બાબાશાહી ?"

"હા."

"પણ મારું આપના પાસે કંઇ લેણું જ નથી."

"આપે મારી હુંડી સ્વીકારી આપી છે એટલે આપે આ રકમ લેવી જ જોઇએ."

"હું કંઇ જાણતો નથી. મારા ચોપડામાં આપને ખાતે એક પણ પઈ નથી."

"એમ ન બને શેઠ. આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે એનો બદલો તો હું વાળવાતે અસમર્થ છું."

"તમે શું કહો છો તે હું સમજતો નથી. મારા ચોપડામાં તમારે ખાતે નીકળતા હોત તો જરૂર લેત પણ ચોપડામાં એક પઇ પણ ઉધાર નથી."

બન્ને વચ્ચે રકઝક ચાલી. એક કહે મારે પૈસા આપવાના છે બીજો કહે મારા લેણા નથી. નીચે સરઘસમાં આવેલા શેઠીઆઓ વાટ જોઇ જોઇને થાકયા. આખરે તેમાંથી પાંચ જણા ઉપર આવ્યા.

"શેઠજી પધારો, આપ બે મિત્રોને વાતો કરવી હોય તો નિરાંતે કરજો પણ હમણાં તો સરઘસમાં પધારો."

સરા શેઠે એ પાંચ શેઠીઆઓને બેસાર્યા અને જણાવ્યું કે જ્યાંસુધી સોમચંદ શેઠ આ નાણાં ન સ્વીકારે ત્યાંસુધી પોતે આગળ નહિ વધે.

"પણ મારા ચોપડામાં એમને ખાતે એક પઈ પણ ઉધાર ન હોય અને હું એમની આ રકમ શી રીતે લઈ શકું?" સોમચંદ શેઠે સ્પષ્ટ શબ્દોમાં શેઠીઆઓને સમજાવ્યા. શેઠીઆઓ પણ આ બન્ને વચ્ચેની રકઝક સાંભળી તાજુબ થયા. એક પૈસા આપવા ઉતેજાર છે. બીજો પૈસા લેવા ના પાડે છે. એક કહે મારી હુંડી સ્વીકારી છે. બીજો કહે કે એમને નામે ચોપડામાં કંઇ નથી.

આખરે આ વાતનો ચુકાદો આ પંચને સોંપાયો અને સરઘસ આગળ ચાલ્યું.

× × ×

અમદાવાદના પંચે શેઠના ચોપડા તપાસ્યા. ખાનદાનીમાં આ બન્ને પંચને શ્રેષ્ઠ લાગ્યા. પંચે એવો ચુકાદો આપ્યો કે આ નાણાંની રકમ બન્ને પક્ષ પોતા પાસે રાખવા ઇચ્છતો નથી તો જોઇતી રકમ ઉમેરી બન્નેની સેવા તરીકે પાલીતાણાના પવિત્ર ગિરિપર બન્નેની ટુંક બાંધવી. એ પ્રમાણે એ બે લાખ બાબાશાહી તથા બીજા વધુ જોઇતાં નાણાં એ બન્ને શ્રીમંતો પાસેથી લઈ પંચે પાલીતાણાના યાત્રા સ્થળમાં ટુંક બધાવી અને આજે એ ટુંક 'સવાસોમા'ની ટુંક તરીકે અમદાવાદ અને વામનસ્થળીના એ પ્રામાણિક અને ખાનદાન જૈનોનાં મીઠાં સંભારણાં યાદ કરાવે છે.

વાતું રે'શે વીર
ભલપણુની ભાણુનિયું.
પડી જાશે પંડ શરીર
(પણ) પરશર ખડક્યાં પડશે નહિ.

## બહુ ગઈ : થોડી રહી

### લેખક : રા. વાસુદેવ હરદેવ ત્રિવેદી

પ્રાચીનકાળમાં વિશાલા નામે નગરી હતી. તેમાં વિમલકીર્તિ નામે રાજા હતો. રાજા વિદ્યા અને કળાનો શોખીન બહુ. ન્યાયી પણ એવો કે, તેનાં છત્ર નીચે વાઘ અને બકરી એક આરે પાણી પીએ.

રાજાને સંતાનમાં ધવલકીર્તિ નામે એક જ પુત્ર. વિદ્યામાં, ગુણોમાં કે પ્રજાની પ્રીતિ મેળવવામાં કુમાર બાપથી ઉતરતો ન હતો. પ્રજાની તેના ઉપર અમીદૃષ્ટિ જોઇ સંતોષથી રાજાની વૃદ્ધ આંખ ઠરી.

એક દિવસ દક્ષિણ તરફના કેટલાક નટ નટીઓ વિશાલામાં આવ્યાં. રાજાએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. અને તેમના નાટ્યપ્રયોગો જોવા ઇચ્છા દર્શાવી. નટાચાર્યે તે મુજબ તમામ તૈયારી કરી દીધી.

પ્રયોગને દિવસે સાયંકાળ પછી રંગમંડપ નગરશેઠ, મહાજન, વ્યાપારીઓ તથા બીજા અનેક પ્રેક્ષકોથી ઉભરાવા લાગ્યો, યોગ્ય સમયે રાજા પણ રાણી વિદ્યુત્પ્રભા અને કુમાર ધવલકીર્તિને તેડી મંડપમાં આવ્યા. નટોના નાયકે તેમનો ઉચિત સત્કાર કર્યો. પછી સૂત્રધારે નાટ્યપ્રયોગની વસ્તુ જણાવી. નાટક શરૂ કર્યું.

વસ્તુની ઉત્તમ ગૂંથણી, પાત્રોના મનોરંજક અને કલાપૂર્ણ અભિનય તથા તાલમાત્રાબદ્ધ સંગીતથી પ્રેક્ષકો મુગ્ધ થયા. રાજા પણ ઉત્સુકતાથી તમામ પ્રયોગ જોઈ રહ્યા હતા. મંડપમાં સંપૂર્ણ શાંતિ ફેલાઇ ગઇ હતી. તેવામાં એક અસામાન્ય પ્રસંગ બન્યો.

એક નટી રંગભૂમિ પર તેની ઉત્તમ અભિનયકલાનું પ્રદર્શન કરતી સોળે કળા ખીલી નૃત્ય કરી રહી હતી. વિવિધ ગતો ભરતી તે નાચતી હતી. તે જોઈ જોનારનાં હૃદય પણ નાચી ઉઠતાં. જેમ જેમ લોકો દિગ્મૂઢ બનતા ગયા, તેમ તેમ તે વધુ ઉત્સાહથી નૃત્ય કરવા લાગી.

રાત્રીના ત્રણ પહોર વીતી ગયા. નટી શ્રમિત થવા લાગી. ભૂમિને સ્પર્શ કરતાં લજવાતી હોય તેમ અતિ ચપલતાથી નાચતી તેની રતુમડી કોમળ પાનીઓ ધીરે ધીરે મંદ પડવા લાગી. તેનો ભાલ પ્રદેશ પ્રસ્વેદથી અલંકૃત બની ગયો. તેની મદભર આંખો ઘેરાવા લાગી. થાક અને નિદ્રાથી તે વિવશ બની ગઈ. તેની આ સ્થિતિ જોતાં પ્રેક્ષકો ચિંતાતુર થયા.

"બહુ ગઈ થોડી રહીઃ હવે થાકે વણસે કામ;
એહવું સમજી સુંદરી! સુધારી લ્યો ધરી હામ."

નટાચાર્યની આ વખતસર સૂચના સાંભળી નટીમાં હિંમત આવી. તેણે નૃત્ય પૂર્વવત્ ચાલુ રાખ્યું. તેનું કાર્ય પૂરું થતાં જ પ્રેક્ષકોએ નટીને આનંદના અનેક ઉદ્‌ગારોથી વધાવી લીધી. પ્રયોગ પૂરો થયો.

પ્રયોગ પૂર્ણ થતાં તે સમયના રિવાજ મુજબ નટાચાર્ય ભિક્ષા-પાત્ર લઈ દ્રવ્ય ઉઘરાવવા પ્રેક્ષકો પાસે ગયો. નટાચાર્યને દાનમાં અનેક કિંમતી ભેટો મળવા લાગી. તેવામાં એક આશ્ચર્ય બન્યું.

એક વણિક પુત્રે નટાચાર્યના પાત્રમાં જોડે બેઠેલા પોતાના બાપના માથાના વાળની લટ છરીથી કાપી લઇ ભેટ તરીકે નાખી! અને તેણે આ લટ કાપીને અંદર નાખતાં જ, તેનો પિતા પોતાને માથે હાથ દઇ આનંદથી ત્યાં જ નાચવા લાગ્યો!

આ દશ્ય જોતાં રાજાને અને પ્રેક્ષકોને બહુ કુતૂહલ થયું. આ વાણીઆની તે ડાગળી ચસકી ગઇ કે ભૂત વળગ્યું!

રાજાએ નટાચાર્યને તેનું ભિક્ષાપાત્ર લાવવા કહ્યું. નટાચાર્ય પાત્ર લાવ્યો. તેમાં નજર કરતાં જ રાજાની આંખો આશ્ચર્યથી ઠરી ગઇ. બીજી અનેક ભેટો ઉપરાંત બે અમૂલ્ય કુંડળો, બે રત્નજડિત કંકણો, એક જીર્ણ કંથા અને વાળની લટ જોઇ રાજાએ નટાચાર્યને આ ભેટો કોણે કોણે આપી હતી તે જણાવવા કહ્યું.

નટાચાર્યે જણાવ્યું કે કુંડળો રાજકુમારે, કંકણો નગરશેઠની પુત્રવધૂએ, કંથા એક સંન્યાસીએ અને વાળની લટ એક વણિકપુત્રે આપી હતી. રાજાએ આ ભેરો આપનારની વૃત્તિ જાણવાની ઇચ્છાથી પ્રથમ કુમારને બોલાવ્યો અને કહ્યું, "હે કુમાર ! આ નાટકમાં એવો કયો ભાગ તમને સૌથી વધુ ગમ્યો કે જેથી તમે તમારાં કુંડળો દાનમાં આપી દીધાં ?"

રાજકુમાર માથું નીચું નમાવી ક્ષણ ચૂપ રહ્યો. આખરે ભીંયું જોઈ તે બોલ્યો, "પિતાજી ! એ વાત જાણવામાં કાંઇ માલ નથી."

"ગમે તેમ હોય, હું એ વાત જાણવા ઇચ્છું છું." રાજાએ સત્તાદર્શક અવાજથી કહ્યું.

કુમાર મંદસ્વરે કહેવા લાગ્યો: "હે પિતા ! મારો અપરાધ ક્ષમા કરશો. મારા દુર્ભાગ્યે કેટલાય વખતથી મને રાજા બનવાની ઉત્કટ ઇચ્છા થઇ હતી. એ આકાંક્ષાથી મેં આપના મરણની કેટલી નિષ્ફળ રાહ જોઇ ! તમને સ્વર્ગમાં ઉપાડી લેવાને યમરાજાને કેટલીય પ્રાર્થનાઓ કરી જોઇ. પણ ફોગટ ! તમારે માટે મૃત્યુને જેમ જેમ વધુ તેડાં મોકલ્યાં તેમ તેમ તમે મોતને આઘું અને આઘું ઠેલતા. હું કંટાળ્યો. આખરે સાહસ કરવા તૈયાર થયો. આજે મેં આપનું અહીંથી ગયા બાદ ખૂન કરવા નિશ્ચય કર્યો હતો, તેવામાં નટીને વિવશ બનેલી જોતાં નટાચાર્યે ગાયેલો દુહો સાંભળી મને લાગ્યું કે તે મને જ લાગુ પડતો હતો. તમે જેટલા કાળ કાઢ્યા તેટલા હવે કાઢવાના નથી તો થોડીક વધુ ધીરજ રાખવાથી મારી ઇચ્છા સહેજમાં ફળશે.

"હે પિતા ! આમ આ નિન્દ્ય અને પાપી કર્મ કરતાં બચ્યો, તેના આનંદથી મેં મારાં અમૂલ્ય કુંડળો નટાચાર્યને આપી દીધાં છે. મેં આપને ખરી હકીકત કહી છે. મારા અપરાધ માટે જે દંડને હું લાયક હોઉં તે સ્વીકારવા ખુશી છું." કુમાર અટક્યો અને અપરાધીની જેમ નીચું જોઈ રહ્યો.

રાજકુમારની વાત સાંભળી સૌ સ્તબ્ધ બની ગયા. રાજા સૌ સારું જેનું છેવટ સારું એમ ધારી હસી પડયા, પછી રાજાએ નગર-શેઠની પુત્રવધૂને બોલાવી.

ભરયૌવનમાં મહાલતી, સૌંદર્યમાં દેવાંગનાઓને શરમાવતી રત્ન-માળા, મંદ મંદ ડગ ભરતી રાજા રાણી સમીપ આવી અને નમન કરી ઊભી રહી. મહારાણીએ તેનો હાથ ઝાલી પાસે આસન પર બેસાડી મમતાથી પૂછ્યું "હે પુત્રી! તેં આ તારાં અમૂલ્ય રત્ન-કંકણુ શા ઉદ્દેશથી નટાચાર્યને અર્પણ કરી દીધાં તે તું અમને જણાવ અમે સત્ય હકીકત જાણવા આતુર છીએ."

રત્નમાલાએ રાણીને નમન કરી કહેવા માંડ્યું. "હે માતુશ્રી! હું આપને સત્ય વાત કહીશ. મારું લગ્ન ધનપાલ શેઠના પુત્ર રત્ન સાથે થયું છે. મારા પતિદેવ કેટલાક સમયથી વિદેશ વ્યાપાર કરવા પધાર્યા છે. તેમની ગેરહાજરીમાં હું શાસ્ત્રમાં બતાવેલા પતિવ્રતાના સર્વ કઠિન ધર્મોનું પાલન કરી તેમના આગમનની રાહ જોતી દિવસો વીતાવતી હતી.

"હે દેવી! પ્રતીક્ષા કરતાં હેમંત ગઈ, શિશિર પણ ગઈ અને વસંત ઋતુ બેઠી. તો'યે મારા પતિદેવ આવ્યા નહિ, જીવનની વસંત મહોર આવ્યા વિના જ વીતી જવા લાગી. કોકિલનાં કૂજનો મારા હૃદયને વીંધી નાખવા લાગ્યાં. મને થયું, "જ્યારે બધું જગત સુખી ત્યારે હું એકલી શા માટે ઝૂરું?"

"આવા વિચારો કરતી હું આજ નાટક જોવા આવી. અંત-ભાગમાં શ્રમિત અને નિદ્રાવ્યાકુલ નટીને ઉદ્દેશી કહેલા શ્લોકે હું મોહમાંથી જાગી. જેટલા દિવસ વિરહ-દુઃખ વેઠ્યું તેટલું હવે કાંઈ વેઠવાનું નથી. ઘણા સમયથી વિદેશ ગયેલા પતિ હવે ટૂંક સમયમાં આવ્યા વિના રહેશે નહિ. તો નિરાશ થવાને બદલે થોડી ધીરજ કેમ ન રાખવી?"

"હે માતા ! આમ આ શ્લોકથી માનવનિર્બળતાને વશ થતાં, હું અટકી તેના સહેજ બદલા દાખલ આ કંકણો મેં નટાચાર્યને દાન કરી દીધાં છે."

આ વાત સાંભળી સર્વે ચકિત થયાં. બધાંના મુખમાંથી 'ધન્ય' શબ્દ નીકળી પડયો. હવે રાજાએ કંથા અર્પણ કરનાર સંન્યાસીને બોલાવ્યો.

તરત જ શુષ્ક દેહવાળો, બ્રહ્મચર્યના તેજથી દીપતો, ભગવાં વસ્ત્રધારી એક સંન્યાસી ત્યાં આવ્યો અને રાજાને આશિષ આપી ઊભો રહ્યો.

રાજાએ તેને નમન કરી માનથી પૂછ્યું, "હે દંડિન્ ! આ ભગવી કંથા આપે કયા હેતુથી અર્પણ કરી, તે જાણવા હું ઇચ્છું છું."

દંડી બોલ્યો, "હે રાજન્ ! મારું વૃત્તાંત સાંભળો, હું એક ધનાઢય પિતાનો પુત્ર છું. મારું નામ અભયાનંદ. હું યોગ્ય વયનો થતાં મારા પિતાએ મને વિદ્યાભ્યાસ માટે એક પ્રખ્યાત ગુરુને ત્યાં મૂકયો. બાર વર્ષ પર્યંત મેં તે વિદ્વાન ગુરુની પાસે અભ્યાસ કર્યો. અભ્યાસ પૂર્ણ થતાં મેં વિચાર કર્યો કે જગત અસાર છે. શ્રેષ્ઠ તો માત્ર સંન્યાસ છે કે જેથી જીવ અંતે બ્રહ્મને પામી શકે છે.

"આમ વિચારી મેં મારાં માતાપિતા અને ગુરુની આજ્ઞા લઇ સંન્યસ્ત-દીક્ષા લીધી. સંન્યાસીના તમામ ધર્મોનું યથાર્થ પાલન કરવામાં મારે માથે પળીઆં આવવા લાગ્યાં. એવામાં હે રાજન્ ! મારી બુદ્ધિ બદલાવા લાગી. જગતમાં સ્ત્રી પુરુષોને ગૃહસ્થાશ્રમમાં રહી સુખ ભોગવતાં જોઇ મારું સંન્યાસી હૃદય મને ગૃહસ્થાશ્રમી બનતું લાગ્યું. સંન્યાસ લીધો તે કરતાં ગૃહસ્થાશ્રમી થયો હોત તો ઠીક થાત એમ લાગવા માંડયું. આખરે મને મારી કંથા અને દંડ ઉપર કંટાળો આવ્યો. તેમને ફેંકી દઈ મેં પરણીને ગૃહસ્થાશ્રમ માંડવાનો નિશ્ચય કર્યો.

દરમ્યાન, આજના નાટકની ખ્યાતિ સાંભળી હું અહીં આવ્યો. પ્રયોગના અંતભાગમાં નટીને વિવશ બનેલી જોતાં નટાચાર્યે કહેલો શ્લોક સાંભળ્યો. જેમ તે ચેતી તેમ હું પણ ચેતો. આટલી ઉંમર સંન્યાસીના કઠીન ધર્મો પાળ્યા અને હવે થોડાક જીવન માટે એ સર્વ પર પાણી ફેરવવા હું તૈયાર થતો હતો, એ વિચારથી હું શરમાયો. મારા ધર્મના રક્ષણહાર ઉપર હું પ્રસન્ન થયો અને કાંઈક ભેટ આપવા લલચાયો. પણ હે રાજન્ ! મુજ સરખા સંન્યાસી પાસે ભેટ આપવા બીજું શું હોઈ શકે ? તેથી આ મારી કંથા મેં ભેટ કરી દીધી."

સંન્યાસીની વાતથી રાજા પ્રસન્ન થયો. હવે વણિકપુત્રને અને તેના બાપને બોલાવ્યા. પ્રથમ પુત્રને પૂછ્યું, "હે વત્સ ! તેં આ તારા પિતાના વાળ કાપી નટાચાર્યને ભેટ આપ્યા તેનું શું કારણ છે ?"

વણિકપુત્ર બોલ્યો, "રાજાજી ! આ બાપ મારો દુશ્મન છે, કારણ કે તેણે મને બિલકુલ ભણાવ્યો નથી. નટાચાર્યના શ્લોકથી ખુશ થઈ બધાંએ મોટી ભેટો આપી પણ હું તે શ્લોકનો અર્થ સમજી શકતો ન હોવાથી મને આવો મૂર્ખ રાખવા બદલ મારા પિતા ઉપર ગુસ્સો ચઢયો. આથી મેં મારા પિતાના વાળની લટો કાપી તેને જ ભેટ તરીકે નટાચાર્યને અર્પણ કરી દીધી !"

રાજા અને સભાજનો આ સાંભળી હસ્યા. રાજાએ તેના બાપને વિવેકથી પૂછ્યું: "હે મહાજન ! તમારા પુત્રે તમારા માથાના વાળ કાપી ભિક્ષાપાત્રમાં નાખ્યા, તેમાં તમે આનંદથી કેમ નાચ્યા તે અમને કહો."

ત્યારે વણિક બોલ્યો, "હે રાજન્ ! પિતા તરીકે મારી ફરજ હતી કે પુત્રને ભણાવવો. છતાંય નિષ્કાળજીથી મેં એને ભણાવ્યો નહિ તેથી તેણે આ પ્રસંગે મારું માથું પણ કાપી નાખ્યું હોત તો એ મૂર્ખાને કોણ વારત ? વાળ તો ફરી પણ ઉગશે પણ માથું કપાયું હોત તે ફરીથી ઉગવાનું હતું ? આમ આજે માથું ઉગારવાથી હું માથે હાથ દઈ આનંદથી નાચ્યો હતો."

રાજા આ બધાંની હકીકત સાંભળી ખૂબ પ્રસન્ન થયો. તેણે નટાચાર્યને આ પ્રસંગે એક મૂલ્યવાન હાર બક્ષિસ આપ્યો અને તમામ નટ નટીઓને આજીવિકા બાંધી આપી. મહારાણીએ રત્નમાળાને સંભારણા દાખલ એક રત્નજડિત વીંટી ભેટ આપી. સૌ આનંદથી ઘેર ગયાં.

કેટલાક દિવસો બાદ પ્રધાનો અને પ્રજાની સંપતિ લઈ રાજા રાણીએ રાજકુમાર ધવલકીર્તિને રાજ્ય અર્પણ કરી વાનપ્રસ્થ ધર્મ સ્વીકાર્યો. ધવલકીર્તિનો રાજ્ય-અમલ ઉત્તમ નીવડયો. તેણે નટાચાર્યનાં ને પોતાનું શેષ જીવન પ્રજા-હિતનાં કામ કરવામાં વ્યતીત કર્યું.*

*

* એક પ્રાચીન લોકકથાના આધારે.

## લાખો અને રાણી નાયકદે

**શ્રી. શંકરભાઈ સોમાભાઈ તડવી,**

જયમલ કુટિર, મુ. પો. ગરડા,
તા. સંખેડા. જિ. વડોદરા.

એક હતી રાણી નાયકદે અને એક હતો લાખો. રાણી નાયકદે સાથે લાખો લાગતો[1] લાગેલો હતો. બાળપણની પ્રીત પણ બંનેનાં લગ્ન ન થઈ શક્યાં. નાયકદે લાખાને મનથી વરી ચૂકી હતી. પણ રાણી નાયકદેને બીજે ઘેર પરણાવી દીધી.

લાખો રાણીને શોધતો શોધતો ગયો. જે ગામમાં તેને પરણાવી હતી તે ગામમાં ગયો. અને બરાબર રાણી જે મેડીએ રહેતી હતી, તેની સામે જ ઘર ભાડે રાખ્યું. લાખો ત્યાં રહે છે. એમ કરતાં રાણી નાયકદેને ખબર પડી. નાયકદેએ પોતાના ધણી સાથે નહિ રહેવાનું વ્રત લીધું હતું.

રાત પડે રાણી નાયકદે એક બારી ઉઘાડી રાખે. દરરોજ રાતે લાખો હીરની દોરીએ બાંધી ગોહટી[2] નાખે. ગોહટી બારીએ ચોંટી રહે. એ દોરી પકડીને લાખો જાય.

રાતે સોગઠાં ( સોગટાંબાજી ) નાખી રમે. પોઢીને સવારે આવતો રહે.

એક દિવસના સમે લાખાની કટારી બારીમાંથી પેસતાં પડી ગઇ. તે નાયકદેની ઉપર પડી. કેડો[3] વઢાઇ ગઇ. લાખો રાણી નાયકદે પાસે ગયો. રાણી બોલીઃ

હે સૂરજ શે'રના સરાણિયા,
કટારી ઘડી નવધાર;
ભૂંડા. શેં કરી ના ખાંડી ધાર,
અરેરે ! ભૂંડા પડી વા'લાંને પેટ.

---

૧. પ્રેમમાં પડેલો. ૨ ઘા, ૩. કમરનો ભાગ.

તો ય લાખાને કશી ખબર ન પડી. રાણીની સમસ્યા તે સમજ્યો નહિ. એટલે રાણી ફરીથી બોલી:

મોજ તો માણજો લાખા આજની રાત,
પરોઢિયે છાંડશે મારો પ્રાણ............

અને લાખો ચમક્યો. લાખાએ કેડ પર હાથ નાખ્યો. કટારી નથી ! ! લાખાનો જીવ ઉદાસ થઈ ગયો.

રાણી બોલી: જે વાતચીત કરવી હોય તે કરી લે. લાખા ! ભલે મારાં બે ડીંગલાં થઇ ગયાં છે.

લાખો હીરની દોરી નાખીને પોતાને ઘેર જતો રહ્યો. અને રાણીએ બારી બંધ કરી દીધી.

× × ×

સવારે રાણી નાથકદે મરી ગઇ, એવી વાતો ગામમાં ચાલી. રાણીને હાડડીમાં ઘાલીને મસાણે લઈ ગયા. મસાણમાં ધૂમાડો નીકળતો હતો તે જોઈ લાખો ગોવાળિયાને પૂછે છે: હલા ભઈ ! કોને ઘેર માણસ મૂવાં ?

ગોવાળ કહે: તેં દીઠું નથી ?
લાખો કહે: હું અજાણ્યો છું, કયાંથી જાણું ?
વીરા ગોવાળિયા ! તમને વીનવું,
કોને ઘેર મૂવાં મનસરે[1],

ભૂંડા ! કયા મસાણમાં લઈ ગયા તે બતાવ ?
ગોવાળ કહે: જે ઘેર લાખો મોજે માણતો
તે ઘર માનહુ[2] મૂવાં;
સોના વરણી એની ચે'[3] બળે
એનો રૂપા વરણો ધુમાડો.

---

૧-૨. માણસ. ૩ ચેહ-ચિતા,

લાખાએ તે જાણી કેડ કમર બાંધી લીધી. અને ત્યાંથી દોટ દીધી. મસાણને રસ્તે દોડતો જાય છે.

ડાઘુઓ હાથમાં વાંસ લઇને ચિતા ફરતા ઊભા હતા. તેઓ માનતા હતા કે, રાણી સાથે કોઈ લાગને લાગેલો સાચો હશે, તેનો સાચો પ્રેમી હશે, તો જરૂર ચેહમાં પડવા આવશે. આવનારને મારવા માટે તેઓ વાંસ લઇને ફરતા ઊભા હતા.

લાખાને જોઇને ડાઘુઓ વાંસ ઉગામી મારવા તૈયાર થયા. પણ લાખો જબરો ! ! એણે તો માર્યો ઝપાટો. છલંગ મારીને ચેહમાં કૂદી પડયો. ડાઘુઓ આંખો ચોળતા રહી ગયા. કોઇનો વાંસ લાખાને ન વાગ્યો.

લાખાએ ચેહમાં પડતાં જ અર્ધી બળેલી રાણીને બાથ ભરી લીધી. બાથ ભરીને બળી મૂવો !*

*

* આવી વાતો 'ધરકની વાતો' નામે ઓળખાય છે. આ પ્રેમકથા ગરડાના વૃદ્ધ તડવી શ્રી. ભાણાભાઈ માવાભાઈ પાસેથી ઇ. સ. ૧૯૫૨ના મે માં ઉતારેલી છે. આ 'લાખાની વાર્તા' નામે ઓળખાય છે.

# હીવાસાની વાર્તા

## (કહેનાર : સૌ. શ્રીમતી બાલા મજમુદાર)

એક હતા નગરશેઠ, અને એક હતાં શેઠાણી. શેઠાણીને બધું સુખ, પણ પેટે સંતાન નહિ.

શેઠની ઉમર પચાસની થઈ ત્યારે પ્રભુનું કરવું તે શેઠને ઘેર ઘોડિયું બંધાયું, શેઠાણીનો હરખ તો માય નહિ.

શેઠે ગાયોનાં દાન દીધાં; આખું ગામ જમાડયું; ગરીબોને અન્નવસ્ત્ર આપ્યાં.

એક દિવસ એક સંત ફરતા ફરતા તેમને ત્યાં આવ્યા. શેઠે તેમનો ખૂબ સત્કાર કર્યો. પોતાના નવા સંતાનને પગે લગાડયો. તેની કુંડળી કરવા વિનંતિ કરી.

સંતે આનાકાની કરી : છતાં પછી ન છૂટકે જન્માક્ષર બનાવ્યા. સંત વિચારમાં પડી ગયા. ફરી ફરીને ગણિત કરે પણ એક જ ઉત્તર આવીને ઊભો રહે.

શેઠ પામી ગયા કે કંઈક ન કહેવા જેવું અહમાં છે. તેમણે સંતને વિનંતિ કરી, "મહારાજ, કાંઈ નહિ. જેવું હોય તેવું મારે મોંએ કહો : અને દુઃખ નહિ લાગે."

સંતે વણુપાલવતે કહ્યું, "શેઠ, બાળકને પરણાવશો નહિ. નહિ તો ચોરી વખતે જ તેનું મૃત્યુ થશે. માટે ગમે તેમ કરી એનાં લગન થતાં અટકાવજો."

શેઠ વિચારમાં પડી ગયા. અને બોલ્યા, "ભલે, મારાથી બનતું કરી છૂટીશ."

બાળક તો મોટો થાય છે. દિવસે ન વધે તેટલો રાતે વધે છે. એમ કરતાં બાળક સોળ વર્ષનો થયો. તેનાં રૂપ, ગુણ અને સંપત્તિ જોઈ કન્યાનાં માગાં આવતાં શરૂ થયાં.

શેઠે ખહાનાં કાઢીને માગાં પાછા ઠેલવાં માંડયાં. પણ શેઠાણીની ધીરજ ખૂટી. એમણે પુત્રનો હથેવાળો કરવા વાત હાથમાં લીધી.

શેઠથી મનની વાત શેઠાણીને કહેવાતી નથી. એટલે અજાણતાં શેઠાણીએ ગામમાંની જ ખાનદાન અને રૂપરૂપની ભંડાર એવી વહુ નક્કી કરી.

ઘડિયાં લગન લેવાયાં. સાજનમહાજન સાથે મોટો વરઘોડો નીકળ્યો. વેવાઇને ઘેર વરકન્યાનો હથેવાળો મળ્યો. અરસપરસ ગીત ગવાયાં. પાછલી રાતમાં વરકન્યાને ચોરીમાં પધરાવવાનો સમય થયો.

શેઠના મનમાં ભારે ચિંતા છે. તે કોઇને કહેવાતી નથી અને મનથી સહેવાતી પણ નથી.

શેઠે ચોરી ફરતી સખત ચોકી મૂકી; પણ લખ્યા લેખ કાંઈ મિથ્યા થાય છે? ત્રણ ફેરા ફર્યા. અને ગામમાં વાઘ આવવાની બૂમ પડી. 'નાસો, નાસો.'

વાઘ સીધો સીધો ચોરી આગળ આવી પહોંચ્યો. વરને તરાપ મારી ઉચકયો. સિપાઇઓ ભાલા તલવાર લઇ સામા થયા. પણ વાઘે નહોર ભર્યા. અને વર ઢળી પડયો!

ચોરીને ઠેકાણે ચિતા જેવું વાતાવરણ થઇ ગયું. ગામ આખામાં હાહાકાર થઇ ગયો. સૌની આંખ ભીની થઈ.

એકાએક પરણતી કન્યાને સત ચડયું. બન્ને સ્મશાને સાથે ગયાં. કોઇની વારી એ રોકાઇ નહિ. સ્મશાનમાં મીંઢળબંધી કન્યાએ પતિને બાળવા ન દીધો.

વહુ તો પતિનું માથું ખોળામાં લઇને, મોટે સાદે રડતી બેઠી છે. માણસો થાકીને ઘેર ગયાં.

ચારે તરફ અંધકાર છે; છતાં સાવિત્રી જેવી અડગ વહુ, ડરતી નથી. તો પણ તેનો વિલાપ ચાલુ છે.

મધરાત થઈ. વહુનો વિલાપ સાંભળી, ચારે દિશાની ચાર દેવીઓને દયા આવી. તેમાંની પહેલી જયા માતા તેની પાસે આવી. અને તેને દિલાસો દેતાં પૂછ્યું, "બેટા, કેમ રડે છે ?"

વહુએ પોતાની વીતકકથા કહી. "સતી સ્ત્રીને પતિ સર્વસ્વ છે. પતિ ગયો એટલે બધું ગયું–એ વિચારે હું રડું છું."

જયામા બોલ્યાં "તારા પતિને જીવતો કરું તો ?"

"તો તો હું ભવોભવ તમારો આભાર માનું."

જયામા બોલ્યાં, "એમ એકલો આભાર માન્યે ચાલશે નહિ. હું કહું તેમ તું કરીશ ?"

વહુએ આશાભરી મીટ માંડી માથું હલાવ્યું. "પતિ માટે ગમે તે આપવા તૈયાર છું."

જયામાએ કહ્યું, "મને વચન આપ. મારે જરૂર પડ્યે તેનો હું ઉપયોગ કરીશ."

જયામાને વહુએ વચન આપ્યું: એટલે એ જરા આઘે ખસયાં.

એટલામાં ત્યાં વિજયામા આવ્યાં. તેમણે પણ વહુનું વચન લીધું.

એવરતમા અને જયનતમા પણ આવી પહોંચ્યાં: ચારે જણે વહુને વચનથી બાંધી લીધી.

વરને અમી છાંટો નાખી, દેવીઓએ તેને સજીવન કર્યો. વહુના આનંદનો તો પાર નથી. વહુએ દેવીનાં ઓવારણાં લીધાં: પોતાનો પાલવ પાથરી દેવીઓને લળીલળીને પાગે લાગી.

વરે શું થયું હતું તેની વાત વહુને પૂછી. ચતુર વહુએ ગોળગોળ વાત કરી: અને સાચો ઉત્તર ટાળ્યો.

એટલામાં સવાર પડ્યું. ગામનાં એકેક માણસ ખબર કાઢવા આવ્યાં. દૂરથી સ્મશાનમાં બે જણને વાત કરતાં સાંભળી આશ્ચર્ય થયું. ગામમાં ખબર પહોંચી ગઈ.

શેઠ શેઠાણી સગાંવહાલાં સાથે ત્યાં દોડી આવ્યાં. સતીરાણી એવી વહુને, તથા પીઠી ચોળેલા પુત્રને તેડીને સૌ ઘેર આવ્યાં.

વરવહુની જોડી સારસની જેમ હેત કરે છે: થોડે સમયે વહુને સીમંત આવ્યું. ગામમાં સૌને આનંદ આનંદ થઇ ગયો.

દેવ જેવો દીકરો સતીવહુની કૂખે જન્મ્યો. શેઠાણીને પોતાનો સંસાર ધન્ય લાગ્યો.

મધરાત થઈ. સૌ કોઈ નીરાંતે સૂતાં છે: પુત્રને પડખામાં લઈ વહુ સૂતી છે. ત્યાં જયામા આવી પહોંચ્યાં.

બોલ્યાં, "બેટા, મને આપેલું વચન યાદ છે? આજે હું એ વચન માગવા આવી છું."

વહુ ઊઠીને બેઠી થઇ: દેવીને પગે પડી: દેવીએ માગ્યું, "તારો પુત્ર આપ." વચને બંધાયેલી વહુએ તરત દૂધમલ બાળક સામે ધર્યો, જયામા પુત્રને લઇને ચાલતાં થયાં. રાતે કોઇને ખબર નથી.

સવાર પડયું. વહુની પાસે છોકરો નથી: શોધાશોધ થઈ: પણ મીંદડી એને લઈ ગઇ હશે એમ કહી મન વાળ્યું.

વહુને ખોળે બીજો પુત્ર જન્મ્યો: પણ આ વખતે સાસુએ જરા વધારે સાવચેતી રાખી હતી. બાળકને પોતાની આંખતળે સુવાડયો છે. વિજયામા મધરાતે આવ્યાં: વચન માગી લીધું. અને સાસુની નજર ચૂકવીને પણ બાળકને ઊપાડી લીધું.

કોઇનું કાંઈ ચાલ્યું નહિ. વહુને દુ:ખ છતાં, પોતાનું વચન પાળ્યાનો સંતોષ છે.

વહુને ત્રીજી સુવાવડ આવી. આ વખતે બાળકને સસરાની પાસે સુવરાવ્યો. તેમની અખંડ ચોકી ચાલુ હતી.

પરંતુ એવરતમા આવ્યાં. શેઠને કારમી નિદ્રામાં નાખી દીધા. અને બાળકને લઈને ચાલ્યાં ગયાં. કોઇ દૈવી શક્તિ આ

બાળકને લઇ જવા પાછળ છે એમ સૌને થયું. સૌએ શોક કરવો મૂકી દીધો.

ચોથી સુવાવડમાં બાળકને પતિની ચોળી નીચે રાખવાનું ઠર્યું. પરંતુ તેને પણ જયવ્રતમાએ આવીને ઊચક્યો. પરંતુ વહુબેટાને કહેતાં ગયાં.

"બેટા, આ પુત્રને તો હું લઇ જ જઇશ. પરંતુ હવે પછી તને દીકરી આવશે. તે તારી પાસે જીવતી રહેશે, આ દીકરી પાંચ વર્ષની થાય ત્યારે તું રાંદલમાને તેડજે. પછી ગામ બહાર આવી, ચારે દિશાએ અમને ચારે જણને નોતરાં દઇ જજે. એટલે અમે પણ ત્યાં આવીશું."

ચોથો છોકરો પણ ભારે હૈયે, છતાં સતનું પાલન કરતાં કરતાં સંતોષ અનુભવીને, વહુએ સોંપી દીધો.

વહુને પેટે દીકરી રતન આવ્યું. સૌને ચિંતા થઈ. પરંતુ ભગવાનની ઇચ્છા હશે એમ થશે કહીને ધીરજ રાખી.

દીકરીને લઇ જનાર તો કોઇ હતું નહિ. એટલે પુત્રીનાં બારસાં થયાં. અને એમ કરતાં પુત્રી મોટી થાય છે.

શેઠ શેઠાણી પુત્રીને પુત્રની જેમ લાડ કરે છે. પુત્રીના રૂપનો પાર નથી.

પુત્રી પાંચ વર્ષની થઇ, એટલે વહુએ સાસુ સસરાને કહ્યું, "મારે રાંદલમાને તેડવાની માનતા છે. તો હવે રૂડાં રાંદલમાને તેડીશું?"

ગુણિયલ વહુનો પડયો બોલ સૌ કોઇ ઝીલવા તૈયાર હતું. વાજતેગાજતે રાંદલમાને તેડયાં.

વહુએ કહ્યું, "મારે બીજી માતાઓને પણ તેડવાં છે."

વહુ રથમાં બેસી ગામની બહાર પાદરે ગઈ. હાથમાં કંકાવટી લીધી. અને ચારે દિશાએ ચારે દેવીનાં નામ બોલી કંકુ ચોખા છાંટવા માંડયા.

ચારે દિશાએથી ઝળાંઝળાં તથાં અજવાળાં દેખાયાં. દેવીઓ આવીને ઊભાં રહ્યાં. વહુને આશિષ આપી રહી.

વહુએ રીતસરનાં નોતરાં દીધાં. દેવીઓ પ્રસન્ન થઈ, અને બોલી, "તું તારું બોલેલું પાળીને આવી, તો અમે ખુશીથી આવીશું. સાંજરે અમારે સારું ચાર રથ લેતી આવજે."

વહુ તો હરખાતી ઘેર આવી, રાંદલમાની પૂજા કરી.

સાંજ પડી અને રથમાં બેસી, બીજા ચાર રથ સાથે જોડાવીને તે સીમમાં આવી. ચારે દિશાએ કુંકુચોખા છાંટયા. નામ દઈ ને ચારે દેવીઓને બોલાવ્યાં.

ચારે દેવીઓ ચારે પુત્રને આંગળીએ લઈ ને આવ્યાં, એક એક રથમાં એક દેવી અને એક પુત્ર. એમ બેસીને આવ્યાં.

સામૈયું ગામભણી વળ્યું. બધાં ગામમાં આવ્યાં. ચાર દેવીઓને સાથે ચાર છોકરાઓને જોઈ ને સૌને આશ્ચર્ય થયું. સૌ પૂછવા લાગ્યું, "એ કોણ હશે ?"

બધાં ઘેર આવ્યાં. માને નૈવેદ્ય ધરાયાં: સૌએ પ્રસાદ આરોગ્યો.

વહુ નાની દીકરીનું માથું ગૂંથવા બેઠી: દીકરી એકાએક રડવા લાગી: સૌએ પૂછ્યું, "બેટા કેમ રડે છે ?" માએ શીખવી રાખ્યું હતું તેમ નાની દીકરી રડતાં રડતાં કહેવા લાગી, "મારે શું જોઈએ છે, પૂછો છો ? મને ભાઈ આપો. મારે ભાઈ નથી !"

ચારે દેવીઓ દીકરીના રુદનથી હલમલી ઊઠી. દેવીનું માતૃહૃદય વીંધાયું. તેમણે ચારે પુત્ર તેની બહેનને સોંપી દીધા.

શેઠ શેઠાણી અને આખો સંસાર આ બધું જોઈ ને આભ આભ રાજી થઈ ગયો.

વહુ ચારે દેવીઓને પગે લાગી. દેવીઓ પોતપોતાને થાનકે ગઈ છે.

ગામ આખું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું. સૌએ આવીને વહુને પૂછવા માંડ્યું, "વહુ બેટા, આ ચારે દીકરા ક્યાંથી મળ્યા, અને કેમ મળ્યા તે કહોને."

એટલે પછી વહુએ ચારે દેવીઓનાં વરદાનથી વર કેમ સજીવન થયો. અને તેના બદલામાં ચારે દેવીને કેવું વચન આપ્યું હતું તે પણ કહ્યું.

સાંભળનારની આંખમાંથી આંસુની ધારા ચાલી. માતાનું પારખું જાણીને બધાં ધન્ય બન્યાં.

વહુએ બધાંને માંડીને વાત કહી. અને પછી કહ્યું કે 'આજે દીવાસાનો દહાડો છે, અષાડો પસવાડો છે. અમાસનો દિવસ છે. તો સૌ ચારે દેવીની પૂજા કરો, દેવીને નૈવેદ્ય ધરો તો સૌને સારાં વાનાં થશે."

બોલો જયામાની જય! જયામા જેમ અમને તૂઠયાં તેમ સૌને તૂઠજો!

# કંકાળી

## શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટ

મા ચામુંડાના ચાચરચોકમાં સૂર્ય–ચંદ્ર પ્રકાશતા હોય તેમ જ્યોત ઝળહળી રહી હતી. માને પ્રસન્ન કરવા ગોરો ખેતરપાળ અને તેના ચેલાઓ અનેક પ્રકારનાં વાદ્યો વગાડતાં નૃત્ય કરી રહ્યા હતા–પોતાની નૃત્ય અંગેની બધી જ કળાઓ માના ચરણમાં ધરી રહ્યા હતા.

એકાએક મા ચામુંડાની આંખ ઊંચી થઈ ને નૃત્ય અટકી ગયું. ક્ષણ પહેલાં વાદ્યોના અવાજથી ગાજતા ચાચરચોકમાં સ્મશાન શાંતિ પ્રસરી ગઈ.

'ગોરા.' શાંતિનો ભંગ કરતા મા ચામુંડા બોલ્યાં.

'મા.' ધ્રૂજતો ગોરો આગળ આવ્યો, બોલ્યો, 'આજ્ઞા.'

'ગોરા.' શાંત ગંભીર અવાજે માએ પૂછ્યું, 'કાળભૈરવ કાં જણાતો નથી?'

'મારી મા,' બહુ જ ધીમા અવાજે ગોરો બોલ્યો, 'મા, તારાથી શું અજાણ્યું છે? જળમાં, સ્થળમાં રહેલી માડી 'કાળભૈરવ કાં જણાતો નથી?' તેનો જવાબ હું શું આપવાનો હતો?' બોલતા ગોરાએ માથું નમાવ્યું.

'ગોરા,' મા બોલી, 'ભાન ભૂલ્યાઓને ક્યારે સત્ય સમજાય છે? તેમના હિતની શિખામણ પણ તેમને ક્યારે રુચે છે? જ્યાં જગદેવ હોય ત્યાં જવાની મેં કાળાને કેટલીયવાર ના પાડી હશે છતાં તે ત્યાં ગયો. સિંહની ગુફામાં જનાર ક્યારે જીવતો પાછો ફરી શકે છે? એ ભાનભૂલ્યાએ પોતાની જાતે જ પોતાના પગ પર કુહાડાનો ઘા કર્યો.'

'ખમ્મા માડીને.' ગોરાએ માના વદન પર દૃષ્ટિ સ્થિર કરી કહ્યું.

'જગદેવના હાથે બંધાઈ–તેનાં દુઃસાહસની શિક્ષા એ ભોગવી રહ્યો છે.'

'મા......મા......' ગોરો બોલ્યો, 'એ તારો જ સેવક છે ને? તું દયાની દેવી સેવક પર દયાની દૃષ્ટિ નહિ કરે તો કોણ કરશે? એ દુઃખ ભોગવી રહેલા કાળભૈરવને તું નહિ છોડાવે તો કોણ છોડાવશે?'

'ગોરા,' માએ ગંભીરતાથી કહેવા માંડયું, 'સ્વાર્થમય જગતમાં અપવાદરૂપે કેટલાય નિઃસ્વાર્થી રહેલા હોય છે. તેથી વિનાશને રોકવા તેમના શબ્દો સાંભળવા જોઇએ, તેના પર વિચાર કરવો જોઇએ.'

'મા, થનાર ભાવિને કોણ રોકી શકે છે? બ્રહ્મા જેવા ભૂલ ખાઇ ગયા તો કાળભૈરવ કોણ માત્ર? મા......' કરગરતો ગોરો બોલ્યો, 'બાળક ગમે તેટલા અપરાધ કરે, માની શિખામણની અવગણના કરે, છતાં ...છતાં...મા કુમાતા થતી નથી. છોરુ કછોરુ થાય છતાંય માવિતર કમાવિતર થતાં નથી.'

'ગોરા,' અમી દૃષ્ટિથી જોતાં માએ કહ્યું, 'જગદેવે ભંડારેલા એ કાળાને છોડાવવા હું જઇશ.' બોલતી માના સ્વરૂપમાં એકાએક પરિવર્તન થયું. ક્ષણ પહેલા જેની સામુંય ન જોવાય–અનેક અલંકારો અને કીમતી વસ્ત્રોથી શોભતી મા–વૃદ્ધા જેવી, કાળી ભૂત અને દુર્બળ જણાવા લાગી. ચાંદી જેવા સફેદ વાળ આમતેમ ઉડવા લાગ્યા. કપાળમાં સિંદૂરની આડ હતી ને દાંતો બહાર જણાવાથી માનું સ્વરૂપ ભયંકર જણાતું હતું.

કીમતી સાડીના સ્થાને ઊનનો કાળો કામળો દેખાયો. સિંદૂરથી લથબથ થયેલી કાંચળી, ઓઢેલી કાળી લોમડીમાંથી જણાઈ. હાથમાંનું ત્રિશૂળ માની ભયંકરતામાં વધારો કરી રહ્યું. આવા સ્વરૂપે માએ ગુર્જરેશ્વર સિદ્ધરાજના સભાગૃહ તરફ પગલાં ભર્યાં. સભાગૃહમાં પ્રવેશતાં જ માનું સ્વરૂપ જોતાં જ બધા વિચારમાં પડી ગયા. 'કોણ છે?' તે પૂછવા જેવી સ્થિતિમાંય ન રહ્યા.

એક પળ અને બીજી પળે વિચારોને ખંખેરતા મહારાજ સિદ્ધરાજે માને પૂછ્યું, 'બાઈ, તું કોણ છે?'

'હું ?' બોલતી માએ અટ્ટહાસ્ય કર્યું. એ હાસ્યે બધાનાં કાળજાં કંપાવ્યાં. 'ગુર્જરેશ્વર, હું જાતની ભાટડી.' બોલતી મા—એ કંકાળી ભાટડીએ ડાબા હાથથી જગદેવને આશીર્વાદ આપ્યો, ને છેડો ખેંચ્યો.

માનો—કંકાળી ભાટડીનો આશીર્વાદ લઇ જગદેવ ત્યાંથી ઊઠી ચાલ્યો ગયો ત્યારે કંકાળી ભાટડી પ્રેમભરી દૃષ્ટિએ તેની પૂંઠ જોતી ઊભી રહી, મહારાજ સિદ્ધરાજને આ ન ગમ્યું. તે બોલ્યા, 'ભાટડી, મારા કરતાં જગદેવ તરફ વધુ માનની દૃષ્ટિએ તેં જોયું તેનું કારણ હું ન સમજ્યો.'

'ગુર્જરપતિ,' શાંત ગંભીર અવાજે કંકાળી બોલી, 'મેં જે માન જગદેવને આપ્યું, તેને માટે તે યોગ્ય જ છે.'

'શું મારા કરતાં જગદેવ વધુ માનને યોગ્ય છે?' માથું ઊંચું કરી ટટ્ટાર થઇ મહારાજ સિદ્ધરાજ બોલ્યા, 'હું...હું...'

'ગુર્જરેશ્વર.' મહારાજ સિદ્ધરાજને બોલતા અટકાવી કંકાળી બોલી, 'પરમારને જેટલું માન આપવું જોઇએ તેટલું જ માન મેં આપ્યું છે. હું ક્યારે પણ પક્ષપાત કરતી નથી.'

કંકાળીના આ શબ્દોએ મહારાજ સિદ્ધરાજ માટે તીરની ગરજ સારી. તેમનું હૃદય ઘવાયું. તેમનાથી જગદેવ પરમારને અપાયેલું માન સહન ન થયું. તે ઘવાયેલા હૃદયે બોલ્યા, 'કંકાળી, તારે જે માગવું હોય તે જગદેવ પાસે જઈ પહેલાં માગ.'

'કાં મહારાજ, આમ અવળા વેણ કાઢયાં? અવળી ગંગા વહેવડાવવા તૈયાર થયા?' કંકાળી ભાટડી જાણે સિદ્ધરાજના શબ્દોથી દુઃખી થઇ હોય તેમ બોલી, 'ગુર્જરપતિ એક ભાટડીને દાન આપતા અચકાશે તો સમુદ્ર મર્યાદા મૂકશે. સૂરજ પૂર્વને બદલે પશ્ચિમે ઊગશે. ગુર્જરપતિ, મારે માટે જ કાં દાનનાં સરોવર સુકાયાં?'

'કંકાળી,' મહારાજ બોલ્યા, 'મારું કહેવું તું સમજી નહિ. તું પહેલી જગદેવ પાસે જા.'

'અને પછી ?' કંકાળીએ પૂછ્યું.

'તને જગદેવ જે આપશે તેના કરતાં હું ચારગણું આપીશ.'

'શું કહો છો ગુર્જરેશ્વર ?' કંકાળી નવાઈ પામતી બોલી, 'જગદેવ પરમાર જે આપશે તેના કરતાં ચારગણું આપશો ?'

'હા,' સિદ્ધરાજે ભાર દઈ કહ્યું, 'તું ત્યાંથી જે લાવીશ તેના કરતાં મારે ચારગણું તને આપવું.'

'જોજો ગુર્જરપતિ, ક્યાંક બોલ્યું અબોલ્યું ન કરવું પડે.' જાણે ભવિષ્ય જોતી હોય તેમ કંકાળી બોલી, 'જે મોઢે પાન ચાવ્યાં તે મોઢે કોયલા ચાવવા ન પડે. જગદેવ જે આપશે તેનાથી ચારગણું તો શું પણ એટલુંય નહિ અપાય. કારણ કે :—

'પ્રથમ વડા પરમાર, પૃથ્વી પરમારાંતણી,

એક ઉજેણી ધાર, બીજું આબુ બેસણું.'

'કંકાળી,' મહારાજ બોલ્યા, 'એ તો વખત સમજાવશે.'

'એ...મ ?' કહી કંકાળી ત્યાંથી ચાલી. ને જગદેવ હતો ત્યાં આવી બોલી, 'પરમાર, તમે જે દાન આપશો તેના કરતાં ગુજરાતનો ધણી મને ચારગણું દાન આપશે, માટે મને દાન આપતાં પાછું વાળી જોશો ના.'

'મહારાજ સિદ્ધરાજ મારા કરતાં ચારગણું દાન આપશે ?' જગદેવે પોતાની દષ્ટિ કંકાળી પર સ્થિર કરતાં પૂછ્યું.

'હા પરમાર.' કંકાળીએ કહ્યું, 'આજ મન મૂકી દેવાનો પ્રસંગ છે.'

'હા, હા,' કહેતો જગદેવ કંકાળીને દાનમાં શું આપવું તેનો વિચાર કરવા લાગ્યો. આજ સોલંકી અને પરમાર વચ્ચે દાનની હરીફાઈ હતી. સિદ્ધરાજ ચારગણું ન આપી શકે તેવું કાંઈક આપવા

જગદેવ વિચારતો હતો. આખરે તેને વિચાર સૂઝ્યો. મોઢા પર સ્મિત ફરક્યું. 'ઘોભ, હું હમણાં આવું છું.' જગદેવે કંકાળીને કહ્યું.

'જગદેવ, આજ જીવ ચોરવાના નહિ. ભાવિ પ્રજા યાદ કરે તેવું દાન આપજો.'

'એવું જ થશે.' કહેતો જગદેવ સોલંકિણી રાણી પાસે આવ્યો, બોલ્યો, 'રાણી, આજ પરમારની પરીક્ષા છે. પરમારની શક્તિનું માપ નીકળવાનું છે. આજ મહારાજ સિદ્ધરાજ એક ભાટડીને હું જે કાંઈ આપું તેના કરતાં ચારગણું આપવાના છે. આજ મન મૂકીને દાન આપવાનું છે.

'તે આપોને.' સોલંકિણીએ કહ્યું, 'બિચારી ભાટડીનું જનમનું દુઃખ દૂર થશે.'

'સોલંકિણી, હું દાનમાં શું આપવાનો છું તે તમે વિચારી શકો છો?' જગદેવે પૂછ્યું.

'કોઈના મનમાં શું છે તે કોણ જાણી શક્યું છે?'

'તો સાંભળો, હું મારા માથાનું દાન કરવાનો છું.' જગદેવના મોઢામાંથી આ શબ્દો નીકળ્યા, તે સાથે જ કોઈ ભયંકર વસ્તુ જોઈ હોય ને માનવ ચમકે તેમ રાણી ચમકી ને જગદેવનો હાથ પકડી બોલી, 'ના, ના, આમ માથાનું દાન ન દેવાય. આપણે તેવું દાન નથી કરવું.'

'છીઃ' તિરસ્કારભરી મુખમુદ્રાએ જગદેવ બોલ્યો, 'આખરે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' નો સાક્ષાત્કાર કરાવ્યો ને? આજ ઇતિહાસના પાના પર અમર થવાનો પ્રસંગ આવ્યો છે ત્યારે આડો હાથ ધરવા તૈયાર થયાં છો?' કહેતો જગદેવ ત્યાંથી ગયો જાડેજી રાણી પાસે. ને પોતાના મનની વાત કહી ત્યારે જાડેજી રાણીએ કહ્યું, 'દાન દેવાની વાતમાં તો વળી બેસીને પૂછવા અવાતું હશે? પરમાર ચાલો, હું પણ તમારી સાથે મારું માથું ઉતારી આપવા આવું છું. મહારાજ

સિદ્ધરાજ બે માથાના બદલામાં આઠ માથાં ક્યાંથી ભાટકીને આપશે? ગુર્જરપતિને નીચું જોવું પડશે ને પરમારો ઊંચે મોઢે ઊભા રહેશે.'

'શાબાશ રાણી,' જગદેવ બોલ્યો, 'હું તારા જેવી સ્ત્રીથી ખરેખર મારું માથું જગતમાં ઊંચું રાખી શકું છું.' કહેતા જગદેવે રાણી તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોયું ને કહ્યું, 'થાળ લાવો.'

જાડેજી રાણીએ હસતે મોઢે જગદેવને થાળ આપ્યો, તે લઈ જગદેવ આગળ વધ્યો. રાણીઓ પાછળ પાછળ ચાલી.

ખાલી થાળ લઈ આવતા જગદેવને જોઈ કંકાળીએ પૂછ્યું, 'પરમાર, થાળ ઠાલો કાં?'

'હું ભરીને આપું છું.' કહેતાં જગદેવે તલવારથી પોતાનું માથું ધડથી જુદું કર્યું. માથું થાળમાં પડ્યું જાડેજીએ કહ્યું, 'લ્યો આ દાન.'

સંવત અગિયાર ચમોતરે, ચૈત્ર ત્રીજ રવિવાર;
શીશ કંકાળી ભાટને, દિયે જગદેવ ઉતાર.

કંકાળીએ હસતાં હસતાં એ થાળ હાથમાં લીધો ને બોલી, 'હું સિદ્ધરાજ પાસે જઈને આવું ત્યાંસુધી આ ધડને સંભાળજો, મંગળ ગીત ગાજો.' કહેતી કંકાળી સભાગૃહ તરફ ચાલી. સિદ્ધરાજ પાસે આવી થાળ ધર્યો. જગદેવનું માથું જોતાં જ મહારાજ સિદ્ધરાજ ચમક્યા.

'ગુર્જરેશ્વર, લાવો ચાર માથાં.' કંકાળીએ કહ્યું, 'વાર ન કરો.'

'ચાર માથાં ક્યાંથી આપવા' ના વિચારમાં મહારાજ પડ્યા. મહારાજને વિચાર કરતા જોઈ કંકાળી બોલી, 'ગુર્જરપતિ, જોજો બોલેલું વેણ પાછું મોઢામાં ન ઘાલવું પડે.'

'કંકાળી,' મહારાજ બોલ્યા, 'હું મારું અને મારા પાટવી ઘોડાનું માથું આપી શકું છું. હું ખુશીથી મારું માથું ઉતારી લે.'

'જાતે માથું ઉતારી આપવાની હિંમત ચાલતી નથી મહારાજ?'

કંકાળી બોલી, 'હું તો જોગણી અને ભિક્ષુક છું. મારાથી આપ્યું દાન લેવાય, જાતે ન લેવાય.'

મહારાજ સિદ્ધરાજ જડ પૂતળાની જેમ બોલ્યાચાલ્યા વિના ઊભા જ રહ્યા.

'મહારાજ, ચારગણું દાન આપવાનું બોલ્યા પછી આમ ચૂપ કેમ ઊભા છો ? ઉતાવળ કરો.'

'કંકાળી, માથું તારે જ ઉતારી લેવું પડશે. મારાથી મારું માથું જુદું નહિ કરી શકાય.'

'તો હાર કબૂલ કરો ને 'હું હાર્યો છું' તેમ મહેલ પર ચઢી બધા સાંભળે તેમ બોલો, વળી આ માથાવાળા થાળ નીચેથી સાતવાર નીકળો.'

પોતાની જાતે માથું ઉતારી આપવાની હિંમત ન હતી–હાર કબૂલ કરતાં દિલ ડંખતું હતું, પણ થાય શું ? સિદ્ધરાજ મહારાજની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ.

'મહારાજ, કાં તો માથું ઉતારી આપો કે હાર કબૂલ કરો, નહિ તો આ ભાટડીનું લોહી અહીં રેડાશે.'

ભાટના સ્વભાવથી પરિચિત મહારાજ સિદ્ધરાજે મને કમને ભાટડીનું કહેવું કર્યું. મહેલ પર ચઢી 'હું હાર્યો છું.' તેમ કહ્યું ને થાળ નીચેથી નીકળ્યા એટલે 'ફટ' કહી કંકાળી ત્યાંથી જગદેવને ત્યાં ગઈ. ધડ સાથે માથું જોડી પરમારને સજીવન કર્યો. જગદેવ બેઠો થયો ને બે હાથ જોડી બોલ્યો, 'કંકાળી, માગ, માગ. તું જે માગે તે આપવા હું તૈયાર છું.'

'હું માગીશ તે તું આપીશ ?' કંકાળીએ પૂછ્યું.

'શું વેણમાં શંકા છે ?' જગદેવે સામો પ્રશ્ન પૂછ્યો.

'પરમારના વેણમાં તો શંકા હોતી હશે ? છતાં...છતાં....'

'છતાં કાંઈ નહિ. તું માંગીશ તે તને મળશે.' જગદેવે કહ્યું.

'મળશે' કહેતી કંકાળી જગદેવ સામે જોઈ રહી પછી બોલી, 'પરમાર, ભોંયરામાં ભંડારેલ કાળભૈરવને છોડ.'

'બસ એટલું જ ?' કહેતો પરમાર આગળ વધ્યો. કંકાળી પાછળ પાછળ ચાલી. જગદેવે ભોંયરામાં જઈ કાળભૈરવને બહાર કાઢ્યો. અત્યારે તે ખોડો થઈ ગયો હતો. તે બહાર આવી નીચું જોઈ રહ્યો.

'ખોડિયા ખેતરપાળ,' કંકાળી હસીને બોલી, 'હું તને છોડાવવા આવી છું.'

કાળભૈરવે-ખેતરપાળે પોતાને કોણ છોડાવવા આવ્યું છે તે જોવા ઊંચું જોયું. કંકાળી-મા ચામુંડાને ઓળખી પગે પડી બોલ્યો, 'નોધારાનો આધાર.'

મા ચામુંડાએ કાળભૈરવ-ખોડિયા ખેતરપાળનો હાથ પકડી ઊભો કર્યો ને કહ્યું, 'ચાલ.'

મા ને કાળભૈરવ ચાલ્યાં. જગદેવ આ જઈ રહેલાંઓને જોઈ રહ્યો.

*